


# કવિતા



સુન્દરમ્
રમેશ પારેખ
બરકત વીરાણી
હેમન્ત દેસાઈ
રત્નો
રમેશ જાની
પુરુષોત્તમ મિસ્ત્રી
જયન્ત પાઠક
મનોહર ત્રિવેદી
રાજેન્દ્ર શુક્લ
રઘુવીર ચૌધરી
હરીન્દ્ર દવે
લાભશંકર ઠાકર
ઉમાશંકર જોશી
પ્રિયકાન્ત મણિયાર
હસમુખ પાઠક
નિરંજન ભગત

સુરેશ જોશી
ચંપકલાલ પરીખ
ધીરુ પરીખ
એ. એચ. જામી
અનિલ જોશી
પ્રવીણ દરજી
ઉશનસ્
પ્રાણજીવન મહેતા
સુરેશ દલાલ
ભાનુપ્રસાદ પંડ્યા
અમૃત ઘાયલ
યૉસૅફ મૅકવાન
શ્રી અરવિંદ
પુરુષોત્તમ રેગે
ઇન્દિરા સંત
સનાતન શ્રોફ
એઝરા પાઉન્ડ

## મુગ્ધ છું

હું મુગ્ધ છું:
આ કોઈનાં ઝુલ્ફાં ઉપર,
ને કોઈની અણિયાળી એ આંખો ઉપર,
કે કાનની લાલી ભરેલી કિનાર પર,
કે પાનીની ઢંકાયલી ઘેરી ગુલાબી કોર પર.

હું મુગ્ધ છું:
કો કંઠના ઘેરા બુલંદા'વાઝ પર,
ને કોઈનાં નૂપુરની રુમઝુમ ચાલ પર,
કે મેઘ શી માદક ખુમારી વેરતા કો બાહુ પર,
કે આંગળી ટચલીના નખની કોઈ કાતિલ ધાર પર.

હું મુગ્ધ છું:
આમે ય જે જે મુગ્ધ ના મુજને કરે તે સર્વ પર,
ને આંસુ જે હસવાને રોકે, હાસ્ય જે આંસુ તણું
થૈ મ્યાન થોભે,
ને હાથ જે ઊંચકાય હણવા તે થઈ આશ્લેષ રહે,
ને આંખ જે ભમતી ભ્રમર શી, ભ્રમર શી એકાગ્ર
થૈ સ્થિર જે ઢળે.

હું મુગ્ધ છું:
આ જોઉં આલીશાન ટોચો મહેલની,
ને ઘોર કાળી મેંશ ભમ્મર જેલની,
આ હાથનાં મીંઢળ અને નાડાછડી,
આ ફાંસી કેરા ગાળિયાની શી સુંવાળી એ ગડી.

હું મુગ્ધ છું:
કિરતાર તારી આ કરામત સર્વ પર,
આ જન્મ કેરું પારણું—આરસમઢી આ કબ્ર પર,
આ તું મને ભીંસીને ભેટે, યા ધકેલે લાખ જોજન
દૂર પર,
આ તું બને મુજ રાહબર કે તું બને મુજ
ફાંસીગર.

હું મુગ્ધ છું.

સુન્દરમ્

# ગોરમાને

ગોરમાને પાંચે આંગળીઓ પૂજ્યાં ને નાગલા ઓછા પડયા રે લોલ
કમ્મખે દોથો ભરીને કાંઈ ટાંકયાં ને આભલાં ઓછાં પડયાં રે લોલ

માંડવે મ્હેક મ્હેક જૂઈની વેલ કે જૂઈના રેલા દડે રે લોલ
સૌ, મારે નેવાંનું હાર બંધ ટોળું કે સામટું મોભે ચડે રે લોલ

ત્રાજવે ત્રાંફેલા મોરની ભેળી હું છાનકી વાતું કરું રે લોલ
લોલ, મારે મોભારે કાગડો બોલે ને આમથી લાજી મરું રે લોલ

મેંદીએ મેલું હું મનની ભાત્ય ને હાથમાં દાઝ્યું પડે રે લોલ
આડોશપાડોશ ઘમ્મકે વેલ્યું ને લાપસી ચૂલે ચડે રે લોલ

સૌ, મારે ઊંબરાની મરજાદ કે ઓરડા ઠેસે ચડયા રે લોલ
લોલ, મારે પથ્થરને પાણિયારે કે જીવતાં મોતી જડયાં રે લોલ

લોલ, ઊભી આંગણે નાગરવેલ્ય કે પાંદડાં તૂટયાં કરે રે લોલ
ઓરડે વાની મારી કોયલ આવે ન કાંઈ ઊડયા કરે રે લોલ

રમેશ પારેખ

# યાદ

ધીમે ધીમે ઢાળ ઊતરતી ટેકરીઓની સાખે તમને ફૂલ દીધાનું યાદ

સળવળ વહેતી કેડસમાણી લીલોતરીમાં તરતા ખેતરશેઢે, સોનલ...
અમે તમારી ટગરફૂલ-શી આંખે ઝૂલ્યાં ટગરટગર તે યાદ
અમારી બરછટ બરછટ હથેળીઓને તમે ટેરવાં ભરી કેટલીવાર પીધાનું યાદ

ધીમે ધીમે ઢાળ ઊતરતી ટેકરીઓની સાખે તમને ફૂલ દીધાનું યાદ

અડખેપડખેનાં ખેતરમાં ચાસ પાડતાં હળ મારી આંખોમાં ફરતાં
એકલદોકલ કોઈ ઉછળતું સસલું દોડી જતાં ઝાંખરાં પરથી પર્ણો ખરતાં
તરે પવનના લયમાં સમળી તેના છાયા છૂટાછવાયા ફાળ ઘાસમાં ભરતા
ડાળ ઉપર ટાંગેલી ઠીબનું નાનું સરખું બપોર ઊડી એકસામટું
પાંખ વીંઝતું હવા જેવડું થાય

ડાળ ઉપર ટાંગેલી ઠીબમાં સવાર પીતું નીલરંગનું પંખી જોઈ
ઝાડ ભૂલ્યાનું યાદ

ધીમે ધીમે ઢાળ ઊતરતી ટેકરીઓની સાખે તમને ફૂલ દીધાનું યાદ

રમેશ પારેખ

## એક જ દશા

એક જ દશાનાં દશ્ય બે આંખોને તીર છે,
એમાં જ પ્યાસ છે અને એમાં જ નીર છે.

દેખાવમાં તો હાથની થોડી લકીર છે,
પણ એ જીવનની જાળના સૌએ અસીર છે.

દુ:ખ એ જ છે કે કોઈ અહીં હમસફર નથી,
નહિ તો આ રાહના તો ઘણા રાહગીર છે.

કોઈ મને પછાડવા કોશિશ કરો નહીં,
જેને હજાર હાથ છે એ દસ્તગીર છે.

ફેલાવવા ન દેશો કદી હાથ એમને,
રાખે છે મુઠ્ઠી બંધ એ સાચા ફકીર છે.

ફાડું છું એક વસ્ત્ર, વણી લઉં છું હું બીજું,
મારામાં એક કૈસ છે તો એક કબીર છે.

જગને બતાવવામાં હવે રસ નથી મને,
પહેલાં હતું જે એ જ હજી પણ ખમીર છે.

પ્રીતિની આ જ સાચી પીડા હોવી જોઈએ,
એ આવશે નહીં ને છતાં મન અધીર છે.

ભટકી રહી છે રૂહ તો એની ગલી મહીં,
બેફામ જે કબરમાં છે એ તો શરીર છે.

બરકત વીરાણી

## ચલો પ્રિય

ભવાટવીની ભવાઈ — ભેદો ભાંગે,
રાત બધી કંઈ ભળતી ભૂંગળ વાગે!

અમાસને અંધારે જીવન ઝલકે!
લુખ્ખાં લોચન અંધકારનાં મલકે

સુખનાં દુઃખનાં દશ્ય જૂજવાં ઝૂમે,
ક્હાન — ગોપીના વેશ ધારીને ઘૂમે!

અંગત અંગત ભાર લઈને ભટકે
જુઓ, અભાગી ઉર તે ક્યાં જઈ અટકે!

સ્મરણ ઉષાનાં મધરાતે સહુ જાગે
હસતાં નભને લગની દવની લાગે!

મલમલ-કૂણી વાત વાટમાં માણી
અને વિસામે મંઝિલ મળતી જાણી!

ફિક્કાં ફૂલડાં, રંગ ફટકિયા જોતાં
નેણ રાંકડાં મોસમ વીત્યે રોતાં!

રસતરસ્યાંના રઘવાટો અહીં ભાળી
સોના-મૃગની કથા લહી મરમાળી!

આવન-જાવન વ્યર્થ ગતિમાં સરતાં
ચલો પ્રિયે, સંગાથે કેમે કરતાં!

હેમન્ત દેસાઈ

રત્નો | અષાડો રે, ઘન ઊલટયો...

આપણા મધ્યકાલીન સાહિત્યમાં પ્રકૃતિનું એક સ્વતંત્ર વિષય તરીકે ભાગ્યે જ આલેખન થયું હશે; પરંતુ માનવભાવના – ખાસ કરીને સંયોગ કે વિપ્રલંભ શૃંગારના – ઉદ્દિપન વિભાવ તરીકે એનાં સુંદર ચિત્રો શબ્દાંકિત થયાં છે.

ઠેઠ પ્રાચીન કાળથી વર્ષાઋતુ પ્રણયીજનોના મિલનનું આપણે ત્યાં પ્રતીક બની રહી છે. પરદેશ ખેડતા પ્રિયતમને એ સ્વગૃહે પાછા વળવાની ઋતુ છે. આભમાં વાદળાં બંધાવા માંડે ને વિરહિણીના તૂટતા હૈયામાં આશા બંધાવા માંડે. પરંતુ, આ મિલનઋતુમાં યે જો. પ્રિય ન આવે તો તો ...!! એટલે જ તો કવિકુલગુરુના પેલા યક્ષે મેઘને દૂત બનાવીને પોતાની તન્વી શ્યામાને સંદેશો પાઠવ્યો હતો ને? – તે ય આષાઢસ્ય પ્રથમ દિવસે જ! કારણકે, આશાને તાંતણે જ તો અંગનાઓ ટકી રહેતી હોય છે:

आशाबन्धः कुसुमसदृशं प्रायशो ह्यङ्गनानाम् ।  
सद्यः पाति प्रणयिहृदयं विप्रयोगे रूणद्धि।।

સંવત ૧૭૯૫માં ખેડાના એક ભાવસાર કવિ રત્નાએ પણ ગોપીને મુખે કહેવડાવ્યું છે:

આશા ઉમેદે અવતર્યા, અબળાનો અવતાર;  
કહોને અમે કેમ કીજીએ, મેલી ગયા રે મોરાર!

બાકી, આવે વખતે તો જૈન મુનિ જિનપદ્મસૂરિ(સં. ૧૩૯૦-૧૪૦૦માં વિદ્યમાન)-કૃત 'સ્થૂલિભદ્ર ફાગુ'માં કોશાને થાય છે તેમ ઝરમર ઝરમર ઝરમર વરસતો મેહ, ખલહલ ખલહલ ખલહલ વાતા વાયરા, ઝબઝબ ઝબઝબ ઝબઝબ ઝબકતી વીજલડી વિરહિણીના મનને આમૂલ કંપાવી જ નાખે ને!–

ઝિરિમિરિ ઝિરિમિરિ ઝિરિમિરિ એ મેહા વરસંતિ,  
ખલહલ ખલહલ ખલહલ એ વાહલા વહંતિ  
ઝબઝબ ઝબઝબ ઝબઝબ એ વીજુલિય ઝબકઈ,  
થરહર થરહર થરહર એ વિરહિણિમણુ કંપઈ.

પણ, આ વેદના કંઈ એકલી વર્ષાઋતુમાં જ થાય એવું થોડું જ છે! કારતકથી માંડીને તે આસો સુધી માસે માસે, ઋતુચક્રના રંગપલટા સાથે, વિરહિણીના હૈયાની દશા વધુ ને વધુ

કપરી થતી જાય છે. આષાઢ તો આપણા નિરંજને ગાયું છે તેમ, બિરહમાં બાઢ લાયો જ લાયો, પણ, કારતક – માગસર ... પણ એ બાબતમાં ક્યાં ઓછા ઊતરે એવા છે જો!

બારેબાર માસની પ્રકૃતિને પડછે વિરહની એ અસહ્ય અવસ્થાનું આલેખન આપણા મધ્યકાલીન સાહિત્યમાં તેમ જ અન્ય સાહિત્યમાં આજે ય ક્યાંક ક્યાંક થતું જોવામાં આવે છે.

"બારમાસી" કાવ્યોની એ અતૂટ મનોહારી પરંપરામાં, 'બૃહદ્ કાવ્યદોહન'ના સંપાદકે નોંધ્યું છે તેમ, 'રત્નાની કવિતા રત્ન જેવી ઝબકારો મારી રહી છે.'

એવા થોડાક કાવ્ય-ઝબકારા એના તેર માસ(અધિક માસ સાથે)નાં પદોમાંથી અહીં પાંચેક રજૂ કર્યાં છે. એ સિવાયનાં પદોમાંથી કેટલીક પંક્તિઓ તો સાચે જ મનમાં વસી જાય એવી છે: કેવો છે કારતક માસ? 'રસની કુંપળી' જેવો. અંગ સમારતી રાધિકાનાં નયણાંમાં એ ઝબકી રહે છે. મન્મથ પણ ત્યારે તો શોભી રહે છે! –

કારતક રસની કુંપળી, નયણાંમાં ઝળકાય;
અંગ સમારે રાધિકા, મન્મથ રહ્યો શોભાય!

અને પોષ મહિનાની આ વાત સાંભળો:

પોષે તો પરવશ પડી, વ્રેહ વ્યાપ્યો અતિ અંગ;
ઓષડ ગુણ લાગ્યો નહીં, ડશિયો શ્યામ ભુજંગ!

'ભુજંગ'નો શ્લેષ (નાગ; પ્રિયતમ-યાર). કેવો ઉપયુક્ત અને મઝાનો છે!

– તો મહા મહિનામાં આકુળવ્યાકુળ થતી ગોપી પોતાની વ્યથા જરા રોષપૂર્વક વર્ણવતાં કહે છે:

એક દુ:ખે અમો દાઝીએ, બીજું કુબજાનું શૂળ;
નિર્ગુણ જોગ વળી લખે, દાઝ્યા ઉપર લૂણ!

તેમાં વળી અધિક માસ આવ્યો! ગોપીની વાણી એક બીજી કહેવત દ્વારા ચિત્રાત્મક રીતે પોતાની અકળામણને પ્રકટાવે છે:

વર્ષ પછવાડે વાછરું, મૂક્યો છે મળમાસ*
રખે વળી ચૌદમો કરે, એનો શો વિશ્વાસ?

રત્નાના આ 'બારમાસી' કાવ્યનાં થોડાં પદો જ અહીં માણી લઈએ ......

* અધિક માસ

માગશર મન મેગળ થયો ઉપર નહીં ભરથાર
મધુપુરમાં વાસો વસ્યો અંકુશનો દેનાર!

માગશર મહિનો આવીઓ, નાવ્યા નંદકુમાર;
સંભારતાં સાંસો પડે, આંખે આંસુની ધાર!—માગશર મહિનો૦

આશા—ઉમેદે અવતર્યાં, અબળાનો અવતાર;
કહોને અમે કેમ કીજીએ, મેલી ગયા રે મોરાર!—માગશર મહિનો૦

પ્રથમ તો મધુકર મોકલ્યો, 'વ્હાલે કહાવ્યો છે જોગ;
આપણુ અબળાને એ ઘટે; જો જો કરમના ભોગ!—માગશર મહિનો૦

ઘરમાં તે હળવી હું પડી, બહાર નવ રે બોલાય;
કૂવા તે કેરી છાંયડી, કૂવામાં રે સમાય!—માગશર મહિનો૦

મળતાં મોટમ નવ રાખીએ, આવો શ્રી ભગવાન;
રત્નાના સ્વામી રે શામળા, દોને દરશન—દાન!—માગશર મહિનો૦

ફાગણ આવ્યો હે, સખી, કેશું ફૂલ્યાં રસાલ;
હૃદે ન ફૂલી રાધિકા, ભમર કનૈયોલાલ!

સઘળો શિયાળો વહી ગયો, આવ્યો ફાગણ માસ;
અંતરમાં અતિ ઉપજે, હોળી રમવાની આસ!—આવ્યો ફાગણ૦

વસંત વધા'વાને હું જતી, કુમકુમ ભરી કચોળ;
કેસરી સાળુ રે પહેરવા, મુખ ભરીને તંબોળ!—આવ્યો ફાગણ૦

અબિલ—ગુલાલ ઊડે ઘણાં, વાગે તાલ મૃદંગ;
કોકિલ શબ્દ સોહામણા, કંપે અબળાનું અંગ!—આવ્યો ફાગણ...૦

તરુવર આંબો મ્હોરિયો, ફૂલ્યાં કેસુડાં વંન;
અમો અબળાને એ ઘટ્યું, મરવું મૂંઝાઈ મંન!—આવ્યો ફાગણ૦

વેરી વિધાતાએ લખ્યો, વ્હાલા તણો રે વિજોગ;
રત્નાના સ્વામી રે શામળા, આવી કરોરે સંજોગ!—આવ્યો ફાગણ૦

વૈશાખ આવ્યો રે, સખી વહી ગયા ખટ માસ;
હજી સંદેશો ના'વિયો, કાગળની શી આસ!

વૈશાખે વાયા રે વાવલા, પાક્યાં દાડમ દ્રાખ;
પાકી તે રાયણ આંબલી, ગળી આંબાની સાખ!—વૈશાખ આવ્યો રે૦

લુનાં લહેરાં લાગે ઘણાં, બહાર નવ નીસરાય;
ધરતી ધખે ને રવિ તપે, કોમળ મુખ હરખાય!—વૈશાખ આવ્યો રે૦

ફૂલડાંની સેજ સમારીએ, બહેકે ચંપો ને જાય;
વ્હાલાજી કેરે વીંઝણે, કેને ઢોળું રે વાય?—વૈશાખ આવ્યો રે૦

માંગ સમારું રે મોતીએ, સેંથે ભરું રે સિંદુર;
નાથજી લ્હાવો રે લીજીએ, જોબન જાયે ભરપૂર!—વૈશાખ આવ્યો રે૦

ગ્રીષ્મ ઋતુ અતિ દોહલી, વ્હાલા વિચારો મંન;
રત્નાના સ્વામી રે શામળા, સોંપ્યું તન, મન, ધન!—વૈશાખ આવ્યો રે૦

આષાઢ આવ્યો હે, સખી કેમ કરી કાઢું દંન;
નાથ નમેરા થઈ રહ્યા, હૃદે પડિયાં રે રતંન!

આષાઢો રે ઘન ઊલટ્યો, માગ્યા વરસે રે મેહ;
વીજલડી ચમકાર કરે, વ્હાલે દીધો રે છેહ!—આષાઢો રે૦

મોરના શોર સોહામણા, દાદુર બોલે રે જોર;
કોયલડી ટહુકા કરે, નાવ્યા નંદકિશોર!—આષાઢો રે૦

રાત અંધારી ઊડે આગીઆ, દેખી ઝબકે રે મંન;
દીવડો દિસે બિહામણો, ના'વ્યા જગજીવન!—આષાઢો રે૦

લીલા ચરણા અવનિએ ધર્યાં, તરવર ઘેર ગંભીર;
પંખીડે માળા રે ઘાલીઆ, જ્યાંત્યાં ભરીઆં રે નીર!—આષાઢો રે૦

જોગીડા પણ પંથ પરહરી, બેઠા એક-આસંન;
રત્નાના સ્વામી રે શામળા, આવો જીગના જીવન!—આષાઢો રે૦

ભાદરવે ભવન પાંચમે, ખલકે હિંડોળાખાટ;
પુષ્પને પંખે પદ્મણી, જુએ વ્હાલાની વાટ!

ભાદરવો ભરપૂરમાં, ભલું જણાયે જોર;
ગગન વિષે કરે કાટકા, ના'વ્યા નંદકિશોર!—ભાદરવો ભરપૂરમાં૦

ઉત્તર દેશથી ઊલટયો, થયો ઘોર અંધાર;
વીજલડી ચમકા કરે, ના'વ્યા નંદકિશોર!—ભાદરવો ભરપૂરમાં૦

પંચરંગના આભમાં, મોટા તાણ્યા રે મચ્છ;
ચંપકવરણી રે રાધિકા, ચીર ભીંજાયે સ્વચ્છ!—ભાદરવો ભરપૂરમાં૦

નદીએ નીર ભર્યાં ઘણાં, નવ દીસે ઉતાર;
વેરણ જમુના પૂરે ચઢી, પિયુડો પેલે રે પાર!—ભાદરવો ભરપૂરમાં૦

બાળ્યું બધું સુખ દેહનું, જેનો નાથ નઠોર;
રત્નાના સ્વામી રે શામળા, બળતી બોલું છું જોર!—ભાદરવો ભરપૂરમાં૦

## પ્રતીક્ષા

સકળ અસ્તિત્વ આવ
આંખમાં તરવરે
એવી છે મીટ;

ગગનમાં, ઢગ
ઉપર ઢગ મહીં;
ગુપ્ત છે સૂર્ય:

બેચેન સસલું:
હવે બહાર ના
ના ભીતર......

પુરુષોત્તમ
મિસ્ત્રી

**સાવજ**

જાણો છો ભાઈ
તમે ચાલો છો તે અઘોર વન છે?
—હા, હા; તમે જેને જીવન કહો છો તે—

ગમે તે દિશાથી, હમણાં જ
સાવજ નીકળશે
તળપીને તમારાં સ્વપ્નોને
બોચીમાંથી પકડશે
કાંધે નાખી લઈ જશે.

પછી તમે 'હાકો' કરાવશો
લીલેરા વનની ઊંચેરી ડાળે
માંચો બંધાવશો
નિશાન તાકશો ...
—પણ ત્યારે તમે ...
'તમે' હશો ? ! —

જયન્ત પાઠક

**ક્ષણ મળે**

એમ યાદો આંખમાં પાછી ફરે,
જેમ સાંજે ગામનું ગોધણ વળે.

તો સુકાયેલ કંઠ પણ લીલો બને,
પક્ષીને જો ટહૂકવાનું વન મળે.

આ પીળું એકાન્ત પણ કૉળી ઊઠે
મૌનને દિલ ખોલવાની ક્ષણ મળે.

મનોહર
ત્રિવેદી

## ગઝલ

એકાદ વેંત દૂર, કિનારે રહ્યા કર્યું —
શ્વાસોના શ્વેત અશ્વ પછી છોડવા પડયા.

આકાશનો જ માર્ગ અમે તો ગ્રહ્યો હતો,
ખાંભા અનેક તોય બધે ખોડવા પડયા.

નેત્રો, હૃદય, કશેય જતન થઈ શક્યું નહીં,
આખર પતંગિયાંને અહીં ચોડવાં પડયાં.

એકે ય શબ્દ ધ્યાનને પામી શકે નહીં,
એકાંતને અસંખ્ય ખડક તોડવા પડયા.

મારા મહેલમાં ય હતાં બિંબ અન્યનાં,
સોહામણાં હતાં જ, છતાં ફોડવા પડયાં.

રાજેન્દ્ર શુક્લ

## સમયમાં

ઊતરતું અવકાશ પાષાણોની વચ્ચે,
ભૂમિ પર સમયની સરવાણી રચે.

જીર્ણોદ્યાને કુટીરમાં દીપશિખા તલે,
મારું મન પાષાણની રેખાઓમાં ફરે.

સરયૂમાં અયોધ્યાની છાયા વહી જાય,
વિરહી ગોકુલ મારે તીરે રહી જાય.

ભવનોને છજે બેઠાં કપોતની પાંખે,
બિડાઈ જે સ્મૃતિ, જાગે અલ્પજીવી આંખે.

પ્રિય કોને કહું? હું તો સમયને સંગે
પ્રતિક્ષણ રંગાયો છું દરતાના રંગે.

રઘુવીર ચૌધરી

ગીત

અંબોડે ગૂંથી કળી ચંપાની એક
જરા ચૂમી તો જાસુદનું ફૂલ;
બેઉ આ હથેળી વચ્ચે હસતું કમળ
ક્યાંક વાસંતી વાયરાની ભૂલ.

નીલ રંગ ઝારી થકી ઝરમરતી જલધારા
ધરતી આખી ય બની બાગ,
ક્યાંક ક્યાંક કેસૂડો કોળે શીતળ
ક્યાંક મોગરાની પથરાઈ આગ.
ઘેઘૂર આ આંખ આડે પડદો રચે છે.
ઝીણા રણઝણતા શ્વાસનું દૂકુલ.

ઊગતે પરોઢ કોઈ આવી મળ્યો કોલ
એક ઝાકળનું બિંદુ આભ ઊડ્યું,
ભીની આ પાંદડીના સુરભિત હૈયામાં જઈ
સૂરજનું બિમ્બ એક બૂડ્યું;
પંખીઓએ ટહૂકી જે આપ્યા એ એકેએક;
વાયદાઓ અમને કબૂલ.

હરીન્દ્ર દવે

# પ્રણયથી મૃત્યુ સુધીની સ્પર્શરેખાને શબ્દબદ્ધ કરનાર અનન્ય કવિ : રાવજી પટેલ

[ રાવજીનાં પચાશેક કાવ્યો વાંચીને કરેલી નોંધ ]

રાવજી પ્રેમ અનુભવે છે, વિરહ અનુભવે છે, રતિની થપાટો અનુભવે છે; કૃષિજીવનનું – ગ્રામજીવનનું માધુર્ય અનુભવે છે, એની સાથે સંકળાયેલી સ્મૃતિઓ અનુભવે છે, કેટલીક સહજ એવી ઈપ્સાઓ અનુભવે છે; આ માત્ર ઈપ્સાઓ છે અને એના માનસ અનુભવ સિવાય વિશેષ કંઈ શક્ય નથી એવી લાચારી અનુભવે છે, જિજીવિષા અનુભવે છે, એકલતા અનુભવે છે, જાતને પારદર્શક થતી અનુભવે છે; માનવજાતની, માનવમૂલ્યોની પણ, શબ્દના મૂલ્યની પણ નિરર્થકતા અનુભવે છે; મૃત્યુનો નિકટતમ સ્પર્શ અનુભવે છે. પ્રણય અને પ્રકૃતિના ઋજુ - મધુર સંવેદનોથી માંડીને શ્રદ્ધાહીન મનોદશા અને મૃત્યુનો સાક્ષાત્કાર સુધીના ભાવો એની કવિતામાં શબ્દસ્થ થયા છે.

રાવજી શબ્દપટુ કવિ છે, અર્થપટુ કવિ છે. એની પાંચે ઈન્દ્રિયો અને મન પટુ છે. સંવેદ્ય શબ્દોની – ક્રિયાપદોની યોજનામાં અને લયસૂઝમાં એની શબ્દપટુતા અનુભવાય છે. શબ્દાલંકારો અને અર્થાલંકારોની તાજગી લઈને એ આવે છે. એની વાણીમાં સ્વાભાવિકતા છે. એ સ્વભાવોક્તિનું રૂપ લઈને આવે છે ત્યારે પણ અનવદ્ય રમણીયતાનો અનુભવ કરાવે છે. શબ્દકલ્પો અને અર્થકલ્પોની તાજગી, સ્વકીય વિશિષ્ટ સૂક્ષ્મ સંવેદનો, ક્રમશ: નિર્ભ્રાન્ત થતી મનોદશાના મર્માન્તક ઉદ્‌ગારો અને મૃત્યુનો સ્પર્શસ્વીકાર: આ બધાંને કારણે વેદનશીલોને રાવજીની કવિતા આકર્ષશે. કોઈને રાવજીની શબ્દસૃષ્ટિમાં ક્યાંક કવચિત્ ઊર્મિલતા લાગવાનો સંભવ છે. એમ હશે, પણ સમગ્રતયા રાવજીની શબ્દચેતનામાં ઊર્મિલતા કે પલાયનતા નથી. બલકે, રહેંસાઈ જઈને પણ, જીવિતને, જોવા-સમજવાની મથામણ છે. ક્યારેક એ ઉશ્કેરાય છે, નિર્મમ કટાક્ષો કરે છે, ગાળો ભાંડે છે, લવારે ચઢે છે; – પણ એની ચેતના બિનંગત બિંદુ પર ફરી ફરી આવીને ઊભી રહે છે.

લાભશંકર ઠાકર

'ઢોલિયે' કાવ્યમાં પ્રણયનું, વિરહનું, રતિસ્ફુરણોનું મનોહર આલેખન થયું છે.

અમે અજાણ્યા ક્યાં લગ રે'શું?
કહો તમારા ઘરમાં?

બોલ તામારા સુણી માંહ્યથી
પાંપણ વાસી
અમો ખોલિયે દુવાર આડું!

કમાડ પર ચોડેલી ચકલી
શમણું થઈ ઘરમાં ફડફડશે.
જુઓ પણે પરસાળ સૂંઘતો ચાંદો.

એક બીજા ગીતમાં નાયિકાના મુખનો લયતરલ અનુભવ નિરૂપાયો છે.

તારું મધમીઠું મુખ
જાણે સાત–પાંચ તારાનું ઝૂમખું
હો આમતેમ ઝૂલે
હો ઝૂલે
કે ઘર મારું વ્હેલી પરોઢના પ્હેલા
ઉઘાડ જેવું ખૂલે!

મારું સામટુંય દુ:ખ
જાણે વાયુનું પગલું શું આછું
હો આમતેમ ઊડે
હો ઊડે.

'છેવટે' કાવ્યમાં, ઘરની રિક્તતામાં, ખાલી પડેલી દૃષ્ટિમાં કશું સમાતું નથી, પણ જવા નીકળતા નાયકને કોઈનો સ્પર્શક્ષમ, અનુભવ થાય છે.

કો સ્પર્શનું લીંપણમાં રહીને
જવા કરું બ્હાર હવે હું જ્યારે

'એક મધ્ય રાત્રે' સૂતેલી પત્નીનો સ્પર્શ થતાં:

પથારી ખીલી ગૈ, કુસુમ ટહુક્યાં કૈં રુધિરમાં
અમે અંગુલીનાં શિખર લયમાં, ને નયનમાં
હજારો પૂર્ણિમા પ્રકટ થઈ ગૈ શી પલકમાં.
... ...
વીતેલાં વર્ષોમાં કદીય પણ ચાહી નવ તને
સ્તનોનાં પુષ્પોમાં શરમ છુપવીને રહી પડયો.

નગરમાંથી ગામમાં આવ્યાને હજી એક પળ નથી થઈ ત્યાં તો આ કૃષિ-કવિ શું શું અનુભવે છે!

આવ્યે હજી પલ નથી થઈ એક, ત્યાં તો
આ સીમનું કલકલ્યું મન વિસ્તરેલું;
... ...
મેં ડોલતાં કણસલાં પર કાન માંડયાં
... ...
લીલાશમાં સરકતી પકડી હવાને
ચૂમી લઈ, કલકલાટ બધો ય ચાખ્યો!
('સીમનું મન')

'જિજીવિષા' કાવ્યમાં પુરુષાર્થની ઈપ્સાનો લાચાર સળવળાટ છે.

વીસ વર્ષનું એકસામટું જોમ
ઘડીભર આવે તો આ નજર કને
નોધારાં મારાં ગાત સમાં
ઉપાન મહીં પગ મેલું;

મારી ડબ ડબ ચૂતી છાપરીઓ જૈ બેસું
ડોલું ફાગુનાં ખેતરની વચ્ચે.

નોધારાં ગાતને ઉપાનમાં અનુભવતી અર્ધકલ્પકતામાં કવિપ્રતિભાની સ્ફૂર્તિ છે.

યુવાન કવિએ 'પરોઢે તાપણી પાસે બેઠેલ વૃદ્ધની સ્વગતોક્તિ'માં નિરસ કઠોર જીવનનો સ્પર્શ કરાવ્યો છે. એમાં વૃદ્ધની સ્મૃતિ, ભ્રાન્તિ અને નિરસન નિરૂપાયાં છે.

ભીની જગા કલકલી ઊઠી : સ્પર્શ મ્હોર્યો
પાસે, ફરે કર, કઠોર પડેલ સાંઠી.

'તા૦ ૧૫-૧૧-'૬૩' નામના કાવ્યમાં ૨૪ વર્ષની પારદર્શક કાંચળી નીચે કવિ શું શું અનુભવે છે?

'દેહમાં પુરાયેલું અસ્તિત્વ આ ગમતું નથી. મને કોઈ રાવજીથી ઓળખે એ પે હવે ગમતું નથી. સ્વપ્નપરીઓના સુવાસિત દેશને પરીઓ બધી ઊંચકી ગઈ! જાતને સમજાવતો હું થઈ ગયો રે, શું થયું? હું કયી દીવાલમાં અટવાઉં છું.'

પારદર્શક કાંચળી નીચે કવિનું આત્મ-દર્શન છે:

ઇસ્ત્રી કરેલા શબ્દને હું ગોઠવું છું.
... ...
આમ હું તો મધ સમો મીઠો બનું
ને યુદ્ધના વિચાર શો ધિક્કારવા લાયક બનું.

સર્વત્ર સભ્યતાની કુંવરી(!)ને સાચવ્યા કરતો પોતે 'કોઈ પેઢીના હિસાબી ચોપડા જેવો નર્યો જુઠ્ઠો!'

કવિને ઘણુંય મન છે: 'કોઈને ખટકું નહીં એવો પવનની લ્હેરખી જેવો ફરું.' પણ ...

હવે 'અપ્રિય પત્નીનો નિદ્રાસ્પર્શ' થતાં ઊંઘના અણખેડયા ખેતરમાં સારસ-ટહુકા ઊગે છે, અને—

એક કોરથી સ્હેજ સ્વપ્નથી ચાખું
આખું સાકરની કટકી શું ખેતર
જીભ ઉપર સળવળતું.

પણ આવી, રસક્ષમ, ભ્રાન્તિ ઝાઝો સમય ટકતી નથી; કેમકે—

મારી પાસે વેરણછેરણ ઊંઘ ઓઢીને ઘોરે
શાંતિ રણ જેવી લંબાઈ પડેલી.

'અસંખ્ય રાત્રિઓને અંતે' કાવ્યમાં કવિ માનવતીનું 'ઘાસલ પગલું ફરફરતું' જેવા ઝંખે છે. એનાં 'વંટોળ થઈને ચરણ ચડયાં ચકરાવે' અને ઘાસની નસમાં સૂતેલો સૂર્ય હડફેટે ચડે છે, બળદની નસતસતી મેઘલ ખાંધ સરીખો પહાડ દબાય છે, જૂના જેવું ગામ નદીને તટ ચોંટેલું, એ ચગદાયું.

હગડગ હગડગ ગર્ભ વિશ્વનો કંપે
મારી આંગળીઓમાં સ્વાદ હજી સીસકારા મારે!
ક્યાં છે સ્પર્શ ફણાળો
હજી સ્તનોના ચરુ સાચવી બેઠેલો
ફેવડિયો ક્યાં છે?

પણ આ મનોયાત્નાને અંતે પણ માનવતીનો દૃષ્ટિસ્પર્શ થતો નથી; કેમકે એ

કરોડ લાખ વર્ષથી ચહેરો પથ્થરના ઘૂંઘટની પાછળ છૂપવી બેઠાં છે.

નજરની અડોઅડ નભ ઝરે છે, 'બિછાનેથી' કવિ બધું જુએ છે, અનુભવે છે.

પથારીમાં ગોટવાતા મેઘના પહાડ

...

અચાનક પથારીમાં કણસતું
સારસીની એક સમું કાંઈ.

...

એક
એક
પલ તણો વધ થતો.

'ખેતરમાં રોટલાને બચકે ચડાવતો'તો અડદની દાળ. કને ઘીની ધાર જેવું જોતી તી નાર.' એ ભાવસૃષ્ટિ ગઈ. હવે ...

માંદાં પોપચાંમાં ખીલી ઊઠી તાજીતમ રાત!

... ...

ઔષધનું લોહી પણ ફેણ ઊંચી કરે!

'ઘીની ધાર જેવું જોતી હતી નાર' એ સ્મૃતિ કે ઇપ્સાને બદલે હવે કવિને માંદગીમાં, એકલતામાં, કહેવું પડે છે:

એક દિવસ ના મળ્યો?
તને મેં ઔષધ પીતા પીધી!
('આજ અચાનક')

'અંગત' નામથી તૈયાર કરેલી કવિની અધૂરી હસ્તપ્રતના છેલ્લા કાવ્યમાં મૃત્યુના ગીધની પાંખોનો ફફડાટ છે, નિરર્થકતાનો અનુભવ છે, જિજીવિષા છે.

ભર્યા સમંદર આંખોથી ખાલી કરવાના
હજી કેટલું જીવવાનું છે; બકવાનું છે?
ગાલ નીચેની માટીમાં આકાશ લસરતું
સરવરજલને મળી ચૂકેલું માંસ બોલતું
ભર્યા સમંદર આંખોથી ખાલી કરવાનાં

... ...

'પવન રુધિરે છણકયો - છાતીનાં ફૂલ ખરશે'
એવું મારું શમણું પાછું કાઢો, પાછું કાઢો
મરવાનું છે કાલે ગીધને પાછું કાઢો, પાછું ...

નૈરાશ્યનો, નિરર્થકતાનો નિર્ભાન્ત દશાનો ભાવ ફરીફરી ઉપસ્યા કરે છે.

* આથમી ગયા અસંખ્ય સ્તનોના સૂરજ આથમી ગયા! (અપ્રકટ કાવ્ય)

* હવે તો ચોમેર રેલાયે જાય છે કેવલ ભ્રાન્તિની કથા. (અપ્રકટ કાવ્ય)

* મારે મન હૃદય તો ચીતરેલું ફળ. (અપ્રકટ કાવ્ય, 'શંકર પ્રજાપતિને મળ્યા પછી')

* હું તો ચુડેલની પીઠ જેવો પોલો. (અપ્રકટ કાવ્ય, 'શંકર પ્રજાપતિને મળ્યા પછી'

* હવે શાં કાવ્ય લખું?

માણસનો કાન હવે તો ધૂળ – ધૂમાડો – પથ્થર ('૧૯૬૪-૬૫માં'–કદાચ અપ્રકટ

* બળ્યોજળ્યો લય ભીંતો કોચે ('૧૯૬૪-૬૫માં'–કદાચ અપ્રકટ

* આખો દેશ અડાયા પર બેઠો છે!
ત્યારે બૉમ્બ પડેલા ગામ સરીખી
સપાટ નિર્જન જીભ (કવિની)
('૧૯૬૪-૬૫માં'–કદાચ અપ્રકટ)

* ભલે મને મળે નહીં બ્રહ્મનું બટેરું ભરી
છાશ ('કૃતિ'–૧૯૬૬ના બીજા અંકમાં
શીર્ષક વગરનું કાવ્ય)

* સૂર્ય હવે છાણનું અડાયું મારે મન
('કૃતિ'–૧૯૬૬ના બીજા અંકમાં શીર્ષક
વગરનું કાવ્ય)

* હું તો માત્ર
કૂતરાની પૂંછડીનો વાંકો વિસ્તાર
હું તો માત્ર કવિ
હું તો માત્ર
ઓરડામાં સબડતું આદિ મમી,
હું તો માત્ર
ભૂખથી રીબાતું મારું વલ્લ્રપુરા ગામ
હું તો માત્ર
ખાલીબખ નિઃસહાય ૐ.
('કૃતિ'–૧૯૬૬ના બીજા અંકમાં શીર્ષક
વગરનું વાક્ય)

રાવજીની 'સંબંધ' (ક્ષયમાં આત્મદર્શન) નામની એક દીર્ઘ રચના માર્ચ, ૧૯૬૮ના 'કૃતિ'માં પ્રગટ થઈ છે. ક્ષયમાં કવિએ આત્મદર્શન કર્યું છે, મનુષ્યને જોયો છે. શ્રદ્ધાહીન બનતા જતા કવિના ભેદક ઉદ્‌ગારોમાંથી અહીં કેટલાક નોંધ્યા છે:

* હું તો મડદાંની આંખોમાં તરવા લાગ્યો!
હું તો મરી ગયેલી જીભે ગાવા લાગ્યો!

* આ કોયલકંઠી પૅન હવે કકળે છે.

* હું વગડાનો ફળફળતો ચિત્કાર
હું સાવરણીનાં રુંછાં જેવી ભવિષ્યરેખા
હું પયગમ્બરનો નકલી ચહેરો
મૂંગો હાહાકાર કારમો
હાથ વગરનો બૉમ્બ.

* પગમ્બરની બટકાયેલી જીભ ગઈ ક્યાં?

* ને રણ કંપોઝાતું રોજ સવારે

* દરેકની મુઠ્ઠીમાં પડ્યો પડ્યો ગંધાય
અનાગત.

* મારો અમીયલ કૂપો તૂટે
મારો લ્હેરાતો લય બટકે.

* હવે મેં મરવાનું પણ મોકૂફ રાખ્યું.
મારો જીવનનો વટ જુદો. હમણાં
ઘણીવાર તો છું જ નથી.

* હું પ્રેમ કરું નહીં
પ્રેમ એટલે એંઠા બોર.

* અમને દોરાથી સાંધીને ભેગાં બાંધ્યાં
તતડક દેતાં તૂટીએ.
આ લો સ્ટૉપ કર્યું લપ.

* મારી સપનાળી ઊંઘોને ઊઠયા ફરફોલા.

શ્રદ્ધા ગુમાવતો કવિ કયારેક અકળાઈ ઊઠે છે:

હું કૃષ્ણ હવે ડાહ્યુ
('શંકર પ્રજાપતિને મળ્યા પછી')
બુદ્ધ જેવો બુદ્ધ પણ નયન ઢાળીને
સાલો ઢોંગ કરે છે.
('શંકર પ્રજાપતિને મળ્યા પછી')

હેડ ન્યૂઝના ફેંટા બાંધી
વ્યંડળ બેઠા તીરે જોને
રામ અમલમાં રાતામાતા
દાઝણહારા ડૂબે જોને. –('સંબંધ')

ત્રણ વરસની કીકીમાં
પડખાં ફેરવતી
શંખણીઓ મધરાતે ચીસે. –('સંબંધ')

'સંબંધ' કાવ્યના અંતભાગમાં કવિનો રોષ, અશ્રદ્ધા, નિર્ભ્રાન્ત મનોદશા યદ્રાતદ્રા રૂપ લેતાં જણાય છે. પરંતુ એ ઉદ્‌ગારોમાં પણ નિઃસહાય, નિર્ભ્રાન્ત કવિની સંવેદના, કોઈ બિનાંગત બિંદુ પરથી પ્રકટી હોય એમ લાગ્યા વગર રહેશે નહીં.

સદીઓથી મૂંગી ચોપડીઓ
કીડીઓ સદીઓથી બોબડીઓ
વત્સો! શરણ તોતડું
વાંકુંચૂકું ૐ બોબડું
સંતાતું સદીઓથી
બીકથી પ્રસરેલું વેરાન ફરે સદીઓથી
એણે પૃથ્વીને રગદોળી કદી ઈશ્વર થઈને
એણે સરજેલી સરજતને જરૂર અંત હોય છે.
હું આવ્યો છું હવે અંતહીન વાચા ઘડવા
એણે સરજેલું કદાચ પંડમાં
હું આવ્યો છું હવે અંતહીન નિદ્રા ઘડવા.

આમ છતાં 'આભાસી મૃત્યુનું ગીત'– ('કૃતિ' ઑક્ટોબર, ૧૯૬૭)માં 'મારી આંખે કંકુના સૂરજ આથમ્યા' એમ કહીને કવિએ વેદનાપૂર્વક છતાં શાંતિથી મૃત્યુનો સ્વીકાર કર્યો છે.

મારી વેલ શંગારો વીરા, શગને સંકોરો
રે અજવાળાં પહેરીને ઊભા શ્વાસ!

જતા જતા એક 'સજીવી હળવાશ' વાગે છે. પણ કેમ કરીને રોકાવું? – 'મારી આંખે કંકુના સૂરજ આથમ્યા.'

મૃત્યુના ગીતમાં પણ શણગારોનું કવિએ 'શંગારો' અને પડછાયાનું 'પંછાયો' કરીને નવાં જ શ્રુતિરૂપોનો અનુભવ કરાવ્યો છે. મૃત્યુના સ્પર્શ સુધી રાવજી શબ્દપટુ રહ્યો છે. એના અર્થપુરુપમાં અનેક વાંક-વળાંકો, ભાવ-ભંગિમાઓ છે, એ સંકુલ છે; છતાં એના સ્તરેસ્તરની વાહિનીમાં ચેતનનો થડકારો છે. પ્રણયથી મૃત્યુ સુધીની સ્પર્શરેખાઓને શબ્દબદ્ધ કરનાર કવિ રાવજી પટેલ અનન્ય છે.
તા. ૩-૯-'૬૮.

### જન્મસ્થાન

જન્મસ્થાન તમારું તે ન કોઈ નગરે, ગૃહે
મૃદુ માનવ હૈયું તે જન્મસ્થાન તમારું છે.

### મૃત્યુદંડ

ફાંસી દીધી ગોડસેને અમોએ
ગાંધીજીના દેહના મારનારને.
ગાંધીજીના જીવ—ને જીવતાં ને
મૂઆ કેડે મારતું જે ક્ષણે ક્ષણે,
પડ્યું અમોમાં સહુમાં કંઈક,
તેને હશે કે કદી મૃત્યુદંડ?

ઉમાશંકર જોશી
વસંતવર્ષા]

### જોયા હતા?

એકદમ જ્યાં સાવ નાના ભાઈએ પૂછ્યું,
"તમે ગાંધીજીને જોયા હતા?"
ત્યાં હું અચિંતો ને સહજ બોલી ગયો કે 'હા'
અને એ ઓશિયાળી આંખથી જોઈ રહ્યો મુજને
અને બબડી ગયો —
'ત્યારે અમે તો હીંચતા'તા ઘોડિયામાં
પેન-પાટી લૈ હજુ તો એકડાને ઘૂંટતા'તા રે અમે!'
હું હવે કોને કહું કે 'ના તમે,
એ તો અમે?'

પ્રિયકાંત
મણિયાર
અશબ્દ રાત્રિ]

બાપુનો જનમદિન

આજ બાપુનો જનમદિન
જ્યારથી સરકાર પાળે છે રજા
ત્યારથી કેમેય ભુલાતો નથી.

વાંચશું થોડા ગીતાના શ્લોક?
'વૉઈસ ઑફ ઇન્ડિયા' જોવા જવું છે,
ક્યાં સમય રહેશે?

ને ઉપવાસ?
ના રે એમ દુભવ્યે જીવ
બાપુ તે કદી રાજી રહે?

રાજઘાટ જશું?
ચલો, સુંદર જગા છે,
ટહેલશું થોડું.
અને બે ફૂલ બાપુની સમાધિ પર મૂકી
કર્તવ્યનિષ્ઠા તો બતાવીશું.
ક્યાં બિચારાએ સહન થોડું કર્યું
બે ફૂલનો તો હક્ક અદા કરવો ઘટે.

પ્રાર્થનાના તો ન શબ્દો યાદ
પણ બાપુ સદા કહેતા હતા
કે હૃદય જો પ્રાર્થતું હોય તો સાચી પ્રાર્થના.

આ રજાનો દિન
હશે આકાશવાણી પર વધારે કાર્યક્રમ:
વ્યાખ્યાન કોઈ રાજનેતાનું —
જવા દો,
ગ્રામ પર મૂકો નવી રેકોર્ડ.

આજ બાપુનો જનમદિન
ને રજા,
કેટલો જલદી દિવસ વીતી ગયો,
જેમ બાપુનું જીવન.

હરીન્દ્ર દવે
[આસવ]

આટલાં ફૂલો નીચે
ને આટલો લાંબો સમય
આંધી કદી સૂતો ન'તો—

રાજઘાટ પર
હસમુખ પાઠક
નમેલી સાંજ]

## રેંટિયો

કાંતતાં કાંતતાં

આ સૃષ્ટિના સકલ સંચલને નિમગ્ન
કો બાહુને સતત પ્રેરત આદ્યતત્ત્વ
એ તત્ત્વ આ ચરખડા તણું કાષ્ટચક્ર
—જે યજ્ઞરૂપ, નિત એહ ચલાવતા તે
આ માહરા બાહુ વિષે વસ્યું છે.

આ દીર્ઘ ચક્ર, અતિ ઉગ્ર, અહો શું સૂર્ય,
એ સત્ય; ને લઘુક જે વળી ચક્ર, શાંત,
એ ચન્દ્ર શું, પ્રગટ મૂર્તિમતી અહિંસા;
ને આસપાસ અહીં ગુંજનમાં રચાતો
સંવાદ, એ સકલ તારકવૃન્દ, પ્રેમ.

ત્યાં દૂર ચક્રમુખ માંહી વસ્યું છ સ્વર્ગ,
ને સૂત્રના સકલ તાર વિષે છ ગંગા;
ત્યાં જે વસ્યો મુજ ભગીરથ અન્ય બાહુ
એના પ્રયત્નબલથી નિત જે વહી રહે;
એથી જ પાવન થતું પૃથિવીનું તીર્થ.

હું એક બાહુ થકી અંજલિ કર્મરૂપ
અર્પી રહું નિત અનાદિ અનંત પ્રત્યે,
એ ચિત્તનો હૃદયનો મુજ પૂર્ણયોગ;
ને અન્ય બાહુ થકી આશિષ એહની હું
ઝીલી રહું ......

[નિરંજન ભગત
છંદોલય]

## એક કવિતા

ઓ રે ભાઈ કવિ,
જાણું છું કે નથી ઠેકાણે તારો મિજાજ;
પણ મારી એકબે વાત તો સાંભળી:
સૂરજની બખોલમાં બાંધેલો ઘુવડનો માળો
ભલે હવે વીંખી નાખ
ને એની ઓથે સંતાડેલી કૃષ્ણની વાંસળી
કોઈક ભાવિક કવિજન માગતું હોય તો આપી દે.
પેલી ગરોળી પાછી માગે છે એની તૂટેલી પૂંછડી
એનો ઉપયોગ પૂરો થયો હોય તો પાછી વાળ
વડીલ કવિની શ્રદ્ધાની ધોળી બકરી
હલાલ કરવી છોડી દે
ચન્દ્રનો કાટ ખઈ ગયેલો સિક્કો
ખિસ્સામાં શા લોભથી સંતાડી રાખ્યો છે?
ફગાવી દે એને આકાશમાં
ને ઈશ્વરનાં ખોળિયાંને શા માટે ચખી મૂક્યું છે ઈસ્ત્રીબંધ
તારા વૉર્ડરોબમાં?
એ બિચારો થથરતો ઊભો છે બહાર
હવે સૂર્યગ્રહણ થાય ત્યારે
એનું જ કરી દે ને એને દાન
ઓ રે ભાઈ કવિ,
આટલું જો તું કરે
મારે ખાતર જરાક હસે તો —
માગ માગ જે મગે તે આપું
અરે, આપી દઉં સાવ તાજાં બસો–અઢીસો હાઈકુ!

સુરેશ જોશી
સંજ્ઞા–૭]

ભાઈશ્રી હરીન્દ્રના આ કાવ્યસંગ્રહનું ના" છે: 'મૌન' કાવ્યવિવેચનમાં આજે આ શબ્દની બોલબાલા છે. શબ્દ અને શબ્દ વચ્ચેનું મૌન, કાવ્યના આરંભે અને અંતે મૌન – એમ મૌનનો મહિમા ગવાય છે. કાવ્યમાં રૂઢ પરિભાષા કામ ન આપે તો આપણે નવી પ્રયોજીએ એ તો સમજાય એવું છે, પણ નવી પરિભાષા વિશે પણ આપણા મનમાં ચોક્કસ ખ્યાલ હોવો જોઈએ. કોઈ પણ સંપ્રત્યયની વ્યાખ્યામાં જેટલી શિથિલતા તેટલી તે સંપ્રત્યય પરત્વેની વિચારણામાં અવ્યવસ્થા આવે. "મૌન" તે શું છે? કાવ્યમાં મૌન એટલે શું? કાવ્યનું ઉપાદાન તો છે વાણી, શબ્દ. શબ્દાન્તર્ગત તત્ત્વો: અવાજ કે ધ્વનિ અને અર્થ. કાવ્યમાં મૌનની વાત આવે ત્યારે શું સમજવાનું છે? કાવ્યના શબ્દ અને અર્થ મુખર ન હોય, ઘોંઘાટિયા ન હોય. રૂઢ પરિભાષામાં કહીએ તો એનો અર્થ એટલો કે કાવ્યમાં પ્રયોજાતો શબ્દ મુખ્યાર્થ ઉપરાંત ધ્વન્યાર્થ પણ આવે, ચમત્કૃતિસાધક હોય, મુખ્યાર્થની આસપાસ રહેલા પ્રદેશને પણ એ આલોકિત કરી આપે ને એમ એ નાનકડું વાહન ભાવકને વિશાળ ચેતના-પ્રદેશમાં ફેરવે. આધુનિક પરિભાષામાં કહીએ તો કાવ્યમાં Outer language અને Inner languageનું સામંજસ્ય હોય, અદ્વૈત હોય. 'મૌન'નો આથી વિશેષ કે જુદો અર્થ કરીએ તો શબ્દના અને કાવ્યના, સાહિત્યના પ્રયોજનના સંપ્રત્યયને જ બદલવો પડે. કાવ્ય એટલે શબ્દના ઉપાદાન દ્વારા અવ્યકતના ગહન વિશાળ પ્રદેશમાં વિહરવાની લીલાપ્રવૃત્તિ.

વારુ; તો હરીન્દ્રભાઈની કવિતામાં ઉપર સમજ્યાં તેવું 'મૌન' કેટલું? શબ્દનું એક બટન દબાવ્યું એટલે ચિત્તના દૂર દૂરના પ્રદેશોમાં અજવાળું પથરાઈ જાય એવી ધ્વન્યાત્મકતા એમાં કેટલી? જોકે કવિએ તો સંગ્રહનું નામ 'મૌન' પાડ્યું છે એટલું જ, બાકી મૌન જાળવ્યાનો એમનો દાવો તો નથી; ઊલટું એ તો કહે છે કે કાનમાં કહેવાની વાત અહીં બધાંને મોટેથી કહેવાઈ ગઈ છે, ને મૂગું કોઈ હોય તો તે ગીત નહિ, પણ કવિ પોતે.

સાવ સમીપે આવીને
તવ કાન મહીં કહેવું'તું
એને આજ મનખના મેળામાં
લ્યો
આમ અચાનક ગાઈ લીધું

હું તો કેવળ મૌન લઈ
ઊભો છું તારે દ્વાર.

પ્રેમની વાત સીધી કોઈ વ્યક્તિને અનુલક્ષીને કરવાની હોય કે પછી રાધા-કૃષ્ણને નામે – કવિ એમાં પોતાની મુગ્ધતાની મૂડીનો ઉડાઉ ઉપયોગ કરવાનો. કરે જ ને? કવિ ન કરે–તો બીજું કોણ એવું કરે? ગઝલ કરે કે ગીત કરે, આ કવિ મુગ્ધતાની નજાકતનું અત્તર એમાં ફોરાવવાનો. રાધાકૃષ્ણ કવિને હજી ય આટલું બધું આકર્ષણ કરે છે તે કવિની ધાર્મિક વૃત્તિ કે ભક્તિને લીધે નહિ, એમની રંગરાગી વૃત્તિને લીધે. મધ્યકાલીન કવિઓને મન તો રાધાકૃષ્ણનો દિવ્ય પ્રેમ જ કાવ્યનો ઉદ્‌ભવહેતુ, પછી ભેગોભેગો એમની સાંસારિક, ઈહલૌકિક લાગણીઓ કે વાસનાઓનો મોક્ષ પણ થઈ જતો હોય તો થાય; અહીં એનાથી ઊલટું જ સમજવાનું છે. કવિ કૃષ્ણની દાણ, આણ ને વાણની તથા ગોપીની ગોરસમાણની વાત તો કરે છે, પણ વિરહ–મિલના આ ભાવનું ઉદ્‌ભાવક બળ તો છે શૃંગાર. કૃષ્ણ, ગોપી, વૃંદાવન, જમના કવિને શૃંગારના નિરૂપણમાં ખપ લાગતા હોય તો સિફતથી એટલું કામ એ કઢાવી જ લે ને! ‘નિમંત્રણ’ (પૃ૦ ૧૧૭) વાંચીએ એટલે રાધાકૃષ્ણ કાવ્યોનાં ઉદ્‌ભાવક-પ્રભાવક બળો તરત જડે. નરસિંહ, મીરાં, વિદ્યાપતિ, સૂરદાસ, દયારામ, રવીન્દ્ર આદિ કવિઓની લલિત કોમલ, આર્દ્ર કવિતાની છાપ આ કવિનાં ગીતોમાં જોઈ શકાય. અલબત્ત, ‘છાપ’ એટલે મૌલિકતાનો અભાવ, કવિશક્તિની ઓછપ એમ નહિ. પરંપરાના ભાવો કવિએ નિજી વાણીમાં, લયઠાકમાં ઢાળ્યા છે ને પેલા કવિઓની કૃતિઓ જોડે નિઃસંકોચ બેસી શકે એવી કેટલીક ઉત્તમ રચનાઓ આપી છે.

શિર પર ગોરસમટુકી
મારી વાટ ન કેમે ખૂટી,
અબ લગ કંકર એક ન લાગ્યો
જયાં ભાગ્ય મુજ ફૂટી;
કાળજ કહે આંખોને, આંખો વાત વદે
અંસવનમાં.
માધવ ક્યાં ય નથી મધુવનમાં.

આગળ આપણે મુગ્ધતાની મૂડીની વાત કરી. આ કવિનાં પ્રણયકાવ્યોમાં એ ભરપૂર છે. જ્યાં જ્યાં એમણે પ્રેમમીમાંસા કે અમુગ્ધપણે ભાવકથનનો આશય રાખ્યો છે (આવી રચનાઓ પરંપરિત છંદોમાં કે પછી અછાંદસ છે.) ત્યાં ત્યાં એમને બહુ સફળતા મળી નથી. ભાવ કે વિચારને કાંતવામાં જાણે કવિતાનો તાર નીકળતો નથી. પણ જ્યાં પેલા મૌગ્ધ્યની છોળો કવિ ઉડાડે છે ત્યાં ગીતમાં તો કશું ખટકતું કે ખોટકાતું નથી. મુગ્ધ એટલે કાવ્યગત ભાવ પરત્વે મુગ્ધ એમ સમજવાનું છે, કવિકર્મ પરત્વે મુગ્ધ એમ નહિ જ. કવિકર્મમાં તો મુગ્ધતા તે મૂઢતા જ. રચનાકલામાં કવિ વિદગ્ધ છે, કુશળ છે. એમ ન હોય તો ‘નજરું

લાગી' જેવી કૃતિ રચાય કે? લોક-શાસ્ત્રના અવેક્ષણનો કવિએ એમાં કેવો ચમત્કૃતિ-સાધક લાભ લીધો છે! વાત પ્રેમની છે ને પ્રેમમાં એકબીજાની નજર વાગે,લાગે. પ્રીતિના ઉદયની ને તેની વજ્રલેપ જેવી શકિતની વાત કવિ 'નજર લાગવાની' લોકમાન્યતામાં કેવી કુશળતાથી ઢાળી આપે છે!

આ કવિ યુવાન છે, નવી પેઢીના છે ને નવી પેઢી તો કવિતામાં જાતભાતના પ્રયોગો કરે છે. ભાઈ હરીન્દ્ર પણ એવા પ્રયોગોથી સાવ છેટા રહ્યા નથી. એમને ખોટું ના લાગે તો કહીએ કે એમની કવિતાની અધઝાઝેરી સંપદ તો એમનાં ગીતોમાં ઊતરી છે; એ પ્રકાર એમને સૌથી વધારે ફાવતો પ્રકાર છે.

'મૌન'ના એક કાવ્યગુચ્છના આરંભે શ્રી માતાજીનું એક વચન મુકાયું જે: "To speak again to the world the eternal word under a new form adapted to its present mentality." (પૃ૦ ૭૫) શાશ્વત શબ્દને ફરીથી સાંપ્રત માનસને અનુકૂળ થાય એવા નવા રૂપમાં ઉદ્‌ગારવો એ કવિનું એક કામ થયું. આ કવિને પેલી શાશ્વતીનો આછોપાતળો સ્પર્શ લાગ્યો છે એમ દેખાય છે. એ વિષયમાં એનું મનોમંથન કેટલીક કૃતિઓમાં પ્રગટ થયું છે. કવિની દ્વિધાવૃત્તિ અને દ્વૈત પ્રત્યેનો ખેદ 'એક હસે. એક રડે'માં વ્યકત થાય છે. આ મનોદશામાં તેઓ ખુદ મનની તપાસ આદરે છે ને સાધકનો અ-સંતોષ તથા અભીપ્સા ગાય છે:

એ તો આ દિશ ભટકે ને અટકે આ દિશે
તારા દૃગના દેશે નથી પરવેશ રે,
વતન એને ના જડયાં.
(પૃ૦ ૮૬)

આ વતન એટલે કરુણાનિધાનના ચરણ-કમલનું શરણ. 'ફરીથી'માં કવિ કૃપાસ્પર્શ માટે પ્રાર્થે છે; પણ એ સૉનેટના આર્જ-વમાં કાવ્યસ્પર્શ લગભગ નથી. એના કરતાં પરંપરાની વાણીમાં એવો મનોભાવ ગાવાનું એમને વિશેષ ફાવ્યું છે. 'ઝેરનો કટોરો', 'ઝૂલે મન', 'રજકણ', 'નેડો' જેવી કૃતિઓ આનાં ઉત્તમ ઉદાહરણો છે. હરીન્દ્રને ચિંતન બહુ ફાવતું નથી ને એટલે જયાં જયાં કૃતિમાં એ ચિંતન ટાંકે છે ત્યાં ત્યાં વકતવ્યમાં પાંખાપણું આવે છે. વિચારપ્રધાનતા, ચિંતનપ્રચુ-રતાને નામે આપણી કવિતામાં ઘણી કોરી, કાવ્યપાસ વગરની કૃતિઓ રચાઈ છે. કાવ્યમાં પહેલું ચિંતન, પછી બીજું બધું, એવા ભ્રમમાંથી આપણા કવિઓ હવે ઘણુંખરું છૂટી ગયા છે.

ભાઈ હરીન્દ્ર સારા ગઝલકાર છે. એ પ્રકારની કવિતાના તેઓ ઉત્સાહી ભાવક ને કવિ છે. આ સંગ્રહમાં એમની ગઝલ-રચનાઓ બહુ નથી, છે તે એમની ઉત્તમ શકિતની પરિચાયક ભાગ્યે જ કહેવાય. ગઝલકારોની આપણી નવી પેઢી જે રચ-

નાઓ કરે છે તેનાથી આ કવિની રચનાઓ જુદી છે, એનું સગપણ વધારે તો જૂની પેઢીની ગઝલ સાથે છે. આ જૂની પેઢીના મન ઉપર કદાચ 'દર્શન' કે 'સત્ય' નામથી ઓળખાતી ચીજનો વધુ પડતો ભાર રહે છે. વાતવાતમાં જીવન, મૃત્યુ, પ્રેમ, વિષાદમાં તેઓ ગરકી જાય છે ને ક્યારેક એમના વિશેના રૂઢ ખ્યાલો આપી અટકી જાય છે. નવગઝલકારો આવા ભારથી મુક્ત લાગે છે ને એમનું ધ્યાન કાવ્યચમત્કૃતિ ઉપર વધારે રહે છે. મરીઝના એક શેરની પંક્તિ કલમે ચડે છે: "એક તો ઓછી મદિરા છે ને ગળતું જામ છે" એ પંક્તિવાળો શેર સરસ છે, કોઈ પણ કસોટીએ ઉત્તમ છે; પણ પાંચછ શેરની એ આખી કૃતિમાં બીજા શેરો? સામાન્ય. ગઝલ વિષયની આસક્તિ ઓછી કરીને કાવ્ય સાથે જેટલી મહોબત બાંધશે તેટલી એની શક્તિ વધશે. પછી આવું લખવાનો ઉત્સાહ નહિ રહે:

પહેલાં તમારી આંખે
સિતારા હસી પડયા,
વાતાવરણમાં શોક ભરી
રાત થઈ પછી.
(પૃ૦ ૫૪)

ગીતગઝલનો ગુલાલ ઉડાડનાર આ કવિ 'નિદ્રા', 'કાળના પ્રતીક્ષાલયે', 'તો' જેવી કૃતિઓ પણ આપે છે. કાવ્યમાં બધું સ્પષ્ટ-સ્પષ્ટ, ચોખ્ખું-ચોખ્ખું હોવું જોઈએ એવો આગ્રહ ન હોય, પણ એટલી અપેક્ષા તો રહે જ કે કવિની આંગળીઓ કયા તાર ઉપર ફરે છે તે પામી શકાય. અસ્પષ્ટ વિધાનોમાં, ધૂંધળાં પ્રતીકોમાં પણ કશુંક જોવાની, સમજવાની રસિકને વૃત્તિ હોય. 'કાવ્ય સમજવા માટે નથી,' 'કાવ્યનો અર્થ કાવ્ય' જેવાં વિવેચકવચનો ઘણાંય યાદ આવે, પણ કાવ્યાર્થ, કાવ્યચમત્કૃતિ પામવા ઉત્સુક ચિત્ત એને ફોસલામણી સમજી ફગાવી દે. વારંવાર વાંચો ને કાવ્યને પામવા મથો એવો આદેશ ચિત્તને આપીએ, ને ચિત્ત એ પાળે પણ; પણ પછી? 'કંઈ પામ્યું?' એમ પૂછીએ ત્યારે સંકોચથી ડોકું ધુણાવે જેનો અર્થ થાય: 'ના.' આ તો આપણી સાથે નિખાલસતાનો નાતો એટલે 'ના' પાડે, બાકી બીજા આગળ તો કદાચ એ 'અદ્ભુત', 'અતિશય સુન્દર' એવા ઉદ્ગારો પણ કાઢે! કાવ્યમાં નવા પ્રયોગો ઈષ્ટ અને આવશ્યક, અનિવાર્ય પણ. પણ પ્રયોગ રહે ને કાવ્ય જ છટકી જાય એવું થાય ત્યારે તો પ્રયાસ 'કાવ્ય' સાચવવાનો ને 'પ્રયોગ' જતો કરવાનો જ કરવો સારો. આવાં કાવ્યોમાં કવિ ગંભીર છે, પૂરા ગંભીર છે તેની ના નહિ, પણ હજી આ રીતે કાવ્ય અવતારવાની કળા એમને હાથ ચડી નથી એમ તો ખરું.

એકંદરે 'મૌન'નો આસ્વાદ કેવો? સરસ, મજાનો. ગુલાલથી રંગાયા, નજાકતના અત્તરની મહેકથી મઘમઘી ઊઠયા.
૧૩-૯-'૬૮.

ભીની પાંપણ
સપનાં સૂકવતી
સૂર્યઝરૂખે

નીંદર વ્હેતી
બે કાંઠે અંધકાર
સ્વપ્નાં તરે.

સૂકાં પાંદડે
ઉપસે ભાગ્યરેખા
પાનખરની.

ચંપકલાલ પરીખ

જળમાં ખૂબ
તરી આ હોડી; અંતે
જળમાં ડૂબી!

પતંગિયાની
તડકાના મુકુરે
કૂબડી છાયા

સરિતા—કાંઠે
ખર્યું વૃક્ષથી પાન
દરિયે પહોંચ્યું.

ધીરુ પરીખ

સાગર મહીં
સમય ડૂબી ગયો
સૂરજ થઈ.

માઝમ રાતે
સમય ઝગમગે
દીપક રૂપે.

એ. એચ. જામી

## ઓરા આવો તો

ઓરા આવો તો વાત કરીએ માણસજી
આઘાની વાત બધી ઓરી : લે બોલ!
અમે આવીને ગામને ઉતારે માણસજી
હોંકારો નાનકડો માગીએ : લે બોલ!
અમે વીજળીને એક ઝબકારે માણસજી
આખી રામાયણ વાંચીએ : લે બોલ!
અમે પાદરની ખાંભીએથી જોયા માણસજી
ધિંગાણાં ઘણું થઈ છૂટતાં : લે બોલ!
અમે ડેલીએથી ઊતરતા બેડાં માણસજી
પાણિયારે પહોંચીને ફૂટતાં : લે બોલ!
અમે ઉંબરે પડેલ સંજવારી માણસજી
મે'લીને કોઈ ગયા ચાલી : લે બોલ!
અમે ડાયરા ભરીને ક્યાંક બેઠા માણસજી
ડાયરાઓ તોય રહ્યા ખાલી : લે બોલ!
અમે એકવાર ગામડે ગયા'તા માણસજી
ખેતરે જરીકવાર અડકી : લે બોલ!
અમે બંધ જોઈ શેરી વટાવી માણસજી
રાવજી પટેલની ખડકી : લે બોલ!
અમે લાખવાર આવીને જાતા માણસજી
જાતરા હજીય છે અધૂરી : લે બોલ!
અમે જુગ જુગના વણઝારા માણસજી
આટલેથી વાત હવે પૂરી : લે બોલ!

અનિલ જોશી

# ચીસ

હવે —
આ વંધ્ય શબ્દોમાં
કદી પણ
શોક શ્લોકત્વ નહીં પામે.
તમસાના
કમનીય તટે
ક્રીડામસ્ત
ક્રૌંચયુગલને નિહાળી
રસનિમગ્ન થયેલા
પારધીએ
આજે એકાએક
કોઈ અકળ અવઢવમાં
વાલ્મીકિને જ તીર મારી દીધું !
આદિકવિનું અકાળે નિધન !
અવકાશના
ગર્ભમાં
વ્યાપી ગયેલી
શાશ્વતી ચીસ
બસ હવે
યુગો સુધી
કણસતી જ રહેશે.
બસ ... !

પ્રવીણ દરજી

## ભેટ

સૌની આંખથી છાની મુજને તેં આપી જે ભેટ
પિયુ હે, ક્યાં સંતાડી રાખું જાળવી જીવની પેઠ?
લાજની મારી મરી જાઉં કે જોઈ રખે લે કોઈ,
માનીશ? ધોળે દિન અજવાળે મેં જ હજી ના જોઈ;
દાબડીમાં રાતે રાખું છું દાબી રુદિયા હેઠ; – સૌની૦

આખીય રાત રુધિરના રગરગ વધી જાયે ધબકારા,
દિનભર પુલક રહે ને થંભે પાંપણના પલકારા,
હસું? રડું? કહે: કયમ સંભાળું તવ વ્હાલપની વેઠ; – સૌની૦

ચરણ ત્યારથી ભૂલી ગયા છે નિજ સ્વાભાવિક ચાલ,
અંગઅંગ પર ઊગી નીકળ્યું બોલકણું તવ વ્હાલ,
લોકથી રક્ષી કયમ લે જવું એ કાળની પારે ઠેઠ? – સૌની૦

ઉશનસ્

## રઝળપાટ

પગની રેખાઓમાં
કેડીના વળાંકો
ગૂંચળું વાળી સૂતા છે.
સામે ઊભેલા ડુંગરાઓને
પીંછાની જેમ
આંખમાં ઊંચકી લઉં છું.
ખીણમાં દટાઈ પડેલો અંધકાર
સ્થગિત થૈ પડ્યો છે ભૂતકાળની જેમ.
દેવની દેરી પર
ફરફરતી ધજાની છાયા
લીલા લીલા ઘાસમાં આળોટે છે.
તારી સાથે વિતાવેલા દિવસો
દાડમની એક ડાળ ઉપર
ફૂલ થૈને ફૂટી નીકળ્યા છે.
સ્મૃતિના દરેક ખંડની ભીંતોના
પહોળા પડછાયાઓ વચ્ચે
પથરાયેલા સંદર્ભહીન સમયના નાના
ટુકડાઓમાં હું રઝળતો રહું છું.

પ્રાણજીવન મહેતા

## નેણુ નમે ને

નેણ નમે ને ચાંદ ફરૂકે
નીલ આભની
સાવ હલેતી ડાળ, ગોરાંદે;
ઝળમળીઆ દર ડુંગર કેરા
રોક રૂપાળા
વંક-વોળામણ ઢાળ, ગોરાંદે !

નેણ નમે ને નાદ રૂપેરી
સળુકે તળ-પાતાળ, ગોરાંદે;
હલમલીઆં જલ લોલ સૂતેલાં
બાંહુડી મોગર-માળ, ગોરાંદે !

નેણ નમે ને વાદ-વેવાદે
થરૂકે રૂડાં
ઘટડાં ને અંતરાળ, ગોરાંદે;
ઝળહળીઆ અંધાર
ને અદકાં
ભીતર ઝાકઝમાળ, ગોરાંદે !

રમેશ જાની

અકિંચન

પથ્થર પરથી દદડે
ખાલી જલની ધારા.
આંખ બની અસહાય નિહાળે
કોઈ વૃક્ષનાં પણ પરે
પારા શું થથરે બિંદુ :
ભીની ભીની મોસમમાં
પ્રિય,
તને કહું હળવેથી એવો
સ્નિગ્ધ શબ્દ એકેય નથી !

હરીન્દ્ર દવે

## પાંપણની પછવાડે

પાંપણની પછવાડે ઊઘડે આભ:
ઘેરાયે વાદળ એવાં કે વ્યોમ વિશાળું માગે:
કોઈ સુંવાળે ખૂણે સાચવ્યો પંખી–ટહુકો,
વાત જરી જો છેડો તો એ વળી ટપકવા લાગે!

પાંપણની પછવાડે ઘૂઘવે દરિયો,
ભરતી-ઓટના પડે ઉઝરડા ભીના;
નાવ તરે કે ડૂબે: કાંઠો આઘો:
આઘે એના મને ઑરતા ઝીણા.

પાંપણની પછવાડે ચત્તીપાટ ધરા,
ઉજ્જડ, સૂકાં મેદાનો ને પર્વત, ઊંડી ખીણ;
ક્યહીં કોઈની ત્રાડ, કોઈનું લાડ લઈને
પતંગિયા અહીં ઘૂમી રહ્યાં ગમગીન.

પાંપણની પછવાડે કોનું રેશમ? કોનો રંગ?
પાંપણની પછવાડે હં એ હું–
તમારે સંગ!

## ક્યાંથી ?

આ ફૂલ ઝરેલો પંથ: ચરણને હોય પરિચય ક્યાંથી?
ઉજ્જડ નભની સીમે લયનો આ ચંદ્રોદય ક્યાંથી?

હસી હસીને અંધારું આલિંગન આપે,
હવા મને સૌરભના કોમળ સ્પંદન આપે,
કોઈ અમસ્તું આમ મને કાં જીવન આપે?
આજ શિશિરને મળી અચાનક વસંતની વય ક્યાંથી?
આ ફૂલઝરેલો પંથ: ચરણને હોય પરિચય ક્યાંથી?

સહ્યું અહીં નહીં જાય એવું આ ગીત સુંવાળું,
કહો, સ્મિતને આંસુથી હું કેમ સંભાળું?
સાવ ઉદાસ થવાય એટલું વ્હાલ હુંફાળું,
વશ કે વિવશ થવાય હવે એ સભર સભર મય ક્યાંથી?
આ ફૂલઝરેલો પંથ: ચરણને હોય પરિચય ક્યાંથી?

સુરેશ દલાલ

## ગોતી લ્યો....

બોલાવ્યે સ્હેજ મા મલકો ઉતાવળાં
વેળા કવેળાનાં માંડોની મૂલ !
મધરાત્યું મેલીને ધોળે તે દિવસે
વરસો મા ચાંદનીનાં રૂપેરી ફૂલ !
ઘેરા અંધારામાં સોડમની કેડીએ
ગોત્યે જડે ઈ રાતરાણી !
તરસ્યુંની આગમાં હોમી દ્યો અંગ તંઈ
સાચું કે'વાય એને પાણી !
છલકે બધાય એને સાયર મ જાણીએ
ચળકે સંધુંય નો'ય મોતી અમૂલ !
પરખી લ્યો અમિયલ મોસમનું વાદળું
માવઠાનું ગાજવું તે ઠાલું !
સોંઘા સનકારે કે મોંઘા અબોલડા
હું તો ના આમ કદી આલું !
મોરલાના ટોકામાં મોહ્યું ના પાલવે
ગોતી લ્યો ગરવા કો' સારસનાં કુલ !

ભાનુપ્રસાદ પંડ્યા

## ગઝલ

ના હિન્દુ નીકળ્યા ન મુસલમાન નીકળ્યા,
કબરો ઉઘાડી જોયું તો ઇન્સાન નીકળ્યા !
સહેલાઈથી ન પ્રેમના અરમાન નીકળ્યા,
જો નીકળ્યા તો અંતે લઈ જાન નીકળ્યા.
તારો ખુદા કે નીવડયાં બિન્દુ ય મોતીઓ,
મારાં કરમ કે અશ્રુઓ તોફાન નીકળ્યાં.
એ રંગ જેને જીવ સમા સાચવ્યા હતા,
એ રંગ એક રાતના મ્હેમાન નીકળ્યા.
કરતા હતા પહાડનો દાવો પલાશ પણ —
આવી જો પાનખર તો ખર્યાં પાન નીકળ્યાં.
કીધા હતા કરાર તો મનમેળ વાસ્તે,
કિન્તુ કરાર કલેશનાં મેદાન નીકળ્યાં.
હું મારા શ્વાસ જેમને સમજી રહ્યો હતો,
ઘાયલ એ શ્વાસ મોતનાં ફરમાન નીકળ્યાં.

અમૃત ઘાયલ

## રવિવારની સવાર

સાત ટકોરા ખર્યા
સમયના કંકર મુજને વાગ્યા.
ઘરની સઘળી ચીજ જાગીને જુએ મારી સામે.
પાણી ગોળીમાંનું છાલક છાલક ઊછળે ...
લોપ થયેલો
હવામહીંથી શબ્દ - સૂરના વિહંગ ઊડવા ચાહે–
હેંગર પરના વસ્ત્ર મુજના સ્પર્શવિહોણા તડપે–
તડપે ચોપાસે આ સઘળું જાગી!
આજે રવિવારની સવાર
પથારી ઝીણું ઝીણું કળપે
હું જાગું ને સુપ્ત હજી મુજ પત્ની
એને હૈયે નિરાંતઝીવર લહરે
એના તરંગ મુખે પથરાતા
મારી કીકીમાં પડઘાતા
રોજ ગૂંથાતો કામોમાં ને ચક્રસમો ચીંસાતો
આજે રજા,–હું ઘેર
નિજના શ્વાસમહીં સિંચાતો
કોની મ્હેર?
રવિવારની સવાર
આજે આંગણિયામાં પર્ણે પર્ણે સૂરજ ઊગ્યા!

યૉસૅફ મૅકવાન

## પરાવાસ્તવ વિજ્ઞાનનું સ્વપ્ન

લહ્યું સ્વપન કોઈએ : વિરચી ગ્રંથિ 'હૅમ્લેટ' ગે,
કરંત 'મરમેઈડ' મધ્ય જઈ પાન, અમરા થઈ;
સમુદ્ર ઇજિયન તટે સમિતિ એક હૉર્મોનની
સુકાવ્ય ગઈ ગૂંથી ભવ્ય 'ઇલિયડ' અને ઓડિસી'

વળી ગલની થાઈરૉઈડ લગભગ અવસ્થા ડુબી
મહા ગહન ધ્યાનમાં તરુની હેઠ બોધિ તણા,
અને નિરખી શાશ્વત દ્યુતિ, પ્રચંડ એકાંત એ
ત્યજી, ઉચરી ચક્ર અષ્ટવિધ પંથ સમ્યક્ કથા.

ધસ્યું મગજ એક પેટ તણી પીડથી પ્રેરિત,
યુરોપ સહુ જીતી, શાસન કરી, ઢળી હા ગયું.
કદાચ પળ્યું સ્વર્ગમાંહિ ત્યહીં હેલિના ટાપુથી,
રહ્યું ઝુલત આમ એ જગત હા પરા વાસ્તવ,

ત્યહીં અણુથી આદરી રમત એક વૈજ્ઞાનિકે
બુઝાવી દિધ વિશ્વ, ઈશ નહિ બૂમ પાડી શક્યા.

સુન્દરમ્
શ્રી અરવિન્દ

## રાધા

મરાઠી કવિતા

આ નીલ વ્યોમ તે હરિવર
ને આ એક તારલી રાધા
બાવરી, યુગયુગની મન બાધા.

આ વિસ્તાર ધરાનો ગોવિંદ
ને આ અક્ષતભૂમિ રાધા
સફળ એ યુગયુગ પ્રિયંવદા

નિશ્ચલ વ્હેતું જલ આ કૃષ્ણ
તટ પર વન ઝૂકે તે રાધા
વિપ્રશ્ન, યુગયુગની ચિરતંદ્રા.

પુરુષોત્તમ રેગે

## ગોવાલણ

મરાઠી કવિતા

મારે કેટલું બધું રડવું'તું,
પણ ... મારી પાંપણની ગાગર
યમુનામાં ભરાઈ જ નહીં;

મારે કેટલું બધું હસવું'તું,
પણ ...
રાધાને વશ થયેલો કંકર
મારા ગળામાં જ ... દટાયો'તો;

મારે કેટલું બધું બોલવું'તું,
પણ ... પેલી દુષ્ટ મોરલીએ
સાત મુખોથી
મારા અવાજને શોષી લીધો'તો;

બન્ને પાંખ પસારીને
પંખીની ગતિથી
મારે આવેગથી ઊડવું'તું ...
પણ ... પગની સોનાની સાંકળીએ
મારા પડછાયાને
જોરથી બાંધી દીધો'તો;

તેથી જ ...

તેથી જ સ્તો એની ક્રીડામાં
કંદુક થઈને
મેં યમુનાના ધરામાં ડૂબકી દીધી ...

પણ ... હાય રે દૈવ !
ત્યાં પણ કાલિયાએ વેર વાળ્યું.

ઈંદિરા સંત

## ગીતનો અંત

સનાતન શોક

હે મુજ ગીતિ
આકુળવ્યાકુળ આમ
લોકના ચહેરાને શું ઝાંખે?
ત્યાં મળશે શું તવ મૃત પ્રીતિ?

એઝરા પાઉન્ડ

## કહી શકો તો | સુંદરમ્

આ જોઈ લો, શોધી દિયો, શકો તો;
આ મૂળ સોતો અહીં છોડ છે ઢળ્યો;
આ એક છેડે વળગેલ મિટ્ટી ને
ત્યાં અન્ય છેડે ફૂલડાં રહ્યાં ખીલી.

અને અહીં પાસ પડ્યો છ ક્યારડે
ખાડો જરા, જ્યાં હતું અલ્પ આ તરુ,
ને વાયરા, ને જલ, તેજ સૂર્યનાં
બધાં અહીં,–બાજી સમસ્ત ખુલ્લી આ
મૂકી દીધી છે જગ સર્જનારે.

હું પૂછું: કહો આ અહીં શું બની ગયું?
આ એક છેડે જલ-માટીના રસો,
આ વાયુ ને તેજ તણા તરંગ સૌ
પ્રવેશી આ બીજ વિષે વધી વધી
ત્યા અંકુર્યા, પાંગરિયા, અને બીજે
છેડે જતાં કો નવરંગના ભર્યા
કો બીજથી પારની સૌરભે પૂર્યા
પુષ્પો થઈને મલકી હસી રહ્યા ..

બે વેંતની આ વચમાં અરે કશી
અગમ્ય આ ગંમત કો ગયું કરી?

સુરેશ દલાલ

જે વ્યક્તિ ઉઘાડી આંખે જોતી જ ન હોય, જોતી હોય તો જોવાનું જોતી ન હોય અથવા તો ધારીધારીને જુએ છતાં પણ જેની આંખ આ વિશ્વની બારાખડી ઉકેલી શકતી ન હોય – એ વ્યક્તિના સંબોધનથી આ કાવ્યનો પ્રારંભ થાય છે. એ વ્યક્તિ કોઈ પણ હોઈ શકે. એટલે જ આ સંબોધન જાતથી આરંભ પામીને જગતના છેડા સુધી વિસ્તરે એવું છે.

મનુષ્યની દૃષ્ટિ એટલી બધી સીમિત છે કે જે નરી આંખે દેખાય એને જ એ સ્વીકારે. કદાચ દૃષ્ટિની પારના કોઈ તત્ત્વની એ અવહેલના કરતાં પણ અચકાયો નથી. આંખે દેખાય તે જ એ જુએ અને જે જુએ એ પણ એ સમજે છે ખરો? અને એવું ઓછું છે કે આપણી બુદ્ધિમાં જે કાંઈ સમાય એટલું જ સાચું? કેટલાંક રહસ્યો એવાં હોય છે કે જેનો કેમે કરીને પાર ન પામી શકાય.

વૃક્ષનાં પર્ણોને રાત રાખી તાકીતાકી જુઓ પણ એના પર ઝાકળ કેમ બંધાય છે એ વાત તો અકળ જ રહેવાની. કળી-માંથી ફૂલ થાય છે એના પરિણામને આપણે જાણીએ છીએ. પણ કળી અને ફૂલની વચ્ચેની કોઈ નિગૂઢ પ્રક્રિયાને કેમ પામી શકશું?

"આ તો બીજમાંથી ફૂટી છે ડાળ
એક એક પાંદડીમાં પ્રકટ્યું પાતાળ"
– જગદીશ જોશી

–એમ પરિણામના આનંદને ગૂંજી શકીએ. શ્રી સુન્દરમ્‌નું આ કાવ્ય વાંચતાં વાચતાં એલીઝાબેથ જેનીંગ્સે 'Every Changing Shape'ની પ્રસ્તાવનામાં કહેલી એક વાત યાદ આવી: "For the mystic is concerned to describe his mystical experience, where as the poet is only interested in the fruits of his poetic experience— in his poem, in fact the mystic looks for the Seed, the Poet for the flower."

આ મૂળ સોનો છોડ, આ મિટ્ટી, ખીલેલાં ફૂલ, આ વાયરો, જલ ને સૂર્યનું તેજ, આ બીજ, અંકુર અને આ સુવાસ – આ બધું જ – સર્જનારે મૂકેલી આ ખુલ્લી બાજી – આ બધું તો છે; આ બધાંને પામે એવું મનુષ્યનું અસ્તિત્વ પણ છે; પણ એ એને પામે છે ખરો? એની શક્યતા અને અશક્યતાનો નિર્દેશ કવિએ અહીં સાંકેતિક રીતે અંતે પ્રશ્નમાં ઉત્તરને પૂરીને કર્યો છે.

જાણે સમસ્ત મનુષ્યજાતિ માટે પડ-કારરૂપ ન હોય એવો કાવ્યનો નાટ્યાત્મક ઉપાડ જુઓ:

"આ જોઈ લો, શોધી દિયો, શકો તો;"

આખા કાવ્યમાં 'આ'નું પુનરાવર્તન વાતને નક્કર રીતે વ્યક્ત કરવામાં વિશેષ ઉપકારક નીવડે છે. આંખે દેખાતાં આ બધાં તત્ત્વોના

નેપથ્યમાં આંખ જેને જોતી નથી એવા આ ના સત્ત્વ પ્રત્યે જાણે કે એ રીતે મીટ ન માંડી હોય! આ Realityનો આધાર કોઈ superior reality માટેનો ન હોય! 'ને', 'અને'નો પણ કાવ્યમાં ઉપયોગ સાવ અમસ્થો નથી: એ સંબંધ સૂચક છે. આ બધાં તત્ત્વોની વચ્ચે પરસ્પર કંઈક સંબંધ સ્થપાય છે અને એમાંથી કશુંક રચાય છે. આ બધાંની ભિન્નતામાંથી કશુંક અભિન્ન એવું આકાર લે છે, અને આ પૃથ્વી પર આપણે તો જાણે કે મૂળથી જ છિન્નભિન્ન.

"હું પૂછું: કહો આ અહીં શું બની ગયું?"...આ વિસ્મયસૂચક પ્રશ્ન વિસ્તરતો વિસ્તરતો ઉમાશંકરની પંક્તિને પણ પોતાના આશ્લેષમાં લઈ લે છે:

"માટી, તને મૃદુ ફૂલ બનીને
મહેકવાનું સૂઝ્યું ક્યાંથી?
ધરતી, તને હૈયું બનીને
ધબકવાનું આવડ્યું ક્યાંથી?

ગીતની ધ્રુવપંક્તિની જેમ 'આ એક છેડે, ત્યાં અન્ય છેડે'નો લહેકો થોડાક શબ્દફેરે અહીં આવ્યા કરે છે એ પણ નોંધવા જેવું છે.

પંચેન્દ્રિયથી આખા વિશ્વ સાથે એકાકાર થઈ જાઓ છતાં ય આ વિશ્વની પાછળ રહેલા એક આકારને ઓળખી શકો છો ખરા? આ ફૂલને અને એના રંગોને જોઈ લો, એની સૌરભને સૂંઘી લો, એની કુમાશને સ્પર્શી જુઓ, જલ-માટીના રસને માણી લો, જેમાં પ્રભુનો પગરવ સંભળાય એવા સ્મિતને ઉકેલી લો: પછી પણ ખાલી જગાને તમે પૂરી શકો છો ખરા?

"અને બીજે
છેડે જતાં કો નવરંગનાં ભર્યાં
કો બીજથી પારની સૌરભે પૂર્યાં
પુષ્પો થઈને મલકી હસી રહ્યા."

મનુષ્ય આ બધું જોઈને, જાણીને, માણીને પણ કશું પામી ન શકતો હોય એટલા માટે તો પુષ્પોનો મલકાટ હાસ્યમાં ફેરવાઈ નહીં ગયો હોય ને!

બે વેંતની વચ્ચે આ કયા વિરાટ-તત્ત્વની લીલા? આ ખુલ્લી બાજીમાં કોની અગમ્ય ગમ્મત?—આ પ્રશ્ન સૂક્ષ્મ થતો થતો જાણે કે કોઈ શાંતિના પૂર્ણવિરામનું સ્વરૂપ પ્રાપ્ત કરે છે.

નર્યા વાસ્તવને વળગતા માનવીને સ્પેનિશ કવિ યિમિનેઝ કપાળમાં સહેજ આંખને ઊંચે ચડાવીને નિરુત્તર કરી મૂકે એવા ઉપાલંભે પૂછ્યું છે:

"It was no one. Water" No one?
Is the water no one ?
" There is no one. The flower . Is there no one?
But is the flower no one ?"
"There is no one. It was the wind.
No one ?
Is the wind no one ? "
"No one. Illusion. There is no one?
And is illusion no one ?

કવિ યુગે યુગે નૌતમા

# કવિતા

વર્ષ ૨ : અંક ૭ : ઑક્ટોબર ૧૯૬૮

મુખપૃષ્ઠ :
સજાવટ : દિનેશ દલાલ

**સૂચનાઓ :**

વરસમાં છ અંકો દર બે મહિને ઑક્ટોબર, ડિસેમ્બર, ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન અને ઑગસ્ટમાં વીસમી તારીખે પ્રકટ થાય છે.

કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

**લવાજમ :**

દેશમાં રૂપિયા છ
પરદેશમાં રૂપિયા આઠ
ત્રૈવાર્ષિક રૂપિયા ૧૬
છૂટક નકલનો રૂપિયો એક
વરસથી ઓછું લવાજમ સ્વીકારવામાં આવશે નહિ.

**પત્રવ્યવહારનું સરનામું :**

જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, **મુંબઈ-૧.**

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, કોટ, મુંબઈ-૧.

# કવિતા



તંત્રી સુરેશ દલાલ ☐ ડિસેમ્બર, ૧૯૬૮
એક રૂપિયો ☐ જન્મભૂમિ જૂથનું પ્રકાશન

# કવિતા

સુરેશ જોશી
રમેશ પારેખ
ભાનુપ્રસાદ પંડયા
સુરેશ દલાલ
રાજેન્દ્ર શાહ
હરીન્દ્ર દવે
ઈન્દુકુમાર ગોસ્વામી
શામળ
રમેશ જાની
યશવંત ત્રિવેદી
જગદીશ ત્રિવેદી
જયંત પાઠક
રાજેન્દ્ર શુક્લ
ભૂપેશ અધ્વર્યુ
પ્રવીણ દરજી
પ્રાણજીવન મહેતા
મનસુખલાલ ઝવેરી

નીતિન મહેતા
મેઘનાદ ભટ્ટ
ટી. એસ. એલિયટ
વોલ્ટ વ્હિટમેન
એઝરા પાઉન્ડ
સનાતન શ્રોફ
સુન્દરમ્
ગ્યુન્ટર ગ્રાસ
ભોળાભાઈ પટેલ
બાલમુકુન્દ દવે
બાશો
લાભશંકર ઠાકર
હરિવલ્લભ ભાયાણી
વિષ્ણુ પંડયા
મુરલી ઠાકુર
ગોવિંદભાઈ પટેલ
કિરાત વકીલ

મૃણાલ, મૃણાલ
તું સાંભળે છે?
અત્યારે તું બેઠી હશે તારા પરિવાર વચ્ચે
સુરક્ષિત
આજ્ઞાંકિત ઘડિયાળનો નિયમિત ટીક્ટીક્ અવાજ
ચાર દીવાલનો પહેરો
સોફાનો પોચોપોચો ખોળો
બિહામણી છાયાઓને ભગાડી મૂકતી ફ્લોરેસન્ટ લાઈટ
ને છતાં મૃણાલ,
વર્ષોના જામેલા થર ઊડી જાય છે એક ફૂંકે
ગાઢું જંગલ ઘેરી વળે છે દીવાલોને
રાતી ઈંટને ઢાંકે છે લીલ
એને ફાડીને ઊગી નીકળ્યા છે પીપળા
અર્ધો તૂટેલો ઝરૂખો
જેમાં હજી બેઠી છે નિષ્પલક પ્રતીક્ષા
એની પાસે ટોળે વળીને બેઠા છે કેટલાય કજળી ગયેલા સૂરજ
નીચેની તળાવડીમાં ક્યાંક તરે છે કોઈકનું મસ્તક
પાસે થઈને ચાલી જાય છે સીડી
કોઈ ચઢે છે ને ઊતરે છે
રૂમઝુમ રૂમઝુમ
ને પેલી બારી
હજુ એમાં જડાયું છે તારું મુખ
તારી આંખ પાંખો ફફડાવીને ઊડું ઊડું કરે છે
નીચે સર્પ–યુગલનું મૈથુન
એના સિસકારાના બોદા પડઘા
ઢંઢોળે છે વાવના અન્ધ જળને
બહેરો સમય વટવાગળાની જેમ લટકે છે અહીં
મૃણાલ, મૃણાલ
સાંભળે છે તું?
મારો અવાજ

થોરને કાંટો ફૂટે તેમ એ ફૂટે છે મારે કણ્ઠે
મોટા શહેરના મધરાતવેળાના નિર્જન ચૉકનું
કણસતું મૌન
શહેરને ખૂણેખૂણે દઢ આસને બેઠેલાં પૂતળાંઓને
વીંટળાઈ વળેલી નિ:સંગતા
બારાખડીના ખોડા વ્યંજનોની જેમ અથડાતા આ લોકો
સિગારેટના ધોળા કાગળનાં પાંદડાવાળું ઝાડ
એના પર ચાવી આપેલા એલાર્મ કલૉકનાં પંખી
એની છાયામાં બે ખોટા સિક્કા જેવા સરખા પ્રેમી
થિયેટરોની નિયોન લાઈટનો કામુક ઘોંઘાટ
ગંદી અફવાની જેમ પ્રસરતો પવન
વારાંગનાના મેલા દર્પણ જેવી નદી
જાહેરખબરના પોસ્ટર જેવું ચોંટાડેલું આકાશ
સાત લંગડા ઘોડાને શોધતો સૂરજ
ભૂવાની ડાકલીના ફિક્કા પડઘા જેવો ચન્દ્ર
મૃણાલ, મૃણાલ
આ બધામાં ક્યાં છે તું ?
સાંભળે છે મારો અવાજ ?
પથ્થરના હૃદયમાં રહેલા ઉલ્કાના સ્મરણ જેવો
વનમાં લાગેલા દવથી ભડકેલા વાઘની આંખના તણખાથી ગોફાયેલો
તારાં આંસુના તેજાબથી કોતરાયેલો
કબ્રસ્તાનના ધોળા ધૂપધોયા વિષાદભીનો
જળમાં સળકતા કશાક આદિમ સ્પર્શના નિ:શ્વાસ જેવો
ખંડિયેરમાં અથડાતા જરઠ બોખા કાળ જેવો ઠાલો
દરમાં સરી જતા સાપ જેવો નિ:શબ્દ
મૃણાલ, સાંભળે છે તું મારો અવાજ ?
તારાં વાચાળ કંકણ
બે આંખોનો સદા ચાલ્યા કરતો ચટુલ સંવાદ

શ્વાસોનું વૃન્દગાન
આંગળીઓનાં ઇંગિત
ધૂર્ત હૃદયની રહસ્યકથા
ઘરમાં ફરતા પડછાયાનો ઘોંઘાટ –
મૃણાલ, મૃણાલ
તું શી રીતે સાંભળશે મારો અવાજ?
મૃણાલ, તું કોણ, હું કોણ?
મારા જખમને ટેકે ઊભી છે રાત
તારા શ્વાસે ખીલે છે સ્વર્ગનાં પારિજાત
હું દેશવટો ભોગવું છું આંસુના બિલોરી મહેલમાં
તારા સ્મિતનું પાનેતર લહેરાય છે હવામાં
ઉર્વશીના નૃત્યભંગનો લય અટકાવી મૂકે છે તારાં ચરણ,
કરોળિયાના જાળામાં ફસાયેલા આત્માની આંખે
તાકી રહ્યું છે મારું મરણ
મૃણાલ, પૂછું એક વાત?
તારી આંખોના અંધારિયા ભોંયરામાં
કોણ લટકે છે ઊંધે મસ્તકે?
તારી શિરાઓની ભૂલભૂલામણીમાં
કોણ સળગે છે જામગરીની જેમ?
તારા સ્પર્શના અડાબીડ વનમાં
કેટલા તેં સંતાડ્યા છે મણિધર નાગ?
તારી કાયાના આ સાગરમાં
કોના ડુબાડ્યા તેં કાફલા સાતેસાત?
તારા શ્વાસના ખરલમાં
કોણ ઘૂંટી રહ્યું છે ગરલ?
મૃણાલ, મૃણાલ
સાંભળે છે તું?
તને મેં જોઈ હતી એકવાર
લીલીછમ તળાવડી

ને લીલોલીલો ચાંદો
લીલી તારી કાયા
ને લીલો એનો ડંખ
લાલ ચટ્ટક ઘા મારો
ને ભર્યું એમાં લાલ ચટ્ટક મધ
એને ચાખે લાલલાલ કીડીઓની હાર
એની સંખ્યા ગણતી બેઠી ભૂવાની જમાત
મારી આંખે લીલો પડદો
ઢળે લીલો ચારેકોર અન્ધાર.
મૃણાલ, જો ને–
ચારે બાજુ ઊડી રહ્યા પવનના લીરા
કૂવાના ચોર–ખિસ્સામાં થોડા સૂરજના ટૂકડા
શહેરના બાગમાં ફૂલોની શિસ્તબદ્ધ કવાયત
પાનની દુકાનના અરીસાઓની ચાલે મસલત
પૂલ નીચે સૂકી નદી વાગોળે મરણ
રસ્તેરસ્તે તગતગે આસ્ફાલ્ટનાં રણ
ચૂંથાયેલા રેશનકાર્ડ જેવા બધે ચહેરા
ફરીશું શું અહીં કહે સપ્તપદી ફેરા?
મૃણાલ,
હું જાણું છું:
ઢીંગલીઓનો પહેરો ગોઠવીને
તું સાચવી રહી છે તારું શમણું
ચન્દન–તળાવડીને કાંઠે છે એક મહેલ
રૂમઝુમ એમાં નાચે પરીઓ
પવન વગાડે પાવો
એ મહેલમાં એક ઝૂલો
એના પર તું કદી એકલીએકલી ઝૂલે
કદીક તારી આંખો ઊડી જાય દૂરદૂર
તારા કાન સરવા થઈને સાંભળે

રજનીગન્ધાની સુગન્ધ જાણે હમણાં લાવશે સંદેશો
હમણાં પૂરપાટ દોડચો આવશે રાજકુમાર
ઊંચા ઊંચા મહેલની ઊંચી અટારીએ
તું મીટ માંડીને જોઈ રહે
એક રાત જાય, બીજી રાત જાય
કોઈ આવે નહિ
પરીઓ થાકીને બની જાય ઝાકળ
સૂરજ કરી જાય એમનું હરણ
ઢીંગલીઓનાં ચીથરાં તાણી જાય ઊંદર
ચન્દન–તળાવડીનાં નીર સૂકાય
મહેલના બને ખંડેર
અસવાર વગરનો અશ્વ દોડયા કરે દશે દિશા
તારા શ્વાસમાં ગાજે એના પડછંદા
એ સાંભળતી તું બેસી રહે
કહે તો મૃણાલ, આમ કેટલા વીત્યા જુગ?
સોનાવાટકડીમાં શેઢકડાં દૂધ પડી રહે
રૂપલાવાટકડીમાં ચન્દન સુકાય
સૂરજ થાકે ને થાકે ચાંદો
તારી આંખો ના તોયે પલકાય
પણ મૃણાલ,
મહેલને મિનારે બેઠું છે એક પંખી
કાળુંકાળું ને મોટુંમસ
લાલ એની ચાંચ
આંખો એની જાણે અગ્નિની આંચ
ઊડી જશે એ લઈને તને
ભાગી આવ, ભાગી આવ.
મૃણાલ, ભાગી આવ.
મૃણાલ, શું કરીશ તું?
રોજ સવારે અખબારના અક્ષરો ઘૂંટેલી ચા પીશે

પછી નાના બાબલાનું બાળમંદિર
મોટી બેબીની સ્કૂલ–બસ
પછી પતિદેવના શર્ટની કફલિન્કની શોધાશોધ
ઝરૂખામાં ઊભા રહી 'આવજો, આવજો!'
ભોજન, આરામ, રેડિયો પર દાદરા–ઠુમરી
ટેલિફોનની રણકે ઘંટડી
'વારુ, જરૂર, બરાબર છ વાગે.'
વાળ હોળતાં નજરે ચઢશે બે ધોળા વાળ
તરત તોડીને ફેંકી દેશે
એમ્બેસેડોર કાર
દોડે પુરપાટ
ચારે બાજુ ઝળાંઝળાં
'કેમ છો?' 'હાઉ સ્વીટ યુ આર'
બોદું હાસ્ય શરાબભીના અવાજ
બજારના ભાવતાલ, સાડી ને ઝવેરાત
ધીમેધીમે થાય મધરાત
પછી વફાદાર પત્નીનો પાઠ
થોડાં સ્વપ્નાંનો ભંગાર
વળી પાછી સવાર
ક્યારેક વળી આવી ચઢે તાર
બિઝનેસનો મામલો, ડિયર, સમજી જા ને–
કદીક તો રહેવું પડે બેચાર દિવસ બહાર.
મૃણાલ, મૃણાલ મારી સોનાની મૂરત
આ તે શા તુજ હાલ?
મૃણાલ, તું તો જાણે છે બધું
તો પછી મન્ત્ર મારીને મને કરી દે ને પથ્થર
અથવા ફૂંક મારીને કરી દેને અલોપ
અથવા ચાંપી દેને કોઈ પાતાળમાં

લાળ ઝરતે મોઢે ઘરડું મરણ
ભટકે છે બારણેબારણે
પૂછે છે મારું નામ

મૃણાલ, હું છું અહીં
શહેરના ટોળામાં ભૂંસતો ફરું છું મારો ચહેરો
દવાની દુકાને વાંચું છું દવાનાં નામ
કે પછી મ્યુઝિયમમાં વાંચુ છું જૂનાં તામ્રપત્ર
પ્રાણીબાગમાં અજગરને જોયા કરું છું કલાકના કલાક
બસમાં બેસી શહેરના ગણું છું મકાન
હૉસ્પિટલમાં મરનાર દર્દી પાસે બોલું છું રામનામ
સરઘસમાં જોડાઈને ગજાવું છું નારો
કોઈકવાર ભાષણ કરવાનો મારોય આવે છે વારો
આંધળી શેરીને વાંચી આપું સૂરજ
કોઈકવાર ફૂટપાથ પર બેસીને જોઈ આપું નસીબ
જાદૂગરના ખેલમાં કદીક લઉં છું નાનો પાઠ
સ્ટેશને બેસીને જોઉં દુનિયાનો ઠાઠ
કોઈકવાર આવે તાવ તો એની નથી કરતો રાવ
આમ તો છું મારા જેવો જ
પણ કોઈકવાર લાગે જુદું
શ્વાસની અમરાઈઓમાં ટહૂકી ઊઠે કોકિલ
મસ્તકમાં ઠલવાય હજાર અરેબિયન નાઈટ્સ
હાથ લંબાઈને પહોંચે ત્રેતાયુગમાં
ચરણ બની જાય બેદુઈન આરબ
તેથી તો કહું છું મૃણાલ,
ઘેરી લે મને તું બનીને ક્ષિતિજ
મૃણાલ, નિંદરથી બીડેલાં તારાં પોપચાંમાં
ઢળી જાઉં બની હુંય નિંદરનું એક બિન્દુ.

## જાવ કહો કેમ જઈશું .... | રમેશ પારેખ

જાવ કહો કેમ જઈશું અને આવશું કેવી રીતે ક્‌હેશો કે આવ ...

આભ, તું મારી ચાંચમાં ભરેલ તરણું નહિ
આભ, તું મારી પાંખનો અભાવ

ઘાસની લીલમ કાનમાં ભરી સાંભળ્યા કરું લચતી ભીનીછમ પથારી
અમથી હવા અડકે ને ત્યાં સામટી રોમેરોમમાં ખૂલે લયની બારી
કોઈ તો મને ઊંચકી મારો આટલો જરાક ક્યાંક કરી દે ઘાવ ...

જાવ કહો કેમ જઈશું અને આવશું કેવી રીત ક્‌હેશો કે આવ ...

વન, તું મારે ટૌકે ભીન્યું ઝાડવું નહિ
વન, તું મારે કંઠની સૂની વાવ

સવાર મારાં ચીતર્યાં પીંછે મ્હાડના મ્હાડો રેડતી મને ખેડતી ઢળે
મારો અભાવ વનને લીલેવાન ને પાનેપાન ઝૂકેલી ડાળીએ કળે
વન, તું મારા કેટલા લીલા ફફડાટોનો સાવ પીળોપટ બનતો બનાવ
જાવ કહો કેમ જઈશું અને આવશું કેવી રીતે કહ્‌શો કે આવ...

મ્હેકતી રાડયું સાંભળી છે તો વાયરા ભેળા ઢૂંકડા આવો!
વગડો અડાબીડ પડયો બઉ પગલે કેડી બાંધતા આવો!
હોય ખર્યું જો કોઈ માળેથી ગીતનું પીંછું વીણતા આવો!
છાંયડીમાં ખોવાઈ ગઈ કોઈ પાંદડાંની લીલાશને લાવો!
આંખવછોયા રૂપને સાચોસાચ વીંટયું છે શ્વાસ?- તો આવો!
લાલ – પીળા ઉજાગરા ઉપર તલસાટોની ભાત્ય લૈ આવો!
સાચવી રાખ્યું હોય અબોટયું મૌન તો પછી આમના આવો!
ક્યાંય અડયાના ન્હોય જો પડયા ડાઘ તો ઓરાં ટેરવાં લાવો!

## આવો....લાવો | ભાનુપ્રસાદ પંડયા

## દરિયો | સુરેશ દલાલ

આટઆટલી પથરાઈ છે રેતી તોયે સાવ એકલો દરિયો;
મોજાંઓની માયા અહીંયા વહેતી તોયે સાવ એકલો દરિયો!

બપોરના સૂરજમાં એની એકલતા અમળાય
અને રાતના અંધારું થઈ એકલતા સંભળાય.
રંગરંગની માછલીઓ ને મોતી તોયે સાવ એકલો દરિયો!
મોજાંઓની માયા અહીંયાં વહેતી તોયે સાવ એકલો દરિયો!

પંખીની છાયામાં દરિયો કણસે ખારુંખારું,
તરડાયેલા તરંગમાં હું ચહેરાને કંડારું.
ઝીણી ઝીણી જાળ નજરની જોતી: મારો સાવ એકલો દરિયો!
મોજાંઓની માયા અહીંયાં વહેતી તોયે સાવ એકલો દરિયો!

બાઈ, માથાબોળ ન્હેલવ્હેલી નાહી વાળ જાંબુડી હેઠ કે કોરા કરવા બેઠી
ભોંય લગોલગ ડાળ તે એના કોઈ કાળાઝેબાણ જાંબુડે ડંખ દીધો કાંઈ ડંખ
અમથી નહીં કોઈ દી' ને શે આમ ચીલો ચાતરવા બેઠી

ઘરની ધીંચોધીંચ ભીંસામણ ફળિયે વેરી દઈને મેં તો એય ને છોડયા વાળ
મનમાં લગીર ખટકો યે નહિ ઝાડની ભેળા તડકાછાંયા વણતા હશે જાળ
ઊંબરે મૂઈ હું ય તે એવું શું ય દાઝી કે આંહીં આવીને સાવ ઠામુકી કરવા બેઠી

ફળિયા લગી સીમ આવીને ટહૂકે કાબરચકલી ને તેતરલેલાંની જેમ
ટહૂકે મારાં ટેરવાં સામાં બોલકા સૂડા જેમ તે મૂંગા કરવા એને કેમ
હું જ ભોળીભટ્ટાક ને મારો વાંક કે કોરા કમખા માથે મોરનું ભરત ભરવા બેઠી—
બાઈ, માથાબોળ ન્હેલવ્હેલી નાહી વાળ જાંબુડી હેઠ કે કોરા કરવા બેઠી

## ગીત | રમેશ પારેખ

સવારસાંજના પ્રહરભેદથી પર એવા સમયની કયારેક થાય છે અનુભૂતિ.
નહિ અતીત ન ભવિતવ્ય: સમગ્ર કાલની કોઈ યુતિ.
ઘરની વ્યવસાયગભીર હવાથી જ્યાં ઉપરતિ પામે જરા જીવ
એને અવકાશ મળી રહે એથી જાઉં છજામહીં, ઘડી બ્હાર.
નીચેના પ્રાંગણમાંથી આવે કંઈ સૂર.
લહું શતવર્ષના આરે આવી રહેલું અભ્યાગત એક યુગ્મ.
બન્નેનાં મુખ પર કાળની ઓકળીઓ અંકાઈ ગઈ છે.
વૃદ્ધના ખોળામાં માથું મૂકી સૂતેલી છે બાઈ,
આખરના શ્વાસ લેતી જણાય છે.
ચિરવિદાયનો અવસર પામી જાય છે એનો પતિ.
ને રગેરગમાંથી વહી આવતી લાગણીનો વલોપાત રેલાય છે
નિતાન્ત કરુણ ગીતે ...
મુખની એકેક રેખા સપ્તકની શ્રુતિ શ્વાસનિશ્વાસનો ધરે લય.
પૂર્વે સાંભળેલી અત્યંત મધુર રાગિણી, તે લાગે સહુ ફીકી
તોડી નહિ, રામકલી નહિ, ન સોહિણી,
કહેવાય તો કહું વિજોગિની,
નિર્મલ ઉત્કટ વેદનાનો સરે સ્રોત ...
ડૂબતે ચેતન પણ સ્રોતને ઝીલતી જોઉં વૃદ્ધા
ઊંડાં મૌનમાંથી એને મુખ પ્રગટંત પ્રસન્નતા
અપાર્થિવ તેજની ઝલક આખાયે જીવનની કૃતકૃત્યતા.
વેદનાનો પ્રતિભાવ આનંદનો ઓઘ.
ભેળી યાત્રાની આ અવધિએ ત્રિવિધ ભાવની ભીંજવતી ઝીલું છોળ
વિરલ આ વેળ
ગૃહિણી યે લહે એવું મને ધરી ઘરમાં જઈને કરું સાદ:
એને આગમન ઝરૂખામાં અમે ધરીએ ચરણ
ત્યહીં
નહિ ઝરૂખો, ન આંગણુ, ન વૃદ્ધ યુગ્મ ...
સ્વપ્નભંગ
પ્રહરભેદના પ્રવાહની મહીં.

## ગીત | હરીન્દ્ર દવે

સૂરની સંગાથે આંબાવાડિયું પૂછે છે
તમને ટહુકો વહાલો કે વહાલી કાય?
થોડું ઝૂકીને પૂછે કાનમાં ગગન
તમને તડકો વહાલો કે વહાલી છાય!
ટહુકો મેલીને ઊડી ચાલી કુવેલ,
તડકો સમેટી ચાલી સૂરજની વેલ,
પૂછે સૌ એમ થોડું મનડું ભમે
ને ઝાઝા સંશયના વાયરાઓ વાય.

વહેતી હવાના ધીમે બંધાતાં રૂપ
એમાં થોડું ધુમ્મસ ને થોડો ઘાટ,
એકલની કેડી કોઈ વગડે પડી'તી
એમાં સાથે ચાલીને સરજી વાટ;
આકાશે સારસનાં પગલાં અંકાય,
પગલાંઓ ઊઘડે ને મારગ ઢંકાય,
અટકે તો કાઠ કેરો કટકો આ
જિંદગીનો ફરતા ભમરડા શો ઘાટ.

હળવે હૈયે જાતે જીવતર : ક્યાંથી ફૂટી આશ?
શ્વાસભર્યા બે કાંઠા વચ્ચે તરતી - ડૂબતી લાશ!
કોઈ તણખલે જાય તણાતું કાળસિન્ધુનું ગીત,
એકબીજાની સાથે વહેતાં વળગી કંઠે પ્રીત,
રૂંવે રૂંવે ના ઊગે નહીંતર તરંગના આ ચાસ!
વડવાનલને ઘાટ ઘૂમરિયું ખાતું મારું મંન,
પડતું મૂકવા મારે પગલે જોતું વાટ ગગન,
તળિયાઘેલા મરજીવાને હાથ જો આવે 'હાશ!'

## બે કાંઠા વચ્ચે | ઈન્દુકુમાર ગોસ્વામી

ઉત્તમ કવિ તરીકે શામળનો એકડો કાઢવો હોય તો કાઢી શકાય. એનામાં માનવ-મનનાં ઊંડાણો જોવા નહિ મળે. માનવીજીવનના ચિત્રવિચિત્ર અને સૂક્ષ્મ સંઘર્ષો આલેખવાની શકિત અને સૂઝ એનામાં નથી. રસજમાવટ અને રસસંક્રાન્તિની પ્રેમાનંદી અખંડલહરી કવિતાકલા એનામાં નથી ......

આવાં નેતિ-ઉચ્ચારણો છતાં યે આપણા મધ્યકાલિન સાહિત્યમાં એનું સ્થાન સુનિશ્ચિત છે. એ જમાનાનો એ આપણો છેલ્લો અને સમર્થ વાર્તાકવિ છે. 'મદનમોહન'માં એમણે પોતાનો કાવ્યકર્શ સ્પષ્ટ કર્યો છે:

સાદી ભાષા, સાદી કડી, સાદી વાત વિવેક
સાદામાં શિક્ષા કથે એ જ કવિજન એક !

કાવ્યરસ નહિ; કથારસ એને ઉદ્દિષ્ટ છે. 'સિંહાસન દ્વાત્રિંશિકા', 'વેતાલપંચશતિ', 'શુકસપ્તશતિ' જેવી કૃતિઓ તથા એ સૌને અનુસરતી જૈન-જૈનેતર કથામાળાઓ ઉપરાંત લોકકથા-વાર્તાઓમાંથી એણે ભરપટ્ટે વસ્તુ અને પ્રસંગો લીધાં છે. એની કથા-ઓમાં એ જ પરંપરા અનુસાર વાર્તામાંથી વાર્તા અને એમાંથી યે વાર્તાઓ ફૂટતી-ફાલતી જાય છે. આડકથાઓ અને ઉપકથાઓનો વસ્તાર ભરચક વધતો ને વધતો જાય છે. તેમાં વળી વચ્ચેવચ્ચે સમસ્યાઓની રમઝટ બોલતી જાય. સાંસારિક નીતિબોધ અને વ્યાવહારિક શાણપણના દુહાઓ-છપ્પાઓ ઠેરઠેર આવતા જાય. કથાપ્રવાહ અલસ ગતિએ વહેતો જાય. વાર્તા કયાંથી અને કયારથી શરૂ થઈ એ પણ યાદ ન રહે અને એનો અંત તો જ્યારે આવવાનો હોય ત્યારે આવે. માળામાં મણકો પરોવાતો જાય! નવલરામને આ બધાંને લીધે શામળની વાર્તાકલા ખંડલહરીવાળી લાગેલી અને પ્રેમાનંદની કલામાં અખંડલહરીની અનુભૂતિ.

પરંતુ, શામળના શ્રોતાજનોને તો એનો કથારસ જ રસતરબોળ કરી દેતો. સૌ એની અદ્ભુત, ચમત્કારિક અને રોમાંચિત સૃષ્ટિમાં ખોવાઈ જતાં. એની એ સૃષ્ટિમાં જીવનના આનંદોલ્લાસને કોઈ પાળપાંગઠ ન હતી. નાતજાતની કે રીતરિવાજની કૃત્રિમ આળ-પંપાળ ન હતી. વર્ણાન્તરલગ્નો, સ્નેહલગ્નો અને સ્વેચ્છાલગ્નો સંપૂર્ણતયા સ્વાભાવિક હતાં. માનવી પંખી બની જાય અને પાછો મૂળ સ્વરૂપ પ્રાપ્ત કરે. પશુ-પંખી માનવી ભાષામાં વાતો કરે, ઉડણદંડથી જોજનો પલમાત્રમાં કપાઈ જાય ... ! સંજીવની મંત્ર અને પરકાયાપ્રવેશ-વિદ્યા, ભૂતપિશાચ અને દેવદેવીઓના ચમત્કારો ... અને એ બધાંને ય ભુલાવી દે એવો પરદુ:ખભંજન વીર વિક્રમ ... કલાનિપુણ, ચતુર, સુંદર અને ગુણનિધાન. જાજરમાન નારી-પાત્રો પ્રિયતમ ખાતર પ્રાણ ન્યોછાવર કરી દે તો દે, પણ પુરુષવેશે એને કાજે અનેક પરાક્રમો કરી બીજી રાજકન્યાઓ પણ પરણી લાવે. વારાંગના-ગણિકાઓ પણ માન

ઉપજાવે અને મુકાવે એવી. માત્ર Willing suspension of disbelief ના મંત્રની કોઠાસૂઝ હોય તો શામળકથાઓ માણી શકાય એવી છે. હા; એની પાસે કાવ્યત્વની ઝાઝી આશાઅપેક્ષા રાખવી નહિ. જનમનરંજન એનું ધ્યેય હતું. નારીનિંદા કરતાંકરતાં એને એ 'રતનખાણ' કરીને બિરદાવવાનું પણ ચૂકતો નહિ. ઘેરા શૃંગારને વર્ણવતાંવર્ણવતાં એ નીતિઅનીતિના ભેદ પણ સ્પષ્ટ કરી દેતો. જનવ્યવહારથી સુપરિચિત આ કવિજન કેટલાં યે 'શાણપત' નાં સુભાષિતો સરળસૂતરા અને સફળ જીવન માટે વારંવાર રજૂ કરતો એમાં યે એનું સર્વ-સામાન્ય બહુશ્રુતપણું છતું થયા વગર રહેતું નથી. કોઈની પાસે હાથ લાંબો કરતાં માણસને શુંશું થતું હશે એ એણે કેવી સચોટતાથી કહ્યું છે! સંસ્કૃતમાં યે એવું એક સુભાષિત છે:

वेपथुर्मलिनंवक्त्रं दीनावाक् गद्गदः स्वरः ।
मरणे यानि चिह्नानि तानि चिह्नानि याचके ।।

ક્યારેક તો એ સમાજજીવનને અત્યંત વેધકતાથી આલેખી શકે છે. કણબીની-ખેડૂની જિંદગીને એણે કેટલી વાસ્તવિકતાથી શબ્દબદ્ધ કરી છે! અહીં એના વિપુલ સાહિત્યરાશિમાંથી થોડુંક આપ્યું છે. એ જનતાનો કવિ હતો. એને એ સિવાય બીજું કશું થવાનો અભખરો યે ન હતો. પોતાની સમગ્ર કાવ્યપ્રવૃત્તિને એણે એક સ્થળે આ શબ્દોમાં, આવી સાદી કડી અને સાદી ભાષામાં રજ કરી છે:

નરનારીની ચાતુરી, નરનારીનાં ચરિત્ર;
શૂરપણું ને શાણપત, પ્રાક્રમ પુણ્ય પવિત્ર.
તે કાવ્યથી ડહાપણ શીખે, જનમનરંજન થાય.
અદ્ભુત એ જનભાવનું, વર્ણન બહુ વખણાય!

અને શામળે એવું વખાણવા જેવું ઘણું ઘણું કર્યું છે.



કોયક દિન અમૃત-આહાર, કોયક દિન લૂખી ભાજી,
કોયક દિન અણઆણા પાય, કોયક દિન ચડવા વાજી;
કોયક દિન સુંદરી સેજ, કોયક દિન ભૂમિ સોવું,
કોયક દિન વિહવા હોય, કોયક દિન રીસેં રોવું.
કોયક દિન રળવું રીઝમાં, કોયક દિન ખોવા દામને;
શામળ કહે હિમત્ય ન મૂકીઈં, સંભારીઈં શ્રી રામને!

માહામાસના પામ્યા લાગ, કરે કણ ઢગલા બે ભાગ;
અરધ ભાગ તે હાકમ હરે, અરધમાં આવી લોક જ ઠરે.

પરથમ બીવાળો લેઈ જાય, તરકેડે[1] સહુ પેદા થાય;
પછે ભ્રાંમણ આવે માગવા કાજ, તે તો આણે અધિકા વાજ.
ખડ જગન કરીને લે, અધિકી તે આશીષ જ દે;
નાપિક આવે તે નામી શીશ, દેખાડે આરસી તેણે દીશ;
સઈ સુતાર મોચીના ઠાઠ, 'ભલો ભલો', કહેતા આવે ભાટ;
ભવાઈઆ કે આવે ભાંડ, ચાળા–ચેટક કરે છે માંડ.

ઢાઢિ[2] ચારણ આવે છે જયાંહ, કરે ગ્યાંન-તંબુરો ત્યાંહ,
જે કો ભીખની ઈચ્છા કરે, તે આવી ખોળો પાથરે.
જણ ભાગીઆ બળદ ને બીજ, તે સહુ કો આણી રીઝ;
લૂંટી લેતાંમાં જે રહે પેર, તે આવે કણબીને ઘેર;
તગાવી માગણાં સાટાં સાંચ, લીધી જોઈ પટલને લાંચ;
ખેડુ બેઠો સાહામું જુઈ, તેહનાં છોકરાં ભૂખે રુઈ.

ફાગુણ માસે હોઈ વસંત, તે દહાડે પણ દુખ અનંત;
સ્યું હું મોહડેં હું તેતણું, દુખ તો કણબીને શીર ઘણું!

---

(૧) ત્યાર પછી, (૨) ઢાઢી - એક જાતના માગણ, ભેરી કે શરણાઈ વગાડવાવાળો.

થરથર ધ્રૂજે ગાત્ર, દેહની સુધ્ય વિસારે,
ઘટે નેત્રનું તેજ, હેજ મન કેરુ હારે;
રુંધાઈ[1] બોલતાં કંઠ, દામણુ[2] દીસે દેહે,
બોલે હલુયા[3] બોલ, નરમ થઈ ઝાઝું નેહે;
જેટલાં ચિહ્ન મરવા તણાં, અંગઅંગમાં લાગતાં
શામળ કહે નીચ માણસ કને, થાય માગણને માગતાં!

---

૧. રુંધાય; ૨. દામણો–ગરીબડો ૩. હળવા.

મંદિર જાતાં રોય જે મારગમાં લૂંટયો
મંદિર જાતાં રોય જેહ પર રાજા રુઠયો,
મંદિર જતાં રોય જેહ ઘર નારી કુ-નારી
મંદિર જાતાં રોય જે શીર રણ[1] બહુ ભારી;
મંદિર જાતાં રોય જે નર હોય કલક્ષણા,
કહે શામળ મંદિર જાતાં સુખ પાસે સલખ્ખણા!

---

૧. ઋણ.

નામે રૂપે ન રાચીએ, જો ગુણ-હીણો હોય;
કનક નામ ધંતુરનું, કડાં ન પહેરે કોય!

પરહર્ય માન-વણ દાન, પરહર્ય હેતવીણ ખાવું;
પરહર્ય આલસ્યું ખ્યાલ, પરહર્ય ચિત્તાવીણ ન્હાવું!

રતનજડીત્ર હોયે મોજડી, પણ શીશ ન બાંધે નેટ;
પાળી રૂડી કનકની, કોય ન મારે પેટ!

પુષ્પહાર વળગે થઈ સાપ, કૂણ જાળવે આપેઆપ?
અમૃત જાણી આપણ પીજીએ, વિખ થાયે તો દોપ કૂહુને દીજીએ!

હરિ જાણે તો સો સંસાર, ખરી વાતમાં હે શાનો ખાર?
શીખી વાત તે શાની નવી? કહ્યુ કહે તે શાનો કવિ?

અગન બાળે સરવને, પણ મન બાળ્યું નવ જાયે;
કામ તો જીતે સરવને, પણ જ્ઞાની નવ જિતાયે!

## અવસર | યશવંત ત્રિવેદી

સખીની વસંત જેવી હથેળીઓને કેસરજલ છલકાઈ જવાના અવસર
પ્રિયાનાં મોરપીંછનાં લીલાંલીલાં સરવરમાં ભીંજાઈ જવાના અવસર
ફૂલફૂલની નૈયા ઉપર સૂતી પ્રિયાના
અંગઅંગના મરોડ પર લૈ વળાંક લો આ સવાર ઊઠે
ફૂલ ફૂલની ઠીબે નીતર્યાં રંગ બોટતું
મોર, કબૂતર, પોપટમાં ટોળાતું લો આ બપોર ઊઠે
પ્રિયાના વક્ષ ઉપર ગુફ્તેગુ કરતી આંગળીઓને ફૂલ થવાના અવસર
સખીની વસંત જેવી હથેળીઓને કેસરજલ છલકાઈ જવાના અવસર
રોમરોમ ચંદનવન ભીતર સોહિણીનો ચાંદ
મધુમાધવી કાય પ્રિયાની સૂરસૂરનાં ઝરણાંઓમાં ન્હાય
પુરવૈયા પે ઢળી પ્રિયાના કંચુકવનમાં
ગઈ રાતનું આભ સૂતેલું હવે હરણતું તોડીમાં લહેરાય
પ્રિયાના બંધ હોઠ પર હોરીનું આકાશ થઈ છવરાઈ જવાના અવસર
પ્રિયાનાં મોરપીંછનાં લીલાંલીલાં સરવરમાં ભીંજાઈ જવાના અવસર

ધરતી – હૃદય પર તૃણ થઈ રોમાંચ જાણે ના ફરકતાં હોય –
એટલાં પાસે વસે છે એ.
શ્વાસ લેવા જાઉં તો
નાસિકાના રંધ્રમાં
મઘમઘંતો એમનો ઉચ્છ્વાસ !
મુજ આંસુઓના નીડમાં સંતાઈને
એ અહર્નિશ ગીતને ગુંજ્યાં કરે !
ને રોજ સાંજે ખેતરોમાં એકલો ફરતો ફરું –
મારી જ સાથે એમના પગનો ધ્વનિ હરફર કરે –
ને પછી તો વાણીની ફરફર –
ધીરે ધીરે આખો મને ભીંજવી દીએ !
આટલાં પાસે વસે છે એ –
પણ એક કેવળ એમનો ચ્હેરો જ પકડાતો નથી મુજ આંખથી !

## ચ્હેરો | જગદીશ ત્રિવેદી

## सर्वेऽत्र सुखिनः सन्तु। | જયન્ત પાઠક

હમણાં હમણાં મનમાં એક વિચાર રમે છે;
શ્વાસોચ્છ્વાસે ઊઠે–શમે છે:
કે આ માનવજાત
જે કહેતા ના થાકે નિજની વખાણવાત
એનો તે શો મહિમા!

પૃથ્વીના ઢેફા પર ફરતાં જીવડાંની શી વિસાત!
ભાઈ અહીં તો નથી કશી યે આપણા હાથની વાત.
વણમાગેલો જન્મ અને આ અણધારેલું મોત
બેની વચ્ચે આ જીવતરનું ફાટયુંતૂટયું પોત.

સંત ઓલિયા પયગમ્બરની ભોળી ભોળી ભાષા:
સુધરી રહી છે માનવજાતિ, દેવ બન્યાની આશા.
એ આશા જીવન ભરવાનું તરણું
શ્રદ્ધાનું પોકળ શરણું
મનુષ્યનું ભાવિ કયાં એને હાથ?!
હથેળીઓમાં ખુલ્લી એ તો અંતરીક્ષની ઢાંકયું

ગ્રહ નક્ષત્રો નિહારિકાની રેખાઓમાં આંકયું.
જરા ગતિમાં ફેર અને આ પૃથ્વી અવશેષોનો ઢેર!
જરાક ટાઢો સૂર્ય અને આ પૃથ્વી થરથરતું અંધેર!
પૃથ્વીના ઈશ્વરની સત્તા સરહદ
લક્ષ્યકોટિ બ્રહ્માંડ લગી તે શેની પ્હોંચે!
ઝઝૂમતા આ ભયની નીચે
પ્રલય તણા સંભવની વચ્ચે
ભેળાં થઈને રહીએ
એકબીજાને ચહીએ.
દયામણાં રે માનવજંતુ
દયામણા રાગે કરગરીએ:
सर्वेऽत्र सुखिनः सन्तु।

## રોમાંચ | રાજેન્દ્ર શુક્લ

કદીકદી સાવ અકારણે ય
રોપાયિતા તું ધરી મૌન ઘેરું
વિસ્તારતી શૂન્ય પ્રગાઢ, તારાં
વૈમુખ્યથી દીપ્ત થતાં જતાં એ
કૈશોર્યના મુગ્ધ કુતૂહલે હું
ઑગાળતો ધૂસર શૂન્યભાર,
ધીમેકથી મસૃણ પૃષ્ઠ પે લખું
જ્યાં તર્જનીથી મુજ નામ ત્યાં તો
બહુપ્રરોહા અટવિ ગ્રસી લે
ન તર્જની માત્ર, મને તેન ય!

દેશમાં ચાંદો, દેશમાં સૂરજ, દેશમાં રાણી રાતની, માલમ
સાબદો સાગર, ભર–કિનારો, વા'ણ ઉપાડો દેશમાં હાલો.

અમે તો દેશ કીધાં પરદેશ
    રે અમે, પારકે દેશે ફરતાં હાફિસ, ટેશણ, ગેટ.
ભખ્‌ પીસોટે સાવ અજાણ્યાં લોક વચાળે ઉપડે ગાડી
    દન્ન બધોયે પામતા રે'તા પરદેશીનાં હેત
રાતરે છોડી ફળિયું, ઓઢી ફળિયું, ઓલોં, સાંકડે ઉંબર ફરતા રે'તા
સાવ રે સૂકા કૂંડાં-માટી-ધૂળ વચાળે,
ક્યાંઈ ખીલેલાં, ક્યાંઈ ખરેલાં, કાંઈ સૂકેલાં ફૂલને અમે શોધતા રે'તા
    રાતની રાણી શોધતા રે'તા
લાલ રે નેણથી સપનાં ખરતાં, મરતાં, બની જાય અજાણ્યાં પ્રેત.
    રે માલમ દેશમાં હાલો.
માલમ
ભર–શિયાળે થીજતો મારો ઠાકરડો દરવાન રે માલમ દેશમાં હાલો,
દેશમાં ઊના વાયરા, ચારણ ડાયરાનો ગરમાવો રે માલમ દેશમાં હાલો.

## વિજોગનું ગીત | ભૂપેશ અધ્વર્યુ

## વિસામો | પ્રવીણ દરજી

તૃષાર્ત ચાતકની આંખમાં અટવાતું આકાશ:
અગત્સ્યના પેટમાંનું અલસ જલ:
કુંભકર્ણની નાસિકામાં ગૂંગળાતી હવા:
દુર્યોધનની સૂચ્યગ્ર ધરા:
અને
અંધની આંખોમાં આળોટતો પ્રકાશ:
—કોઈએ જોયાં છે?
મારામાંનાં
ક્ષીણ થયે જતાં
પંચમહાભૂતોને
ઘડીભર વિસામો લેવો છે.

## પ્રહેલિકા | રાજેન્દ્ર શુક્લ

ગંધમૃગો શા પવન ચરે
આ કાંઠાની દૂર્વાનાં લીલાં નગર;
સૂરજનાં શર તીખાં
વીંધે માટીનું મન ભૂખર;
મૂળ, ડાળ, થડ, પાંદ વિનાનાં
માત્ર ફૂલનાં વૃક્ષ
ખેરવે કુસુમરેણુની મર્મર;
ને શબ્દોની ધૂસરતા સાથે
સમયશૈલને શૃંગ યુગોથી
અપલક ઊભેલા મારાં મૌન તણી
ઝલમલ છાયાને દૂરદૂર જે લઈ જાય
તે કદી ન થભ્યાં સાત રંગનાં નીર;
કહો સુંદરી, સાચું શું છે?

## | પ્રાણજીવન મહેતા

ઊધઈનું જીવન વાંચતી વ્યક્તિ
પોતાને કોરી ખાતા
સમયથી
જરા પણ સજાગ નથી.
છતાં .........

આંખો અટવાણી જ્યારે વનની વનરાઈમાં ને,
  ગિરિવર ઘેરીને ઊભા આભને, હો જી.
શિખરો ખોવાણાં એનાં વાદળના વૃન્દમાં ને,
  ખીણો ખોવાણી આછી ધુમ્મસે, હો જી.
ઝરમર ઝીલંતી ઝીણી જલની ઝકોર જ્યારે
  સાચીયે સૃષ્ટિ ભાસી સોણલું, હો જી.
નાનકડું મારું જ્યારે મનડું ખોવાણું એમાં
  જગ રે ખોવાણું જ્યારે સામટું, હો જી.
સાંપડિયો ત્યારે મારા આતમનો સાહ્યબો ને,
  થળથળ ઘેરી એ ઊભો આંખડી, હો જી.
ફૂલડાંની ફોરે એ તો ઘટડે ઘૂંટાણો મારે,
  રહ્યું જી પછી તો શું રે શોધવું, હો જી?

– મનસુખલાલ ઝવેરી

કાળી સડક, ઊંચા મકાનો, લાલ બસ, પસાર થતી ગાડીઓ, ઊભરાતાં પ્લેટફાર્મ – એ બધામાં વેરવિખેર થયેલાં આપણે, આપણને પણ ક્યારે મળીએ છીએ? પ્રકૃતિનો પારસસ્પ માનવપ્રકૃતિને થાય છે ત્યારે પરમતત્ત્વ સાથે સહજભાવે અનુબંધ રચાઈ જાય છે. વન વનરાઈમાં લીલી મોકળાશનો અને અવિચળ ગિરિવરમાં વિભૂતિના અંશનો જે અનુભવ કવિ થયો છે – એમાંથી આ કાવ્ય, પરંપરાના ભજનિક ઢાળમાં, કંઠમાંથી છલકાયું છે.

"આંખો અટવાણી જ્યારે વનની વનરાઈમાં ને,
ગિરિવર ઘેરીને ઊભા આભને, હો જી."

પ્રકૃતિનું મૌનપ્રેરક સાન્નિધ્ય! આમાંથી ગુંજાશ પ્રમાણે કવિઓને પાર વિનાની સમૃ મળતી રહી છે. શ્રી અરવિંદની એક પંક્તિ પર્વતો અને વૃક્ષોની જેમ જ કાવ્યના પથ ઉપ ઊભી છે:

"Mountain and trees
Stood there like thoughts from God."

આપણે રૂપ અને રંગથી ટેવાયલા. ગોળ, ચોરસ, ત્રિકોણ – એવા કેટલાયે કોણમાં અટ વાયેલા. આપણને રંગનો રાગ અને રાગનોયે માલિકીવૃત્તિનો ઘેરો રંગ. રૂપ–રંગથી બંધાત આકારની આપણને આદત. આકારમાંથી નિરાકાર તરફની ગતિ એટલે આ કાવ્યનો ભાવ અ વહન. આકારનો વિલય, નિરાકારનો ઉદય–પછીની તૃપ્તિમાં આ કાવ્યનું કથન સમાઈ જાય છે

વનની વનરાઈ, આભને ઘેરીને ઊભેલા ગિરિવર, એનાં શિખરો, ખીણો–ઊચ્ચતા સઘનતા અને ગહનતા–આ બધું જ ધીમેધીમે ઓગળી જાય છે.

બધું જ વિલીન થતું જાય છે ને જીવ કશાકમાં તલ્લીન થાય છે. તન્મયતાની આ ક્ષણ પરમતત્ત્વની આર્દ્રતા, કૃપાની આ ઝરમર. જલનો – જીવનનો – આ ઐહિક જિંદગીથી પા રહેલા – જીવનનો સૂક્ષ્મ પગરવ. અત્યાર લગી જે સૃષ્ટિને સાચી માની'તી – એ જ સોણલું ઠરી.

"ઝરમર ઝીલંતી ઝીણી જલની ઝકોર જ્યારે
સાચીયે સૃષ્ટિ ભાસી સોણલું, હો જી."

પ્રથમ પંક્તિમાં ઝ અને જ તથા બીજી પંક્તિમાં સ વર્ણનું પુનરાવર્તન નીરવ પગરવની સુંવાળપનો સ્પર્શ કરાવે છે. અટવાણી, ખોવાણી, ઘૂંટાણો જેવા શબ્દપ્રયોગોમાં તળપદી મીઠાશ અનુભવાય છે.

પગ વિના પણ વણથાક્યે ભટકતું આ મન, અત્યાર લગી મોટું લાગતું આ મન – 'વિરાટની પગલી'નો સંચાર થાય છે ત્યારે નાનકડું લાગે છે. પણ નાનકડું તોયે મન છે.

સંસારના સકલ કોલાહલમાં આ નાનકડા મનનો જ ફાળો છે. ટાગોરે એટલે જ એક કાવ્યમાં સૌથી પ્રથમ વાત આ જ કહી છે:

"શિર મારું દિયો ઝૂકવી પ્રભુ ચરણધૂલિ તલે;
સકલ અહંકારને મારા ડૂબવો લોચનજલે."

નાનકડું પણ આ મન ડૂબે નહિ ત્યાં સુધી કશું ઊગે નહિ. વિદા કરંદીકરના 'પ્રાર્થના' કાવ્યનો ભાવ ભુલાતો નથી. "ૐકાર – જેવો વિશાળ પર્વત... એ પણ મેઘોની પોચી પાંખ નીચે હાથ જોડીને ઊભો છે" – આવી ઉક્તિથી એ કાવ્ય પ્રારંભ પામે છે. થોડીક પંક્તિઓ પછી એક સરસ વાત આવે છે: પ્રકૃતિના સાન્નિધ્યની આવી કોઈક ક્ષણમાં "ક્યારેક એવું પણ લાગે છે કે પૂજા માટે આ દશે દિશાઓ પૂરતી નથી. મન આપોઆપ જ અગિયારમી દિશા તરફ યાત્રા માંડે છે." આ દશે દિશાઓ છોડીને મન અગિયારમી દિશામાં જ્યાં સુધી ખોવાતું નથી ત્યાં સુધી સાચી પ્રાપ્તિ વિના રઝળતું જ હોય છે.

મન – અને મનના જ વિસ્તાર – સંકોચની સાથે ઊભું થયેલું આ જગત – આ બધું જ એક ક્ષણમાં, એક સામટું, ખોવાઈ ગયું, અને ત્યારે?

"સાંપડિયો ત્યારે મારા આતમનો સાહ્યબો ને
થળથળ ઘેરી એ ઊભો આંખડી, હો જી."

પેલા ગિરિવરો તો ખાલી આભને જ ઘેરીને ઊભા હતા. પણ આ તો આભથીયે ગહન અને વિશાળ આંખમાં – થળેથળે બધે એ જ છે.

પછી તો રહે છે પ્રાણને પુલકિત કરે એવી એની સૂક્ષ્મતા અને સુવાસ:

"પરાગની પાવડીએ આવી કોણ ગયું ઉર પેસી?"
(સુન્દરમ)

આનંદના આવા વિસ્મયને શ્રી મનસુખલાલ પણ ઘૂંટે છે:

"ફૂલડાંની ફોરે એ તો ઘટડે ઘૂંટાણો મારે
રહ્યું જી પછી તો શું રે શોધવું, હો જી?"

એક ક્ષણ એમ પણ થાય છે કે અંતિમ પંક્તિમાં જે પ્રશ્ન જાગ્યો છે એને બદલે વિપ્રશ્ન જ પરિસ્થિતિ હોત તો?

આ કાવ્ય ઈશ્વર સાથેના Psychological Unionની પ્રતીતિ આપે છે, Ontological Unionની નહિ. પરમતત્ત્વ સાથેના ક્ષણના પરિચયમાંથી જો આ કાવ્ય જન્મ્યું તો એની આત્મીયતામાંથી તો ......

મારી પાસે વાત કરવા જેવું કશું નથી
હું એક જ લૉકમાં
નંબરોવાળી ચાવી માત્ર ફેરવ્યા કરું છું
મારી પાસે વાત કરવા જેવું કશું નથી.
રસ્તા, મકાન, હૉટેલનાં ટેબલો પર
ઊડતી વરાળ અને ધુમ્મસમાં
ફેલાતી અવાજની કચ્ચરોથી
વિશેષ હું કશું પામી નથી શકતો
મારી પાસે વાત કરવા જેવું કશું નથી.
મારા હોવાપણાનો દંભ હવે નથી જિરવાતો
કેમકે મારી પાસે વાત કરવા જેવું
મારું કશું કશું નથી.
હું આવ્યો હતો હાથમાં ઝુલાવી
આંખોનાં સપનાંઓ
હું આવ્યો હતો અપેક્ષાના ચિત્રિત
અશ્વો પર બેસીને મારા રચેલા
જગતની ગલીગલીને ચૂમવા
પણ તડ પડી ગયેલા મારા ઓષ્ટમાંથી
વહી રહ્યું છે માત્ર રક્ત
અને હું અજાણપણાના વાઘા પહેરી
શહેરની ગલી ગલીએ લટકાવેલા
મકાનોના નંબરો ગણ્યા કરું છું ફક્ત
ફક્ત કશું હું બોલી શકવાની હામ ભીડી
અહીં આવ્યો હતો
પણ મારી પાસે હવે વાત કરવા
જેવું કોઈનું કશું નથી
અસંગત વાતો કર્યા પછી પણ
મોસમી વિષાદ હું કેળવી નથી શકતો
હું બારાખડી સિવાય કશુંયે

નથી બોલી શકતો
(આમ તો બધા એ જ બોલે છે)
હું નંબરોવાળી ચાવી જ માત્ર
હવામાં ફેરવ્યા કરું છું
મારી પાસે વાત કરવા જેવું કશું નથી
મારી પાસે વાત કરવા જેવું શું નથી?
□
—તો આપણે ક્યાં જવું છે?
આપણને "મનુષ્ય"નું અવતરણ
આપી છોડી મૂકવામાં આવ્યા છે
આપણને નામ આપીઆપીને છોડી
મૂકવામાં આવ્યા છે
આપણને કામ આપીઆપીને છોડી
મૂકવામાં આવ્યા છે
ઇચ્છાઓ આપણામાં વાવીને
તરસ્યાં ખેતર જેવા આપણને બનાવી
મૂકવામાં આવ્યા છે.
તળિયા વિનાના ચપ્પલ-બૂટ પહેરાવી
તૂટેલા કાચના રસ્તાઓ પર
આપણને ધકેલી મૂક્યા છે
—તો આપણે ક્યાં જઈશું?
હવે મારી પાસે
હવે તમારી પાસે
હવે આપણી પાસે
વાત કરવા જેવું કશું નથી રહ્યું
છતાં હું વાત કર્યા જ કરું છું
એકએક નંબરો બદલી બદલી
વાતો કર્યા કરું છું
હું પ્રેમ કરું છું, પ્રયત્ન કરું છું, રાહ જોઉં છું

પણ એક ને એક આંગળી
માત્ર૦૦૦માં ફર્યા કરે છે
અપેક્ષાઓ સપનાંની રાજકુમારી બની
આંખોમાં ડૂબ્યા કરે છે
મારા જ મહેલ ચણી હું મારા જ હાથથી
તેના મિનારા, અટારી તોડ્યા કરું છું
આ, આ, તે, તે, ની વાતો કર્યા કરું છું
વાતોના જન્મ મારામાં થયા કરે છે
વાતોના જન્મ તમારાથી થયા કરે છે
છતાં પણ મારી પાસે વાત કરવા જેવું કશું નથી
છતાં પણ મારી પાસે વાત કરવા જેવું ઘણું નથી
છતાં પણ હું વાતો કરી
દરેકની આંખો શોધ્યા કરું છું
તો મારી પાસે વાત કરવા જેવું શું છે??

□

પેનમાંથી સરતા ચાલ્યા શબ્દ
શબ્દમાં વિગલિત ક્ષણના
સુસુપ્ત સુખના શ્વાસો
શ્વાસમાંથી કદી પડે છે વાતોનાં ઝૂંડ
વાતોનાં ઝૂંડના અવળાસવળા આટાપાટા
વેરવિખેર થતા આટાપાટાની વાતો કર્યા કરું છું
મારામાં બંધાઈ ગયેલા સેતુ પર
માત્ર આંખ મીંચી દોડ્યા કરું છું
રોક્યા કરું છું એકએક માણસના ચહેરા,
ચહેરા પર ચડેલા થાકેલી ઊંમરના પહેરાને
મારી વાતોથી ચેતવ્યા કરું છું
વાતો કરી વૃદ્ધ થયા કરું છું
મારાં કવચ ભેદી મારા જ નખથી
મને કોતર્યા કરું છું

નખથી ભેદાયેલી મારી ત્વચામાં
લીલી દ્રાક્ષનાં ઝૂંડની જાળીઓ પર
વાતોના કાંટા ઉગાડયા કરું છું
મારા વર્ષોજૂના રક્તભ્રમણની સાંકળથી
મને બાંધ્યા કરી
હું કટાળુ વાતો કર્યા કરું છું
લીલી ચામડી પર શબ્દો મારા
કાળી કીડી બની મને ચટકા ભર્યા કરે છે
હું તો રહું છું માત્ર મૌન
પણ આ એકની એક વાત ગોળગોળ
કોણ ફેરવ્યા કરે છે મારામાં?
હું હોઠના પડદાઓ ખોલી
વેણના દશ્ય ભજવ્યા કરું છું
હું લાગણીનું મ્યુઝિમ બની
જીવ્યા કરું છું... ... ...
જીવવાની મથામણ શબ્દો દ્વારા હું
કર્યા કરું છું
અંધારી રાતે મને શબ માની
હું શ્મશાન બનીને
મારામાં પથરાઈ પડું છું
અને આમ જૂઓ તો –
મારી પાસે વાત કરવા જેવું......
છતાં એક ને એક નંબરોવાળી
ચાવી ફેંકી દીધા પછી પણ
હું તેને ફંફોસ્યા કરું છું
હું વાતોને શોધ્યા કરું છું
પણ મારી પાસે વાત કરવા જેવું કશું નથી
છતાં હું ક્યાં સુધી વાતો કર્યા કરીશ?
વૃક્ષના પર્ણો ખરતાં જાય છે

ખાલી ગ્લાસમાં હવા ખખડાયા કરે છે
દરિયો ઉછળ્યા કરે છે...... ટ્રેન,
...... સિલિંગ ફેન ......
હું વાતો કર્યા કરું છું.

□

આંગળીના ટેરવાં શેકીશેકી
ગઈ કાલની વાતો હવે શી કરવી?
સફેદ ટેબલકલૉથ પર આંખ મીંચી
બેઠેલો વાઘ ને તેની આંખોમાં
કંડારાતી ભૂખની વાતો તે હવે શી કરવી?
બારીના સળિયા પર ચીટકી બેઠેલા
નીલા આકાશની વાતોને કેદીની
ભમ્મર પર ક્યાં સુધી અંકિત કર્યા કરીશું?
નાના શિશુની મુઠ્ઠીમાં ઠૂંઠવાઈ ગયેલા
મૃત્યુના નિસાસાની વાતો ક્યાં સુધી?
હસ્તરેખા જોઈને ભવિષ્યના ભારની
વાતો હાથમાં ક્યાં સુધી ઉગાડયા કરીશું?
હાથમાં હાથ ગૂંથી એકાંત ખૂણાં મહીં
પ્રેમના ત્રિકોણો દોર્યા કરવાની ચેષ્ટા
ઐતિહાસિક પ્રેમીની જેમ ક્યાં સુધી કર્યા કરીશું?
આધ્યાત્મિક માનસિક નિર્વેદને
આપણે ક્યાં સુધી ક્યાં સુધી
સહન કર્યા કરીશું?
હવે તો –
રેતીના કણમાં ઊછળતા દરિયાને પીવા
આંખો તરસી થઈ ઊઠી છે
કોઈને કશું કરવું નથી છતાં
કોઈ કશું ને કશું કરતું જ હોય છે
જે કરવાનું છે તે નથી કર્યા કરતોની

વાતો કર્યા કરું છું
ખંડિત દર્પણ જેવાં મારાં કેટલાં યે
વર્ષો હું વાતોથી સાંધ્યા કરું છું
હું એક જ લૉકમાં ક્યારેક
ખોટા નંબરોવાળી ચાવી ફેરવી વાતો કર્યા કરું છું
અજાણ બની વાતોની ચાવીઓ જ
માત્ર ફેરવ્યા કરું છું
હું ફક્ત ......
મારી પાસે વાત કરવા જેવું ......
છતાં પણ એક ને એક નંબરોવાળી
ચાવી ફેંકી દીધા પછી પણ
હું વાતો કર્યા કરું છું
ચાવી શોધ્યા કરું છું
હવે તો વાત કરવાનો કાચી વયમાં
થાક લાગ્યો છે
છેલ્લાં વીસ વર્ષથી આ શરીર ઊંચકી
હું નીતિન હું નીતિન – એની વાતો
કર્યા કરું છું
મારી પાસે વાત કરવા જેવું શું નથી?
મારી પાસે વાત કરવા જેવું કશું નથી
હું એક જ લૉકમાં
નંબરોવાળી ચાવી માત્ર ફેરવ્યા કરું છું
ચાવીઓ તૂટયા કરે છે
હું વાતો કર્યા કરું છું
મારી ત્વચા પર શેવાળ બાઝતી જાય છે
મારી બીજાથી રચાતી કથા લઈ
મારી કથા રચતો હું વાતો કર્યા કરું છું ... ...
ચાવીઓ ફેરવ્યા કરું છું
છતાં ... ... ... ... ... મારી પાસે?

મારા શૈશવના સ્મશાનમાં
પોઢી ગયેલી ક્ષણોને
પુનર્જન્મ આપો
તો–
દરિયાની ભીંસમાં ચગદાયેલાં આ શહેરને
મારા ગામની નદીથી નવડાવી દઉં,
સમુદ્રતટનાં આ તોતિંગ મકાનો પર
નદી ઉપરનાં હિરણ્યગર્ભ વૃક્ષોનાં
હરિયાળાં તોરણો બાંધી દઉં,
અને
ગાડા નીચેના શ્વાન જેવા
જનસમુદાયને
મારા ફળિયાના રાજા
–ઓલા લાલિયા કૂતરા–
જેવી રાડ પાડતાં ય શીખવી દઉં.

કિલ્લોલથી કલબલ કરતી
મારા શૈશવની એ ક્ષણોના
પુનર્જન્મને આવકારવા
ફાઉન્ટનના સુકાયેલા ફુવારામાં
એક એવું તો ધનંજયી બાણ મારી દઉં
કે
અસહાય બનીને
ભરસભામાં દ્રૌપદીના વસ્ત્રહરણના મૂક સાક્ષી બની રહેલ
ભિષ્મપિતામહોની નીંદરઘેરી આંખો
ઊના એ પાણીની છાલકથી
સદાયને માટે
ખૂલી જાય, ખૂલી જાય, ખૂલી જાય.

## ત્રણ કાવ્યાનુવાદો | સનાતન શ્રોક

[આ રચના મિસ કોર્નેલિયા સોરાબજીની વિનતિથી કવિન મેરી બુક ફોર ઈન્ડિયા (હેરપ ઍન્ડ કું. લિ. ૧૯૪૩) માટે લખાઈ. હવે હું એ બેનામી ડોબ્રીને અર્પણ કરું છું કારણકે એને એ ગમ્યું અને જાળવી રાખવા આગ્રહ કર્યો]

માનવી ને છેવટે બસ એક એનું ગામ,
એની તાપણી, ઘરની રસોઈ:
સૂર્યાસ્તટાણે આંગણે બેસી નીરખવા
પૌત્ર પોતાના અને પાડોશીના
સાથે મળીને ધૂળમાં રમતા.

ટંડે - ગરમ (જેવી પછી આબોહવા) પહોરે
જરા હળવે કલેજે વાત કરવા બેસતા,
તો કેટલાં સ્મરણો પછી ઊભરે ?
પરાયા લોકના, જે લડયા કોઈ પરાયા મુલ્કમાં
અન્યોન્યથી અણજાણ.

માનવી જે કંઈ ચહે, એ ના બને ભવિતવ્ય.
દેશ આ પ્રત્યેક, કોઈ એકનું ઘર, અન્યનો પરદેશ.
માનવી જ્યાં સદ્‌ગતિ પામે લહી એકત્વ
નિજ ભાવિ સહે, બસ એ ભૂમિ એની.
ગામ એનું વાત ના આ વીસરે.

એ તમારી યે ભૂમિ ના, મારી યે ના
માત્ર અંતરિયાળ કોઈ ગામડું:
ને વળી પંજાબનું આ ગામ –
કબ્રસ્તાન બંનેને હશે સરખાં.
જાય છે જે ઘેર, એ જઈને કહે આ વાત,
સરખા ધ્યેયથી કીધું હતું એ કર્મની.
મૃત્યુની ક્ષણ આવતા લગ
ના તમે કે ના અમે જાણ્યું, હશે ફળ શું ?
છતાં નિષ્ફળ નથી એ કર્મ.

## આફ્રિકામાં માર્યા ગયેલા હિન્દીઓને | ટી. એસ. એલિયટ

## આવનારા કવિને | વૉલ્ટ વ્હિટમેન

આવનારા કવિઓ! આવતી કાલના વક્તાઓ, ગાયકો અને સંગીતકારો!
આજ મારો ન્યાય નહીં કરે; આજ મારો ઉત્તર નહીં બની શકે.
પણ તમે, નવી નસલના, શૂરમાની અને મહાન!
તમે જાગો, જાગો, તમારે મને ન્યાય કરવાનો છે: તમારે ઉત્તર આપવાનો છે.

હું પોતે તો ભવિષ્ય માટે એકાદબે સૂચક શબ્દ લખી જાઉં છું;
હું એક ક્ષણ આગળ વધું છું અને પાછો ચકરાઈ ઉતાવળે અંધકારમાં ડૂબી જાઉં છું.

હું ટહેલતાં ટહેલતાં, પૂરો અટક્યા વિના, તમારા પર અછડતી નજર નાખી,
મારો ચહેરો ફેરવી લઉં છું:
તમારે મને સાબિત કરવાનો છે,
તમારે મારી વ્યાખ્યા બાંધવાની છે;
તમારી પાસેથી જ હું મોટી આશા રાખું છું.

હું તારી સાથે કરાર કરું છું, વૉલ્ટ વ્હિટમૅન!
બહુ લાંબા સમય સુધી મેં તને તિરસ્કાર્યો છે.
હવે જિદ્દી પિતાના
ઉંમરે પહોંચેલા સંતાન જેવો હું
તને મળવા આવું છું.
હવે હું તારો દોસ્ત થઈ શકું એટલો મોટો છું,
તેં જ નવા કાષ્ટને વહેર્યું હતું
હવે એને ઘાટ આપવાનો સમય છે:
આપણો એક જ રોપ છે, એક જ મૂળ છે
તો ભલે મારી અને તારી વચ્ચે વ્યવહાર થાય.

## વૉલ્ટ વ્હિટમૅનને | એઝરા પાઉન્ડ

## અહો ગાંધી! | સુન્દરમ્

અહો ગાંધી! સાધી સફર સહસા આમ અકળી,
રચી આંધી, શાંતિપ્રિય જન, ન છાજે જ તમને!
ગયા – ના રોકાયા વચન 'જઉં છું' એ ય વદવા,
ઘડી તો પૃથ્વીનું પણ સ્થગિત હૈયું કરી ગયા!

તમારે ના વેરી પણ જગતનાં વૈર સહ હા!
તમે બાંધી શત્રુવટ, પ્રણયની વેદી રચવા
ચહ્યું, વિશ્વે અદ્રિ સમ વિરચવા શાંતિસદન:
મચ્યા એ સંગ્રામે કવચ ધરીને માત્ર પ્રભુનું.

ઢળ્યા એ સંગ્રામે! પ્રભુથકી જ આ ત્રાણ ઊતર્યું?
તમોને વીંધી ગૈ સનન, કરુણા એ શું પ્રભુની?
મનુષ્યે ઝંખેલાં પ્રણય-સતનો સિદ્ધિ-પથ આ
અસત્-હસ્તે થાવું સતત હત, એ અંતિમ પથ?

હજી રોતી પૃથ્વી: પ્રગટ ધરતીનાં રુદન શા
હતા ગાંધી. એને ગત કરી, પ્રભો! તેં રુદનને
વધાર્યાં. ક્યારે યે રુદન સ્મિતમાં ના પલટશે?
કહે, પૃથ્વી અર્થે પ્રગટ તવ આનંદ ન થશે?

પર્ણથી પૂર્ણ એ તારા સત્ય – આનંદનો ઘટ
અક્ષુણ્ણ, ધરતી-તીરે પ્રગટાવ, મહા-નટ! ['યાત્રા']

એક ખાલી બસ
જઈ રહી છે ભરરર કરતી તારાભરી રાતે
કદાચ ડ્રાઈવર ગાઈ રહ્યો છે
અને સુખી છે, કારણ કે તે ગાય છે. (સંસ્કૃતિ)

## સુખ | ગ્યુન્ટર ગ્રાસ | ભોળાભાઈ પટેલ

## હરિનો હંસલો | બાલમુકુન્દ દવે

કોણે રે દૂભ્યો ને કોણે વીંધિયો?
  કલંકીએ કોણે કીધા ઘા?,
કોણ રે અપરાધી માનવજાતનો
  જેને સૂઝી અવળી મત આ?
  રુધિરે રંગાયો હરિનો હંસલો!

પાંખ રે ઢાળીને હંસો પોઢિયો,
  ધોળો ધોળો ધરણીને અંક;
કરુણા-આંજી રે એની આંખડી
  રામની રટણા છે એને કંઠ.
  રુધિરે રંગાયો હરિનો હંસલો!

હિમાળે સરવર શીળાં લે'રતાં,
  ત્યાંનો રે રહેવાસી આ તો હંસ;
આવી રે ચડેલો જગને ખાબડે,
  જાળવી જાણ્યા ના આપણ રંક!
  રુધિરે રંગાયો હરિનો હંસલો!

સાંકડાં ખોદો રે અંતરખાબડાં,
  રચો રે સરવર રૂડાં સાફ;
અમરોનો અતિથિ આવે હંસલો,
  આપણી વચાળે પૂરે વાસ.
  રુધિરે રંગાયો હરિનો હંસલો! [ 'પરિક્રમા' ]

  એકલતાને
જોશો? વાયુ વિનાયે
  પાન ખરે [છે!

## એકલતા | બાશો

સાચે જ માણસ ભાગ્યવાન પ્રાણી છે.
હું હતાશ થવા કરતાં
મૂરખ થવાનું પસંદ કરું
પણ એ મારા હાથની વાત નથી
કશું જ મારા હાથમાં નથી
મારા હાથ પણ મારા હાથની વાત નથી.
હું સાકરની મીઠાશ ગુમાવી બેઠો છું
વસંતઋતુમાં વિહ્‌વલ થઈ શકતો નથી
ખાટી કેરીની કચુંબર મને ભાવતી હતી,
પણ હવે–
અને છતાં હું ખાઉં છું
ઘરમાં, હૉટેલોમાં
મહેમાન બનીને મીજબાનીઓમાં હું ખાઉં છું–
હું જાણું છું કે હું ખવાઈ ગયો છું
અને છતાંયે હું ખાઉં છું.
ખવાઈ ગયેલો માણસ ખાઈ શકતો નથી
હાથ વગરનો માણસ લખી શકતો નથી
અને છતાં હું લખું છું.
આંખ વગરનો હોવા છતાં
રંગીન પુસ્તકો છપાવું છું
એક ટેવ છે આ,
માણસની આ ટેવ છે.
મૂર્ખ મટી ગયેલા દુર્ભાગી માણસની આ ટેવ છે,
માત્ર ટેવ છે.
ઊંઘમાં પણ એ લખતો જ હોય છે.
અભિમાનથી નથી કહેતો
અભિમાન માણસને હોઈ શકે નહિ
અભિમાન વાંદાને કે કાબરને હોય
માણસને અભિમાન શેનું?

માણસ મૂરખ હોય કે દુર્ભાગી હોય–
પણ ના
માણસ દુર્ભાગી નથી
માણસ સદ્‌ભાગી છે
માણસ મૂરખ જ હોઈ શકે.
હું હજી માણસ જ છું
કેમકે દુઃખ એ જ સત્ય છે.
સુખ તો માયા છે
અને દુઃખ તો પરમ ધન છે.
આ મારી વાત છે
બુદ્ધિશાળી માણસની વાત છે
માણસની વાત છે
મૂર્ખ રહેવા સર્જાયેલા માણસની વાત છે. [ 'માણસની વાત 'માંથી ]

●

ડાળનું પાક્યું પાંદડું અમે નહિ વ્હાલીડા !
ઉભરાતા અંધારની ભેળું ઓગળે
 એવું ચાંદરડું તે નહિ વ્હાલીડા !

મોસમ આવી ઊતરે, અમે જાઈ ન ઝરી;
નજર નો મંડાય તો; રિયે સોડમાં સરી.

વરસતા વરસાદનો વ્હેળો નહિ વ્હાલીડા !
ભમ્મરિયા વંટોળનો ઘેલો
 વગડે વાગી જાય હેલો તે નહિ વ્હાલીડા !
પારકી થાપણ લઈ ન ગરવ કરીએ જરૂરી,
સાંસની સમાં આયખું આખું રાખીએ ધરી.

વાળમાંનું વરણાગિયું પીંછું નહિ વ્હાલીડા !
આપણા આ ગોકુળિયે તારા
કાળજાથી કાંઈ હોય બીજું તે નહિ વ્હાલીડા !

પ્રગાઢ પરિરંભમાં તવ ન કંઠહારે સહ્યો
ખડાં અવ વચ્ચે વનો, સરિત, પર્વતો, સાગરો.

•

અદર્શનથી
અતિદર્શનથી
કદી પિશુનજનોના જલ્પનથી
રંગ પ્રીત તણા ઝંખવાય :
તો કદી એમ જ –
હા, બસ એમ જ જાય વિલાઈ

•

ચંદ્રનાં કિરણ
ક્યહીં ઠીબ ઉપર ઠર્યાં
( દૂધ શાં )
બિલ્લી ચાટી રહી … …
પર્ણ છિદ્રે પરોવ્યાં
( કમળતંતુ શાં )
કોળિયો કરી જવા હાથણી મથી રહી … …
શયનકોરે ઢળ્યાં
( રેશમી ગવન શાં )
રમણઅંતે ક્યહીં રમણી ઊંચકી રહી … …
ચંદ્રિકાએ છક્યા ચંદ્રની ભૂરકી શી
જગત આખું ભુલાવી ભમાવી રહી !                [ ‘ પ્રપા ’ ]

| વિષ્ણુ પંડ્યા

આંબવું સ્વર્ગ
ઉદધિને માપવો
અક્ષરદેહે

●

ખંડેરમાંથી
કીર્તિના કટાયેલા
ચહેરા જડ્યા

●

પૂનમ રાતે
સાગર ઊંચકાણો
હાંફે કિનારા

| કિરાત વકીલ

કાળ – સળિયે
પાંખ વિનાનું પંખી
રૂમાલ – ફૂલ

●

અંધકારમાં
તારી સાંભળી વાત
મલકે તારા.

●

માછલીઓમાં
સમદર ઊછળે
રંગ થઈને.

લઈ તરાપો
સરવર જલમાં
તરે તારલા

●

રાજ્યાટપે
ફૂલ એકલાં ઝૂરે
સૌરભ ક્યાં છે?

| મુરલી ઠાકુર

પ્રેમનો પંથ:
હિમાદ્રિનાં ચઢાણ,
ને શિશિરમાં.

●

તળાવ શાંત:
વૃક્ષ, વૃક્ષનું બિંબ
દીસે સમાન.

| ગોવિંદભાઈ પટેલ

દીવાન પર ખડકેલા
કાળા, ભૂરા, લીલા, કથ્થઈ, નારંગી રંગના
ચોરસ
લોથ જેવા થઈ ગયેલા મેલા તકિયાઓ
છૂટકો નથી
એમ માનીને અજવાળે સળગતી ટ્યૂબલાઈટ
ઘંટડીના રણકારની અપેક્ષા વિના પડેલો
શિયાળાની સાંજ જેવો સૂમસામ ફૉન
ભયથી ફાટી ગયેલી આંખ જેવી
ખૂણામાં પડેલી એશ-ટ્રૅ
ચહેરા ઉપર સળિયા થઈને ગોઠવાતા હોય
એવા ઘડિયાળના આંકાઓ
ખાલી ખુરશીઓની વચ્ચેનું ઉજ્જડ ખેતર જેવું,
ચપ્પટ ડાઈનિંગ ટેબલ
વચ્ચેના બે-ચાર પાના ગુમાવી બેઠેલું
રાશિ વિનાનું રવિવારનું છાપું
જાણે કે દીવાલ જ હોય
એવી દીવાલ પરની છબીઓ
અભરાઈમાં
ધૂળને ઓઢીને ટૂંટિયું વાળીને પડેલાં
ઊધઈ–ભૂખ્યાં પુસ્તકો
બારીના તૂટયા કાચની જેમ
જકડાઈને પડેલા
સળ ભાંગેલા, ચોળાયલા પડદાઓ
એમના જેવો જ હોઉં એમ

મને જોઈ રહ્યા છે.

મને લાગે છે કે
આ લોકો સાચા છે.

મને કોઈ પણ બચાવી શકે એમ નથી.
એટલે તો હું ચીસ નથી પાડતો.
હું ચીસ પાડું અને
કદાચ
એ સાંભળીને હું મને બચાવવા દોડું
અને મારા પગ ન ઊપડે તો?
તો?

ગીત સખી, મેં અવર રૂપને જોઈ રચ્યું
તે ગાતો તારી પાસે,
બાહુપ્રસરમાં તું જ છતાં, આ કોઈ
અરૂપ, અનામી શ્વાસેશ્વાસે.

હોઠ ઉપર તવ હોઠ, છતાં
મલકાટ ઝલકતો જુદો,
આંખ મહીં તવ શ્યામલ લટ
પણ રંગ છલકતો જુદો;
તારા આ નિસ્પંદ સુંવાળે ગાલ
મઢેલું ચુંબન મૂક વિમાસે.

| હરીન્દ્ર દવે

## સાભાર સ્વીકાર

**કવિનો શબ્દ** : કે. જે. સોમૈયા કૉલેજ
ઉમાશંકર જોશીની સર્જનપ્રતિભાનું મૂલ્યાંકન કરતો ગ્રંથ. સંપાદક : પ્રા. સુરેશ દલાલ
સોમૈયા પબ્લિકેશન્સ પ્રાઈવેટ લિમિટેડ
૧૭૨, નાયગામ ક્રોસ રોડ, દાદર મુંબઈ–૧૪
મૂલ્ય : સાડા બાર રૂપિયા

**અભિજ્ઞા** : ઉમાશંકર જોશી
વોરા એન્ડ કંપની પબ્લિશર્સ, પ્રા૦ લિ.
૩, રાઉંડ બિલ્ડિંગ, કાલબાદેવી રોડ, મુંબઈ-૨.
મૂલ્ય : સાડા ત્રણ રૂપિયા

**કાવ્યગુર્જરી ૧૯૬૮** : ખાર સાહિત્ય સભા
મુરલી ઠાકુર, હિમા કૉટેજ, પાંચમો રસ્તો, ખાર મુંબઈ - ૫૨.
મૂલ્ય : એક રૂપિયો.

**અપેક્ષા** : સુરેશ દલાલ
સ્વાતિ પ્રકાશન, સૅમ્યુઅલ સ્ટ્રીટ, મુંબઈ-૩.
મૂલ્ય : છ રૂપિયા.

**આગમન** : 'મરીઝ' : સ્વાતિ પ્રકાશન, ૨૨૬, સેમ્યુઅલ સ્ટ્રીટ, મુંબઈ - ૩.
મૂલ્ય: રૂપિયા પાંચ.

**પ્રીત** : મીનુ દેસાઈ : વિજયા પ્રકાશન, ૫૩, બાણગંગા રોડ, વાલકેશ્વર રોડ, મુંબઈ -૬
મૂલ્ય ચાર રૂપિયા.

**રાગિણી** : પિનાકીન્ ઠાકોર
ઉદય - સરસ્વતી ૯, પંચશીલ સોસાયટી, ઉસ્માનપુરા, અમદાવાદ -૧૩.
મૂલ્ય ચાર રૂપિયા એંશી પૈસા

**અવસર** : 'નૂરી'
વોરા એન્ડ કંપની પબ્લિશર્સ પ્રા૦ લિમિટેડ
મૂલ્ય : પાંચ રૂપિયા

**ઉદ્દીપન** : મનહર ચરાડવા
ટાવર રોડ, અમરેલી
મૂલ્ય : બે રૂપિયા

**મૌન અને શબ્દ** : 'શૂન્યમ્'
હસમુખ પટેલ, આર્ટસ કૉલેજ સંખેડા,
મૂલ્ય : બે રૂપિયા.

**મહેરામણ** : અનવર જેતપુરી
અ. સત્તાર ફાજલાણી આ. ગફાર
ઈસ્માઈલ બિલ્ડિંગ કારા જાદવજી સ્ટ્રીટ,
રણછોડ લાઈન, કરાંચી.
મૂલ્ય: ત્રણ રૂપિયા

**કસ્તૂરી** : 'દિલહર' સંઘવી
સુમન પ્રકાશન, ૮૬, ડામર ગલી, મુંબઈ-૯
મૂલ્ય: અઢી રૂપિયા

**શબનમ** : બાબુરાવ જોશી
નવસર્જન પ્રકાશન, ઊંડી શેરી,
પંડયા પોળ, આણંદ.
મૂલ્ય : અઢી રૂપિયા

**માનસિક સ્વાસ્થ્ય** : એ. આઈ. લાલીવાલા
સન્નિષ્ઠ પ્રકાશન, માવલંકર હવેલી, ભદ્ર,
અમદાવાદ - ૧.
મૂલ્ય: સવા રૂપિયો

**અન્વય** : રામપ્રસાદ દવે : સમરતબેન શુકલ
દરબારગઢ પાસે, ચૂડા, જિ. સુરેન્દ્રનગર.
મૂલ્ય : એક રૂપિયો.

વહેતી હવામાં હજુ ચિત્ર દોરતી

# કવિતા

વર્ષ ૨ : અંક ૨ : ડિસેમ્બર ૧૯૬૮
સળંગ અંક ૮ :

મુખપૃષ્ઠ : અશ્વિન મહેતા
સજાવટ : દિનેશ દલાલ

**સૂચનાઓ :**

વરસમાં છ અંકો દર બે મહિને ઑક્ટોબર, ડિસેમ્બર, ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન અને ઑગસ્ટમાં વીસમી તારીખે પ્રકટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

**લવાજમ :**

દેશમાં રૂપિયા છ
પરદેશમાં રૂપિયા આઠ
ત્રૈવાર્ષિક રૂપિયા ૧૬
છૂટક નકલનો રૂપિયો એક
વરસથી ઓછું લવાજમ સ્વીકારવામાં આવશે નહિ.

**પત્રવ્યવહારનું સરનામું :**

જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ,
કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨,
**મુંબઈ-૧.**

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, કોટ, મુંબઈ–૧.

# કવિતા

# છે

આ આંજણુ છે,
 આંખ તારી આંજતી તો જા,
આ કામણુ છે,
 ભલી બાઈ, ઝીલતી તો જા.
આ પાણી છે,
 અંગ તું ઝબોળતી તો જા.
આ વાણી છે,
 રંગ તુ લપેટતી તો જા.
આ સૂરજ છે,
 તેજમાં તણાતી તું જા,
આ વાયરા છે,
 વાતમાં વણાતી તું જા.
આ ભૂમિ છે,
 ભાર તું ઉતારતી તો જા,
આ ચૂમી છે,
 ચિત્તમાં ચંપાતી તો જા.
આ પાંખો છે,
 આભને ઉપાડતી તું જા,
આ આંખો છે,
 આભલાં ઉતારતી તું જા.

સુન્દરમ્

## પગલું માંડુ ને-

રણની આ રેતીમાં સળગે છે અડવડતી કીકીનાં પગલાંની છાંય;
ઝાંઝવાની સળવળતી ભૂમિ પર જળની અહીં ઝંખનાઓ સૂકી અંકાય.

વૈશાખી આભ સમો પથરાતો પંથ
ત્યહીં દોરેલા નકશા નકામ;
ભીતર આ અમળાતું ગુંગળાતું જાય
અને પગના પરવાર્યા મુકામ.

ડમરીએ ઊંચકયા જે રેતીના થાંભલા તે પળપળમાં એવા ખોડાય;
ઝાંઝવાની સળવળતી ભૂમિ પર જળની અહીં ઝંખનાઓ સૂકી અંકાય,

ઉજ્જડ બપ્પોરની આ સળવળતી વેળુમાં
પગલાંઓ ઊંટ તણાં પોઢયાં;
તાણેલા તંબુની રાશમહીં ઘોંસાતાં
શમણાંએ ઝાંઝવાને ડ્હોળ્યાં.

પગલું માંડું ને મારો પલટાતો પંથ એ તો વચકીને કયાં કયાં વંકાય?
ઝાંઝવાની સળવળતી ભૂમિ પર જળની અહીં ઝંખનાઓ સૂકી અંકાય.

જગદીશ જોષી

## ગીત

અમે સાંભળ્યું એ વાંસળીને વાતા નથી,
કે આજે કેમે કર્યા ક્હાન ઓળખાતા નથી.

હવે મધુવન તો જાણે કોઈ શમણાની વાત,
હવે યમુનાને તીર ઝૂરે એકલી ન રાત,
વહે વાંસતી વાયરો ને શાતા નથી,
કે આજ કેમે કર્યા ક્હાન ઓળખાતા નથી.

કયાંક આછો મલકાટ જાણે ખખડે છે પાન,
હોઠ ફફડે ને તો ય નથી સંભળાતું ગાન,
ફૂલ ઉપવનની ભીડમાં સમાતાં નથી,
કે આજ કેમે કર્યા ક્હાન ઓળખાતા નથી.

હરીન્દ્ર દવે

# મિજાજ

કોણ જાણે કેમ તબિયત ઠીક નથી.
લઈ ઉદાસીની ધજા...
તાસીરને
રસ્તે રખડવાની રજા...
દુર્દશાનો ડર અગર બેચેનીઓની બીક નથી.
કોણ જાણે કેમ તબિયત ઠીક નથી.

સાંજની સોબત મળી છે: જામમાં મદિરા ઢળી છે:
ઘૂંટડા પર ઘૂંટડા પર ઘૂંટડા ...
ચાકમાં યુદ્ધે ચડયા છે કૂકડા.
ઘૂંટડા પર ઘૂંટડા પર ઘૂંટડા...
આખલા ઢીંકે ચડયા છે હૂંકડા.
હીંચકી આ હીંચકા તો ખાય છે
કિન્તુ ઘટાને ગોદમાં બુચકારતી હિક્હીક નથી.
કોણ જાણે કેમ તબિયત ઠીક નથી.

ઘેનના ભડકેલ ઘોડા ...
રૂપનો રથ દોડતો ...
રૂપ છે તેની ખબર પહેલાં ન'તી,
દેહ છે તેની ખબર હમણાં નથી.
આ અસુખની ઝૂંપડીમાં લીંપીગૂંપી ગંધ છે,
ખામોશીઓ ખુશહાલ છે
ને લાગણીની કોઈ લમણાઝીક નથી.
કોણ જાણે કેમ તબિયત ઠીક નથી.

વાદળાંઓ આળસુ છે આભમાં,
આબોહવા અટવાય તરતી છાબમાં,
નીર નયનોમાં જ ભમરી ખાય છે,
નિ:શ્વાસને નાસી જવાની બીક નથી.
કોણ જાણે કેમ તબિયત ઠીક નથી.

નીલમકિરણ ...
માણેક, પન્ના ને રતનનાં સ્મિત અહીં,
રમ્ય પારસપર્વતો સંચિત અહીં :
કીમતી પથ્થરની વચ્ચે કામના પટકાય છે,
ખેવનાના ખાણિયાને
ખોજ કહેતી કાનમાં —
આપણા તકદીરમાં તો ભાઈ, કોઈ અકીક નથી.
કોણ જાણે કેમ તબિયત ઠીક નથી.

શબ્દના જન્મ્યા પછીના શૂન્યમાં ...
પંખીઓ ઊડી રહ્યાં ...
પાંખ બે થાકી છતાં પણ આંખ બે થાકી નથી,
આમ મજબૂરી નથી ને આમ મુસ્તાકી નથી.
સત્ય તો છે સામટાં
પણ સ્વપ્ન ત્યાં લગરીક નથી.
કોણ જાણે કેમ તબિયત ઠીક નથી.

જલવિહારી આ જગત
ને સ્થળવિહારી આ રમત ...
અવકાશમાં ... અવકાશમાં ... અવકાશમાં ...
હું મને પકડી જ લઉં છું
હું જ મુજને ખોઉં છું :
જિન્દગી આઘી નથી ને મોત કંઈ નજદીક નથી.
કોણ જાણે કેમ તબિયત ઠીક નથી.

---

વેણીભાઈ પુરોહિત

## હું, પુલ ને વસંતની રાતો

આજે વસંતની રાતોને સળગાવી છે થોડાક પ્રશ્નોએ:
કોણ છું હું ?
કોણ છે આ આનંદનાં શ્વેત ફૂલો ?
ને કોણ છે આ વેદનાનાં ભૂરાં ભૂરાં ફૂલ ?
સહુ કોણ છે?
પ્રશ્નો : તૂટેલા પુલના ગર્ડરો !
પુલની પેલી પાર સૂતો છે અતીત દેવળના કૉફીનમાં
આપણે સહુ રહીએ છીએ તેની સફેદ આંખોના આઈસબર્ગના શહેરમાં.
અતીતના શહેરમાં કેટકેટલી વ્યથા !
બર્થ-ડે પાર્ટીમાં લટકાવેલા ફુગ્ગાઓમાં કેટકેટલી કથા !

પાર્વતી આપણને આકાશ જેટલો શ્વાસ ભરીને પ્રેમ કરે તે એક ખૂણો
પાર્વતી મજબૂરીથી કોઈ જાગીરદારના આરસની ફર્શ નીચે માછલી થઈ જડાઈ
જાય તે બીજો ખૂણો
આપણે શરાબ ભરેલા એકવેરીઅમમાં તરફડયા કરીએ તે ત્રિકોણનો ત્રીજો ખૂણો.
આખેઆખું શહેર: આવા ભૂમિતિના પ્રમેયોનું શહેર.

વીતેલી દિવાળીઓનાં બુઝાયેલાં કોડિયાંની ધૂમ્રસેરોમાં
કુરકુરિયાની જેમ ટૂંટિયુંવાળી બેઠેલા પ્રસંગો.
પ્રસંગોની આંખોમાં ટમટમે તમે અને તેઓ.
તમે લાવ્યા હતા વસંતની પંચમીની રાત.
હજીયે પાંચમનો ચંદ્ર પીળું ફૂલ થઈને તરતો રહે
કોઈ ઉર્દૂ કવિને કથ્થઈ મરિયલ આકાશ.

કથ્થાશ અને પીળાશનો જ આ પુલ છે.
તેઓનાં લાલ ભડકામણાં પગલાં પુલને ખરડે છે
તેઓનાં પગલાંમાં લાલ સિગ્નલો ભભૂકયા કરે છે
પુલ પર કીડીને ચાલવાની જરાય જગ્યા નથી
પુલ પર ચલાય તેમ નથી
પુલ પર કર્ણના અગ્નિદાહ માટે કૃષ્ણ જગ્યા શોધે છે.
પુલ ચાલતો નથી.

પુલ શું છે?
પુલ મોહેન્જોદારો છે
તેઓ બધા મોહેન્જોદારો છે.
તમે બધા મોહેન્જોદારો છો
ને હું......?
સ્ટીકફાસ્ટથી ચોંટાડેલાં વર્ષો મને પૂછ્યા કરે છે
વસંતની રાતો બળ્યા કરે છે.
હું મોહેન્જોદારોમાંથી મળેલી કાંસાની તૂટેલી નર્તિકા છું?
છું હું પ્રથમ પ્રેમપત્ર લખતી શકુંતલાની આંગળીનો આદિ કંપ?
ઈરિકાને લોહીના ભ્રમણમાં વહેતી મૂકી, તેના ધબકારનો લય સાંભળવા
શ્વાસ થંભાવી ગયેલો રિલ્કે છું?
દાન્તેની આંખોમાં સો સો ટાપુ થઈને તૂટી ગયેલું વેનીસ
અને પૉ નદીનો પ્રવાહ થઈ વહી જતી બીઍટ્રીસ છું?
પોતાને જડી દીધા પછી વધસ્તંભમાં ફૂટવા માંડેલી વસંતની
ટીશીઓને કાન માંડી સાંભળતો ઈશુ છું?
બિરલા ભવનમાં 'હે રામ!'નો આકાર થઈ જતો ગાંધીનો
અંતિમ અવાજ છું?
કે હું પેલી ચીની છોકરીના હાથની ભૂંગળી પર પોલાણો ફરતો
ફારસિયા જેવું મ્હોરું પહેરી બેઠેલો પરપોટો છું?
પ્રશ્નો મને પૂછે છે: કોઈ શું હોઈ શકે?
હું પ્રશ્નોને પૂછું છું: પરપોટો પરપોટા સિવાય બીજું શું હોઈ શકે?
આ પુલ પર થઈને મહમદ ગીઝની સોમનાથ આવ્યો ત્યારે ચૌલા,
ભીમદેવ મહારાજને શંભુ સમજી, મધરાતે પ્રભાસ પાટણનો તોફાની
દરિયો છજામાં લઈ આવેલી.
કશુંક સમજવું એટલે?
હું તમને વસંતપંચમીના ચંદ્રનું ફૂલ સમજેલો
હું મને પણ એમ જ સમજેલો
પણ ચંદ્ર પાસે જઈ આવેલા લોકો કહે છે:
ચંદ્ર તો જ્વાળામુખી ઠરી ગયા પછીનો રૂક્ષ ખડકોનો મટી ગયેલો
દેશ છે.
મરી ગયો નેપોલીઅન સૅન્ટ હેલિનામાં
ત્યારે ચોકીદાર ફાટી પડ્યો પેલા જીવતા નેપોલીઅનના નામના ફડકામાં:

'ઓ બાપ રે' નેપોલીઅન જીવતો લાગે છે હજી!
જુઓ એની મૂછ હલે!
ખરેખર તો હલતી હતી હવા!
કશીક સમજણમાં હવા મૂછ બની જાય
ભીમદેવ શંભુ નહોતો.
શંભુ પણ શંભુ નહોતા.
મહમદની ડાંગથી પથ્થરના ત્રણ ટુકડા હતા.
પથ્થર નીકળી ગયા એટલે ખાડો ખાલી—સાવ ખાલી—ગોળ કુંડાળુ હતો.
સાવ ખાલી કુંડાળાને ચૌલા શું સમજતી હતી?
મને પ્રશ્નો પૂછયા કરે છે: આપણે શું સમજીએ છીએ?
હું સીતાવગરના લક્ષ્મણકૂંડાળાને નિહાળ્યા કરું છું
વસંતની રાતો બળ્યા કરે છે.
હું અંદર વાદળાંઓ થઈ હવે ગૂંગળાઈ રહ્યો છું
હજીયે કેમ બેસી રહ્યાં છો એકવેરીઅમના કાચ પર બળતો સૂરજ થઈને?
અને એ ય કેટલું કમનસીબ છે કે
તમે નહિ હો ત્યારેય નાતાલ આવતાં પહેલાં, બરફ થઈને થીઝી જઈશ!
તમે કયારેક વસંતનાં ઝરણાં થઈ એકવેરીઅમ પર વહી આવશો,
કયારેક પાડશો સાદ.
ત્યારે હું કદાચ ઓગળીને પાણી થઈશ
કદાચ ડોક દ્રુરાવીને હાથ ફેલાવીશ
કદાચ......
પણ ત્યારે ભીતર મરી ગયેલી મારી માછલીઓને કયાં સંતાડી રાખીશ?
કયાં...?
પુલ પર એકવેરીઅમમાં
મરેલી જવેલફિશની પીઠ પર પ્રશ્નો જીવ્યા કરે છે
વસંતની રાતો બળ્યા કરે છે.
પત્ની સાથે સૂતો હોઉં
ખિસ્સામાં છુપાવી રાખેલા પ્રિયતમાના પત્રને છાનીછાની આંગળીઓ ફેરવી
ટેરવે કેતકીનું વન ઊગાડી લેતો હોઉં
મેલ ટ્રેનની સાંકળ ખેંચી ફ્લેગસ્ટેશનના અંધકારમાં અલોપ થઈ જતો હોઉં
શિયાળવાની લાળીમાં થર થર કંપતા જંગલોમાં ચીસ પાડી ઊઠતો હોઉં
ધ્રુવના બરફમાંથી પરસેવે રેબઝેબ મને ઉપાડી પલંગ પર ખડકી દેતો હોઉં

ને સવારે ૐ નમશિવાય બોલતો બોલતો દાતણ મોંમાં મૂકી
અરીસાની સામે ભૂલમાં મને જ મળી જતો હોઉં
ત્યારે
મારા ચહેરાઓની રેખાઓમાં ફૂટપાથિયા જ્યોતિષીની ચકલીઓ
પેલાં પેક કવર લઈને ફર્યા કરે છે
વસંતની રાતો બળ્યા કરે છે.
બરફ બરફ વરસી રહ્યો છે બધે
હવે કયાં છે પેલી વૃક્ષોની લીલાશ?
કલકલ પાઈપમાં વહેતું પાણી
પોપની અધરાતી ઠંડીમાં બરફ થઈ ડઘાઈ ગયું છે.
હવે ખોલેલી નળની ચકલીમાંથી ટપકી પડેલું શૈશવ
મારા વૃદ્ધ ચહેરાની કરચલીઓ ભીતર
પેલા કલકલ નિનાદને શોધી રહ્યું છે.
વૃદ્ધ દિવસો શ્વેત પાંપણથી
બરફનાં પડ ખોતર્યા કરે છે
વસંતની રાતો બળ્યા કરે છે.
તો ઉપરની કમાનમાં રાહ જોતી મારી યક્ષિણીનું શું થશે?
મને સાંભરે છે:
સદ્યસ્નાતા યક્ષિણીના સંગેમરમર પર અચ્છોદ સરોવર તરવા નીકળતું.
પ્રેમપત્રના સંબોધનો મોરપીંછ થઈ ટહૂકી ઊઠતાં ત્યારે શ્વેત પાનેતરના
પંપાસરોવરમાં તેના કલહંસો કીલકીલી ઊઠતા.
સંધ્યાનું કર્ણફૂલ ધારણ કરી મધુમાધવીની તર્જ જેવી એ
મને આલિંગી પડતી ત્યારે શયનખંડના કોડિયામાં ચંદ્ર ઊતરી
આવતો.
હવે પ્રજ્ઞાપારમિતાના હાથની ધ્યાનસ્થ રેખાઓના કોતરોમાં ઊતરી
જાઉં તો?
પણ આપણે
કોઈ બીજાનો જૂહુનો દરિયો પુલ પર લાવી શકતા નથી.
પ્રિયતમાની હથેળીમાં વહી જતી જમુનાને કિનારે તાજમહાલ
બંધાવી શકતા નથી.
નહેરુના ટેબલ પરના લિંકનના હાથની પ્રતિકૃતિનો કર્મયોગ
થઈ આપણે તીનમૂર્તિના મેદાનમાં ઘાસ થઈ ઊગી શકતા નથી.

પુલ પર ટોળામાં ભળતાં જ કુચડાથી કરેલી ચોકડી સિવાય
આપણે બીજું કશુંય રહી શકતા નથી.
અરે, આપણા નામની અસાપાસ ફૂટી નીકળેલી દંતકથાઓમાં
પણ આપણે હોઈ શકતા નથી!
આ પુલ પર
હું કદીયે હતો નહીં.
હતાં ઇચ્છાઓનાં ઈંડાંમાં તરતાં પીળાં પીળાં આકાશ.
પુલની ચાંદનીમાં ઝૂરતા તાજમહાલો તર્યા કરે છે.
પુલ પર વધસ્તંભોના લાલ લાલ ક્રૂસ ચમકયા કરે છે,
પુલ પર ડાયોજીનીસના કૂમળા તડકાનું ખગ્રાસ ગ્રહણ થઈ
સિકંદરોનાં મમી આકાશના કબ્રસ્તાનથી પડછાયા કરે છે
પુલ પર રાજઘાટથી પસ્તીમાં ઊડી આવેલા રામરાજ્યના નકશાઓ રઝળ્યા કરે છે.
પુલ પર સમય વીએટનામી મોરચે નાતાલના ત્રણ દિવસ
બિલાડીના પગમાં ચૂપચાપ બેસી ઉંદરની રાહ જુએ છે.
સમય ઉંબરામાં ઊગેલું કરવતનું વન
સમય અવસરના મૃગલાને હણતું પારધીનું મન
સમય જનમજન્મોની ભસ્મોના કુંભો લઈ તરતું વૈતરણીનું તન.
અનાગત જન્મો મને પૂછયા કરે છે: હું હોઈશ કે નહિ?
હું પ્રશ્નોને પૂછયા કરું છું: કોઈ હશે કે નહિ?

---

યશવંત ત્રિવેદી

ચાલ વહેલી, અલબેલી પ્યારી રાધે !
તને તારો ક્હાન બોલાવે, તને ઘનશ્યામ બોલાવે;
તને તારો પિયુ બોલાવે, સરસ સમય સાધે ......

વહેલાં વહેલાં આવીને મળી જવાનું પિયુનું આ કહેણ છે – એની વેણુના બોલ જેવું મીઠું અને મોહક, અલૌકિક અને અપરિહાર્ય – જેને લીધે વૈકુંઠ નહીં પણ વ્રજ વહાલું લાગે છે એનું આ કહેણ છે!......પણ, એકવાર એને મળવાનું થયું - એની ઝાંખી યે થઈ – તો પછી વ્રેહદુ:ખ તો ઢૂંકડું જ છે. કાળજું કોરાઈ જાય છે. અને વેરી હોય તો વઢતાં રે ફાવીએ, પણ આ તો પ્રાણથી યે પ્યારો છે. સૉડનો ઘાવ માર્યો છે એ શામળીઓ તો!......બાકી, એ શામળીઆની તો ઠીક, શ્યામ રંગની સમીપે પણ જવા જેવું નથી. જેમાં કાળાશ તે તો સૌ એકસરખું જ હોય છે – કપટી. અને છતાંયે મન તો એના વગર એક પલક પણ નિભાવે એમ નથી :

ગોપી – ગોવિન્દ તણી ગત ન્યારી શું જાણે સંસાર રે ?
હૈયે હેત ને વઢે વદનથી કોણ લહે તેનો પાર રે !

દયારામે ગોપી-ગોવિન્દની – આત્મા અને પરમાત્માની – આ ગતને અત્યંત વહાલથી ગાઈ છે. રાજે, મીરાં અને નરસિંહે; સુરદાસ, વિદ્યાપતિ અને આળવાર ભકતોએ; જયદેવ અને ભાગવતકારે એને ગાઈ હતી. એ સૌમાં દયારામનો પોતીકો સૂર અછતો નથી રહેતો. તન અને મન બન્નેની તાલાવેલી ને તરસને એણે કશી યે છોછ–છાછ વગર પ્રકટ કરી છે. એના ઘેરા ઊછળતા ઉન્માદક શૃંગારમાં યે, માણીગરને પોતાને મ્હોલે પડતી તે રાતે બોલાવતી કોઈ અલ્હડ ગોપીની પ્રગલ્ભ વાણીવાળાં કેટલાંક પદ-ગરબીઓ સિવાય, રસિકતાનો છેદ સાવ ઊડી જતો નથી. મુગ્ધ રસિકતાને એણે કેવી સાચકલાઈથી આલેખી છે!... વરણાગીઓ એના તરફ વાંકું જુએ છે અને એના કાળજામાં કાંઈ કાંઈ થઈ જાય છે. ખબર નથી પડતી કે મોહનજીમાં કિયે ઠામે મોહની સમાઈ છે? ભ્રકુટીની મટકમાં કે ભાળવાની લટકમાં? ખીટળિયાળા કેશમાં કે મદનમોહન વેશમાં? કે પછી એની મોરલીમાં કે વાણીમાં?– પંકિતના નાદમાધુર્યમાં, વર્ણવ્યવસ્થા અને પ્રસાદ ગુણમાં જ કવિનું ઉદ્દિષ્ટ ભાવકને આનંદવિભોર કરી દે છે! વૃંદાવનમાં, સઘન વનમા, પોતાને તેડી જતી સખીને એક કિશોરી ડરી જઈને પૂછે છે :

સઘન બનમેં રે, સઘન બનમેં
મોહે કિત તેરી લાઈ રે, સઘન બનમેં !

પંછિનકે સ્હોર સૂનીને પણ ડરી જતી એ મુગ્ધા કહે છે: આવા સઘન બનમાં હે આલિ, તું મને કિત (કયાં) તેરી લાઈ? તું બડી છો એટલે ડરે નહીં, પણ હું તો હજી છોટી બાલ છું......

અને પ્રભુપ્રીતના આ સઘન બનમાં તો કેટકેટલી વાતો રડાવે એવી હોય છે! કેટ-કેટલાં વિઘ્નો હોય છે એમાં: સગાં-વહાલાં, લાજ-મરજાદ, રીત-રિવાજ, વહેવાર-વિચાર......!! એ ઓછું હોય તેમ વળી, પ્રભુને તો પોતાની જેમ બીજાંને પણ સોહાગી બનાવવાનાં હોય છે. એ તો કેમ જ ખમાય? રોષથી બોલી જવાય છે કે માને તમારું તે ઘેલરી, છબીલા! અને તો યે વેરણ વાંસલડીનો સૂર એને ઘેલી બનાવે જ છે. એને મળતાં જ મનગમનું સુખ મળે છે. ભવની ભાવટ જાય છે. એને મન તો દયાના પ્રીતમ વિના પ્રીત તે જ પીડા હોય છે કારણકે એ સંબંધ દુન્યવી લાલચનું વહાલ નથી, પ્રપંચની પ્રીત નથી:

વિના લાલચનું, લાલ! મુંને વ્હાલ રે અચલિત આપો રે;
વિષયવાસના પ્રપંચની પ્રીત રે, શ્રીકૃષ્ણ! કાપો રે!

એટલે તો એ બીજા કોઈની થઈ શકે એમ નથી; ઓરાંકી મેં નાહીં, નાહીં, નાંહી! બીજો કોઈ જેનો સ્વામી નથી. એના સિવાય તન–મનને શુદ્ધ કરે એવું બીજું કોઈ નથી. મિલનની એને જેટલી આરત છે એટલી જ પોતાની આંતર્–બાહ્ય શુદ્ધિની પણ એને છે: હરિ, મારું અંતર શુદ્ધ કરો રે! હરિ, મારી નિર્મળ બુદ્ધ કરો રે!! અડધી–પોણી સદી પછી રચાયેલી ટાગોરની પંક્તિઓ અહીં યાદ આવી જાય છે:

*અંતર મમ વિકસિત કરો, અન્તરતમ હે –*
નિર્મલ કરો, ઉજ્જ્વલ કરો, સુન્દર કરો હે!

પોતે પ્રભુના પ્રેમને યોગ્ય ઠરે એ માટે એ હરિને જ આર્દ્ર હૈયે કહે છે: હરિ, હું ભાવું એહવો કરો રે; માત્ર તનના જ નહીં મનના યે બધા તાપ, બધા ઉદ્વેગ, બધા મોહ શમાવી દો. સકલ દુર્મતિ દૂર કરી અંતરમાં ભકિતભાવ પ્રેરો, પુષ્ટ કરો.

દયારામે ખૂબ લખ્યું છે. ખૂબ ગાયું છે. એની ગરબીઓ તો એના વિપુલ સાહિત્ય-રાશિનું એક અંગમાત્ર છે. એણે ભારતની ઘણી ભાષાઓમાં લખ્યું છે. હિંદી 'સતસૈયા' ઉપર પોતે જ ગુજરાતીમાં ગદ્ય–ટીકા આપી છે. એનો એ ગદ્ય નમૂનો પણ જોવા-જાણવા જેવો છે. પોતાના સંપ્રદાયને – પુષ્ટિ માર્ગને – આલેખતી 'રસિકવલ્લભ' જેવી રચનાઓ પણ એણે આપી છે. પણ, એ સૌમાં એની ગરબીઓ જ કાળના વહેણમાં સદા યે તરતી રહી છે અને રહેશે. એના કૃષ્ણની જેમ એ પણ ગુજરાતને હૈયે જડાઈ ગઈ છે, એક યાદ આવે ત્યાં બીજી મનમાં ટહુકી ઊઠે છે. એ માત્ર ટહુકાર જ નથી, એમાં એના પ્રીતમ પ્રત્યેના વહા-લની ફોરમ પણ છે. ન્હાનાલાલે કહ્યું છે:

"દયારામભાઈની ગરબીઓ એટલે ગુજરાતને આંગણે આંગણે ને ચૉકે ચૉકે જાણે ફૂલડાં વેર્યાં ......"

એ ફૂલડાં એના અનન્ય ભકિતભાવની ભૂમિમાંથી પ્રકટયાં છે. હૈયાના કનકપાત્રમાં જેને જીરવી શકાય એવા પ્રેમરસથી એનું સિંચન થયું છે, 'પોષણ' થયું છે –નિશ્ચયના મહેલમાં વસતા વહાલમાના 'અનુગ્રહથી.' બાકી, પ્રીતડીની રીત તો અતિ અટપટી છે, વજ્ર રેહણ જેવી છે.

પ્રીતડીની રીત અતિ અટપટી ઓધવજી, પ્રીતડીની રીત અતિ અટપટી;
થાવાનો ઉપાય પણ જાવાનો જડે નહીં, વજ્રરેહણ જેટી તે જટી!

એનાથી સુખ મળે તો સુખ અને વેદના મળે તો કારમી વેદના ... બધું યે પ્રિય જ છે. બિહારીલાલને ક્ષણેકવાર માર્ગમાં ઊભા રહેવાની આજીજી કરતાં કરતાં એણે કહેલી એ વાતો આપણા મધ્યકાલીન સાહિત્યની અત્યંત પ્રિય અને માનાર્હ એવી અંતિમ દેન છે.

વાંસલડી વાજો

સાંજે આજ વાંસલડી વાજો !
વાત મારી ભૂલી મા જાજો,
સાંજે આજ વાંસલડી વાજો.
જે જ્યમ કરવું હોય જે રીતે, તે તો ગીત વિષે ગાજો;
કોઈને ના કહેજો કદી કોઈ પૂછે તો, સમ જુગતે ખાજો !
નંદ - જશોદાજી તો છે ભોળાં, તેહેને વિવેકે વાહાજો;
આપ તો સદાના સુખીઆ છો પણ આજ સુખ માહારું ચાહાજો !
માહરા દોષ ના વિચારજો વાલમ,
દીનબંધુ થાજો;
દયાના પ્રીતમ જાણી દાસી પોતાની,
પ્રેમ પૂરણ પાજો !



આવ્યા વાહાલો ફૂલી અલબેલી
વ્રેહે દુખ નાખ્યું છે રેલી આવ્યા વાહલો ફૂલી અલબેલી !
શ્યામ સુંદરવરનું મુખ નીરખીને, ગોપિકા થઈ ઘેલી;
આંતર અગ્નિ હોલાવ્યો વ્રેહે, થઈ આનંદની હેલી !
ત્યમ ફૂલી જ્યમ પામે રંક, માહારત્ન મણી થેલી;
મ્હાલક્ષ્મીજીને દુર્લભ વસ્તુ, તે પ્રેમે થઈ સહેલી !
દયાના પ્રીતમજીની સંગે રમતાં, વાધી વાહાલ તણી વેલી;
આવ્યા વાહાલો ફૂલી અલબેલી, વ્રેહદુખ નાખ્યું છે રેલી !



રાંક માહરી રાધાને દગો એણે દીધો રે,
દગો એણે દીધો રે !
ફંદામાં નાખીને એણે ફાંસી રે દીધી,
પારધીની પેરે ધીરવીને જીવ લીધો રે !
મંદ હસીને વાહાલે વાંકડું વિલોકી,
પ્રાણ પ્યારીજીનો પોતાને વશ કીધો રે !

દુ:ખે દીધાં કહીએ, એહનું પણ રાધા લોચન
બાણ ભવોભવ કાળજડું વીંધ્યા રે!
દયાના પ્રીતમ એહવા તો એહવા રેહજો રે,
કપટ કરીને એણે પ્રેમ–રસ પીધો રે!



હરિ, મારું અંતર શુદ્ધ કરો રે હરિ મારી નિર્મળ બુદ્ધ કરો રે!
હરિ મુને પ્રપંચ વિસરાવો રે, મુજ મન નિજ છબીલો ભાવો રે;
હરિ હું ભાવું એહવો કરો રે, હરિ મારા તનમન તાપ સમાવો રે!
હરિ મારી દુર્મતિ દૂર કરો રે, અંતર ભકિતભાવ ધગે રે;
હરિ નિજની લીલા દરશાવો રે, નિશદિન સતસંગતી ભાવો રે!
હરિ, મારું ચિત્ત ચરણે રાખો રે ‘દયો તમારો’ શ્રીમુખે ભાખો રે!



ઓરાંકી મેં નાહીં નાહીં નાહીં,
કાહુકી મેં નાહીં નાહીં નાહીં,
તેરી મેં તો ચેરી મોહન!
ઓરાંકી મેં૦

રેન–દ્યાસ મોહે કલ ન પરત હે,
દિલ ડોલત મેં તેરી મોહન!
ઓરાંકી મેં૦

માત-પિતા સસુરા રે સતાવત,
તહું ના તજી કબુ હરિ જોહન![1]
ઓરાંકી મેં૦

દયા પ્રીતમ તુમ એસી કરો મોહે,
તુમ બિન ઓર ન પાવે છોહન![2]
ઓરાંકી મેં૦

---

૧ જો મારી નાખે તો પણ. ૨ સ્પર્શ.



## લાગે છે

જગ સત્ય નથી સાચે જ હવે, સાચે જ એ માયા લાગે છે,
ગઈ કાલ હતાં જે પોતાનાં એ આજ પરાયાં લાગે છે.

મળવાને મને એ આવ્યાં છે ને ક્યાંક છુપાયાં લાગે છે,
આ એના વિરહની રાત નથી, આ એની છાયા લાગે છે.

સૌ લોક કહે છે: ઉપવનમાં આવી છે બહારોની મોસમ,
ફૂલવેલથી ગૂંથેલા તારા પાલવ લહેરાયા લાગે છે.

પ્રત્યેક કદમ પર હોય સદા ને હાથ કદીયે ના આવે,
સાથી ય મળ્યા છે એવા કે નિર્જીવ પડછાયા લાગે છે.

આકાશ અને ધરતીનું મિલન હું જ્યારે ક્ષિતિજ પર નીરખું છું,
દુનિયાથી નાસી નીકળેલી કોઈ બે કાયા લાગે છે.

આ પ્રેમ, ધરાવાસીઓએ રોક્યા છે જેના રસ્તાઓ,
એ આજ ગગનમાં ચાંદ બની ઘરમાં રોકાયાં લાગે છે.

જો કોઈની આંખે આંસુ હો તો એને એક અચરજ સમજો,
એ રણમાં તરસ્યાં રહીને પણ મૃગજળથી ભીંજાયા લાગે છે,

હું નહિ તો ઠોકર ખાઉં નહીં ને રસ્તામાં રોકાઉં નહીં,
જે પથ્થર પગમાં આવે છે એ ઘરના પાયા લાગે છે.

જીવતાં જ મરે છે મોત વિના તો કોણ કબર આપે એને?
બેફામ બિચારા એ માટે ઘરમાં જ દટાયા લાગે છે.

બરકત વીરાણી

## કાવ્ય રચું છું

અર્થ વિનાના અવાજમાં
ઝરડાય દિવસ,
ને અતડાં અતડાં મૌન મહીં
અહીં રાત વિવશ ખરડાય.
પળોની પાંખો ખરતી લાગે
એવી આંખ
ધૂંધળાં સ્મરણ
આંખને અડકે ...
ને જીર્ણશીર્ણ ભીનાશ
કશી જર્જરતા
મારાં હોવામાં પ્રસરી જાય.
તો મારાથી મારું પોત
કરીને અળગું
હું બેચાર ક્ષણોના
માંડ મળ્યા ધાગાથી
એને જેવુંતેવું તૂણી લઉં છું
આ તેં દીધેલાં
એકાંતોની ઓથ લઈને!

રાજેન્દ્ર શુક્લ

## બે કાવ્યો

છલકાતે સ્મિત તમે દીધી એક ડાળખી
ને આંગણામાં ઊમટી વસંત!

પાસે આવ્યા ને પેલું આખું યે આભ
મારા પોપચામાં હળવે પથરાય;
ફરકયા બે હોઠ અને પંખી લીલોતરીનો
રંગ લઈ ટહૌકે લહેરાય,
તમે સ્પર્શો ને રોમ રોમ ફૂટે કૂંપળ
તમે વરસો ને તરસી આ જાગે સુગંધ!

તમે ઓઘા તો ઊખડે છે એક એક ઝાડ
અને સમદર ઓઢે છે સૂકી રેત;
તૂટેલા વહાણ અને ફાટેલા સઢ, કહો
આપે છે કોનો સંકેત?
ઊંચકી લ્યો મારી હવે પળપળની પાલખી
ને અંત થકી બાંધો અનંત!

---

માર્ગ વચ્ચે પડેલા સાપ જેવો
સાંજનો સમય ...

કોઈક એક વૃક્ષ
પોતાની પ્રલંબિત છાયાને
હવે
ના છૂટકે સમેટી લે છે

પ્રકટેલાં ફૂલો
પ્રતીક્ષાને ઓઢેલીને ડાળ ઉપર જ પડી રહ્યાં

રાત આખી ઝાકળથી ન્હાઈ વળી

કાલે ફરી સળગશે છાયા —
ફરી પાછો સાંજનો સમય ...
સૂમસામ હવા —

સુરેશ દલાલ

## એક પત્ર :

કાર્ચીડો તે જ આ શહેર. હું અહીં, તું ત્યાં, વચ્ચે રઝળે છે મારા, તારા કેટલાયે અવશેષો. બધું બદલાતું જાય છે – સુખની જેમ, આકાશની જેમ. સ્વપ્નની બોદી દીવાલોના રણકારને પીઉં છું આંખોથી અને ત્વચા પર ખખડે છે વર્તમાનની એક એક ક્ષણ. "પછી શું?"નું અવતરણ સતત પીડે છે મારી આ એક ક્ષણને. તડકો બારીના કાચ સાથે આજે સવારે જ ફૂટી ગયો. ત્વચા પર જે છિદ્રો છે તે કાચની ઝીણી કચ્ચરોની જેમ હાંફી રહ્યાં. આ અશબ્દ વિશ્વ મને પીડે છે તેથી તો હું તરડાઈ જાઉં છું દર્પણમાં અને મારી વાતો શ્વાસ થઈ પ્રતિબિંબાય છે મારી સામે. તારા શહેરથી મારું શહેર જુદું, વચ્ચે લંબાઈને પડ્યો છે કાર્ચીડો. તું મારામાં જ ગોપિત રહી રચે છે મારી સાથે સંવાદ. હું તો ઘડું છું મારા મૌનને...ચિત્તને શબ્દાવું શી રીતે? મનને "એ અહીં નથી" કહી કેમે કરી મનાવવું? તું મારી બધી ઋતુ. તારા માટે થોડી ઉનાળાની સાંજ અને વરસાદી બપોરની થોડી ક્ષણો મેં સાચવી રાખી છે. હું શબ્દોથી વિશેષ કશું લંબાવી નથી શકતો તારી તરફ. તારો નીતિન પણ આ શહેરમાં બોલતો, કોલ્ડ કૉફી પીતો, Jazz સાંભળતો ઉદાસ હસે છે. Emotionally–ir–rational થઈ ગયો છે એ. વધુ પૂછીશ તો કહીશ ટ્રેન બની આવ–જા કરું છું અહીં–ત્યાં. તારે મને યાદ ન આવવું.

નીતિન મહેતા

## તમે

તમે એકાદું વેણ એવું બોલો
 કે બોલમાં ફોરે ગુલાબનો ગંધ!
તમે બીડયાં જરાક નેણ ખોલો
 કે આંખમાં ઊઘડે પતંગના રંગ!
તમે નાનું અમથુંક સ્મિત વેરો
 કે સ્મિતમાં ઊગે રૂપકડો ચંદ!
તમે લટને જરાક વંછેરો
 કે લટમાં લટકે સુંવાળા ભુજંગ!
તમે આંગણમાં આમતેમ ચાલો
 કે ચાલમાં ચમકે અમારો ઉમંગ!
તમે હૈયાને હળવે ઉછાળો
 કે છોળમાં છંટાતો દાઝે અનંગ!

જયંત પાઠક

## ગોવા

દેવળના આ ઘંટનાદમાં સવાર ડૂબે,
બંધ દુકાને આળોટે બપ્પોર;
સાંજ તો આવે ત્યાં તો સરી જતી
ભર્યા વ્હીસ્કીના ગ્લાસ મહીં અહીં રાત તરે છે.

ખાલી થઈને પડી રહ્યો છે ચાંદ

નારિયેળીનાં અહો ઊમટતાં વંન
અને અહીં ઊછળે છે દરિયો;
આ બન્નેની વચ્ચે સૂરજ
હજી નથી અવતરિયો.

દેવળના ડંકાઓ અહીંયાં લથડે, –
– એને માફ કરી દો!

સુરેશ દલાલ

## આંસુની ખીણમાં

આંસુની ખીણમાં આંસુ બનીને ઢળું
સૂરજની આંખથી ખરેલું,
ઝગમગતું હાસ મને એવું ગમે છે એક
ઊંડી ભીનાશથી ભરેલું.

રંગ ને સુગંધને પ્રીતે રોપીને મેં તો
કેવી ઊછેરી ફૂલક્યારી!
હાથલિયા થોરને શું આઘો રાખું હું, ભલા,
પૂરણની પ્રીતને વિસારી?

ધરણી આ ધન્ય બની જેના પદનૃત્યથી
મુરલીના સૂરથી સમીર,
એવા રતુંબડા ચરણે મેં જોયું છે
સૂસવતી સાંજનું તીર.

મકરંદ દવે

જે કાવ્યમાં છેલ્લે આવે છે કે

'ગમે તો સ્વીકારે ગત સમય કેરા સ્મરણમાં'

અને જે કવિ કાન્તનાં શ્રેષ્ઠ કાવ્યો 'અતિજ્ઞાન,' 'ચક્રવાક મિથુન', 'દેવયાની' અને 'વસંત-વિજય' પછી લગભગ તરત જ ઈ૦ સ૦ ૧૮૯૧માં કવિને આયુષ્યના ચોવીસ વર્ષ પણ પૂરાં થયાં નથી ત્યારે લખાયું છે તે આ કાવ્ય 'ઉપહાર' એક શિખરિણી સ્વપ્ન બની આપણને પણ કોઈ ગત સમયમાં લઈ જતું હોય એવું નથી લાગતું શું?

પોતાના મિત્ર બળવંતરાયને ઉદ્દેશીને લખેલ આ કાવ્યમાં ચોવીસ વર્ષે તો હજી તો જ્યારે મૈત્રીનો ઉઘાડ અને વિકાસ હોય ત્યારે કાન્ત ગત સમયની વાત કેમ કરે છે? – એ પ્રશ્ન તો પહેલો થાય છે. સોળ–સત્તર વર્ષે કોઈ પણ મૈત્રીનો ઉઘાડ સ્વીકારીએ અને બીજા પાંચસાત વર્ષમાં એ ટકી સ્થિર થાય એમ અનુમાન કરીએ તો ત્યાં તો કાન્તને એ ગત સમય લાગવા માંડે છે. એ કયો ગત સમય છે? પેલાં શ્રેષ્ઠ કાવ્યો લખાઈ ગયાં તે? તે તો હજી ત્યારે તાજો જ છે. તો પછી એ કાવ્યોનાં વાતાવરણ, પૂર્વભૂમિકા, પાત્રો અને પ્રસંગો ? કે એ કાવ્યોની સામગ્રી સાથે કવિએ અનુભવેલી ચિત્તની કોઈ વિશિષ્ટ અવસ્થા? આ સાચું હોય કે ન હોય પણ તેમ માનવા મન કેવું લલચાય છે! કારણકે એ ચાર કાવ્યોમાં જ કવિએ કોઈ અજબ અદબભરી દુરદૂરના પ્રદેશ અને કાળમાં યાત્રા કરી છે; અને પછી જાણે કે ૧૮૯૧માં એ યાત્રા પૂરી થતાં કવિ પાછા વર્તમાનમાં આવી ગયા હોય એમ લાગે છે. ૧૮૯૧ પહેલાનાં ઉપલાં શ્રેષ્ઠ કાવ્યો અને પછીનાં કાવ્યો–આ ત્યાર પછી ચાલી ગયેલું કોઈક આ સરી ગયેલી ચિત્તની અવસ્થા સ્પષ્ટ નથી કરતાં શું?

અલબત્ત, ૧૮૯૧માં પેલી દૂર દેશની યાત્રા પૂરી થઈ ગઈ છે પણ અંતઃકરણમાં જે આવીને વસી ગયું છે, જો એવું કોઈ વસી ગયું હોય તો, તે હજી ચાલ્યું નથી ગયું પણ જવાની તૈયારી કરતું હોય એમ લાગે છે; અને તેથી એકસાથે પેલી યાત્રાનું સ્મરણ થતાં અને આવનારા વિયોગનાં એંધાણ અનુભવતા કવિ કાન્ત ઘડીક અંદર એ કોઈકને ઓળખવા મથતા અને ઘડીક બહાર મિત્ર બળવંતરાયને જોતાં–એકમાં બીજાને જોતાં શરૂ કરે છે કે:

**ફર્યો તારી સાથે, પ્રિયતમ સખે! સૌમ્ય વયમાં**

– અને પછી પાછા જાણે કે ચિત્ત સાથે સમાધિ સાધી, અંતઃકરણમાં ઊંડે ઊતરી જઈ બળવંતરાયને ભૂલી જતાં દૂર કોઈ રૂપાળી સ્વપ્નભૂમિ ઉપર એકલા પહોંચી જઈ કહે છે કે:

**સવારોને જોતો વિકસિત થતા શૈલશિખરે;**
**અને કુંજે કુંજે શ્રવણ કરતો ઘાસ પરના**
**મયૂરોની કેકા ધ્વનિત ધસતી જ્યાં ગગનમાં!**

આ સવારો જાણે, માયાથી મુક્ત તોય જાણે, એના ગમે તેવા રંગે રંગાયેલી એ સ્વપ્ન ભૂમિના શિખરો ઉપર ઊગતી અને ઊતરતી કવિ જોતા હોય એમ લાગે છે! એ ઊતરતા સવારોનો સ્વચ્છ તડકો, નીચે જ્યાં કુંજોમાંથી ચળાતો અને લંબાતો પડખેના સપાટ મેદાનોના લીલા ઘાસમાં રેલાતો, કવિ જુએ છે ત્યાં જ એ કુંજો અને મેદાનોના કોઈ મોરલા પોતાના સ્વરમાધુર્ય ઘૂંટતા, અને એમાં જ કવિને જાણે ઉપાડતા, પેલા શિખરો ઉપરથીય ઉપર ગગનમાં લઈ જાય છે. આમ હોય તો જ કવિ ગાય ને કે:

**મયૂરોની કેકા ધ્વનિત ધસતી જ્યાં ગગનમાં!**

આ સ્વપ્નભૂમિની આવી આ સવારો, અને આ મોરલાઓનું મેદાનોમાંથી ગગનમાં સ્થૂળ ઉપરથી સૂક્ષ્મમાં, વિલીન થતું માધુર્ય કવિએ અગાઉ પૂર્વજન્મમાં અનુભવ્યું હોય – અનુભવતા આવતા હોય અને આપણને પણ એવા થઈ ગયેલા અને થતા આવતા અનુભવનું સ્મરણ કરાવતા હોય એવું આ કાવ્યની આ ત્રીજી–ચોથી પંક્તિ વાંચતા નથી લાગતું? એમ મયૂરોની કેકા ધ્વનિત થઈ કેવળ ગગનમાં ધસી નથી ગઈ પણ અંતઃકરણમાં સચવાઈ શકે તેવા કોઈ સૂક્ષ્મ માધુર્યને નીચે પાછી ઉતારતી પણ આવી છે.

'પૂર્વાલાપ'માં આ 'ઉપહાર' વિષે જે નોંધ છે તેમાં આ કુંજો કઈ? અને આ મયૂરો કોણ? એ ખુલાસો છે; પણ સાથે ઉમેરાયું છે કે, એ શબ્દોનો સામાન્ય અર્થ લઈને પણ વાંચનાર રસ પામી શકે છે. એમ લાગે છે કે એ સામાન્ય અર્થમાં જ એવું કંઈક અસામાન્ય અને સરસ છે જે આપણને કવિ પાસે—કાવ્ય પાસે વધારે સ્પષ્ટ રીતે લઈ જાય છે.

કવિ જે મિત્રને ઉદ્દ્શીને કાવ્યની શરૂઆત કરે છે અને પછી તેને ભૂલી એક સ્વપ્ન-ભૂમિમાં પહોંચી ગયાનું આપણને લાગે છે તે હવે આગળ નવી જ સ્વપ્નભૂમિની કેડી પકડી લે છે અને કહે છે:

**તરંગોના સ્વપ્નસ્મિત સરિતમાં જ્યાં વિલસતાં**
**વિલોકીને વેર્યો વિમલ કુસુમોનો ગણ, અને**
**સરી ચાલ્યો તે તો રસિક રમણીના ઉર પરે,**
**અને ત્યાં પાસેનાં તરુવર રહ્યાં ઉત્સુક બની!**

આમાં ક્યાંય છે પ્રિયતમ સખે બળવંતરાય–જેને ઉદ્દ્શીને કાવ્યની શરૂઆત થાય છે? તેને બદલે એક સ્વપ્નભૂમિની વિકસતી સવારોના પ્રેક્ષક અને કુંજોના મોરલાના શ્રોતા આ, નવી સ્વપ્નભૂમિની સરિતામાં પોતાનાં સ્વપ્નોનાં કુંડાળા રચાતાં–વિલસતાં જોઈ પ્રેક્ષક, અને શ્રોતાથી કંઈક વિશેષ બની પોતાનામાં જ ઊંડા ઊતરી જતા દેખાય છે!

પછી તો તરત જ ભુલાઈ ગયેલા બળવંતરાય પાછા યાદ આવતા હોય એમ કવિ ત્યાં

સરિતામાં કુસુમોનો ગણ વેરી પાછાં પગલાં માંડે છે અને એકએક પગલે કારુણ્યને ઘૂંટતા દ્રવી ઊઠે છે કે:

**ઠરી સ્થાનેસ્થાને, કુદરત બધીને અનુભવી,**
**કર્યા ઉદ્‌ગારો, તે બહુબહુ હવામાં વહી ગયા;**
**સખે! થોડા ખીણો ગહન મહિં તો યે રહી ગયા,**
**કલાથી વીણામાં ત્રુટિત સરખા તે અહીં ભરું.**

વહી ગયેલા અને રહી ગયેલા ઉદ્‌ગારોનું સ્મરણ પણ અહીં કેવા સરસ ઉદ્‌ગારોમાં થયું છે!

કાવ્યની ત્રીજી અને ચોથી પંક્તિ અને આ દશમી અને અગિયારમી પંક્તિઓમાં કવિનું અંતઃકરણ ઉપસી આવ્યું હોય એમ લાગે છે; અને તેથી કદાચ વાંચનારના અંતઃકરણમાં પણ ઊંડેઊંડે ઊતરી જઈ શકે એવી એ પંક્તિઓ બની ગઈ છે. એ પંક્તિઓમાં વિષાદ અને આનંદનો સાથે અનુભવ થાય એવી કોઈ અનુભૂતિનો – આપણા ચિત્તમાં પડઘો પડે; આપણી પણ હોઈ શકે એવી રીતે – કવિ સમાવી શક્યા છે. જેમજેમ શિખરિણીમાં ચિત્તમાં એ પંક્તિઓ ઘૂંટતા જઈએ છીએ તેમતેમ એવી એ અનુભૂતિને કવિ કાન્ત આપણામાં આવી વાચા આપતા હોય એવું લાગે છે!

– અને કાન્ત પોતે જ્યારે એમ વાચા આપી પૂરું કરે છે કે,

**અને તેને આજે તરલ ધરું તારા ચરણમાં,**
**ગમે તો સ્વીકારે ગત સમય કેરા સ્મરણમાં.**

ત્યારે વિચાર આવે છે કે ૧૮૯૧ના આ 'ઉપહાર'માં જે ઉદ્‌ગારો રહી ગયા છે તેમાં જો 'ચક્રવાકમિથુન', 'દેવયાની', વગેરે છે તો જે ઉદ્‌ગારો વહી ગયા તેમાં શું ચાલ્યું ગયું હશે? અને – અને કયા ગત સમયનું તીવ્ર સ્મરણ કવિને થઈ રહ્યું હતું?

---

## ચલો

પુરાણું પૃથ્વીના પ્રથમ વગડાઉ કુસુમ શું,
અને નાનું નાનું તરણી-સઢ બેઠા ખગ સમું
ભલેને–તોયે એ – મુજ હૃદય – 'મારું' વતન છે.

હવે તે ક્યાંથી ત્યાં પરિચય તણી ડાળ શીતળ?
હવે ક્યાંથી પેલા વિહગટહુકાયે પરિચિત?
અને એવું એવું ઘણું ય બદલાઈ ગયું હશે!–
(નથી એ ખોવાયું હૃદય – ધરતીમાં મઘમઘે!)

– છતાં જેણે પૃથ્વી – પરિચય કરાવ્યો પ્રથમ, ને
ધરાખંડે પા પા ચલવી પગલીએ – ચરણમાં
ધરી દીધી બ્હોળી પૃથિવીપથ કેરી વસિયત!
અને કેં સ્હેલાવ્યો રવિશશી – તરાપે દ્યુતિમય–
વળી જ્યાં ઘૂંટાયા પવન અસુપાવા મહીં મીઠા–
ચલો પૃથ્વીના એ વતન–ઉછરંગે વિરમીએ–
ચલો હૈયા મારા, – ઘરનગર ભાડૂતી ત્યજીએ–
ચલો પાછી પેલી અસલ ઘરની કેડી લઈએ.

જગદીશ ત્રિવેદી

## अशारीरिणी वाक्

કાયા જ ક્યાં છે મુજ કામનાને
કે વિસ્તરું કો પળના પ્રદેશે
આકાર પામી અવ હું કશો ય?
ને શૂન્યને સ્પર્શ કરી શી રીતે
સકંપ તારાં રવટેરવાનાં
આમંત્રણો માંસલ સ્નિગ્ધતાનાં?
નથી હવે સંભવ કે પુનશ્ચ
મ્હોરે કશા સ્પંદ, તરંગ મૌનને
કે શબ્દના ચાસ પડે ફરીથી!
નથી નથી હું જ કશે; બકુલ,
જે ઝૂલતું દક્ષિણ વાયુ હેલે,
કે ગંધથી કો તવ દ્વાર ઠેલે!

રાજેન્દ્ર શુક્લ

## એક નીંદર પછી : બંગાળી કવિતા

આખાયે આભથી રાત અને વર્ષા ટપકે છે!
નીલ અંધકારમાં
નિ:શ્વાસના સંગી આ ખંડમાં
તુષારના સ્તૂપ જેવી એક નારીને હાથથી સ્પર્શું છું.
અગાધ કુંતલપાશ – કલાંતિના સાગરમાં ફેલાયેલું
તું પણ શું અંધકાર અને વર્ષા ફેલાવતું આકાશ છે?
મધરાતે હવા મત્ત થઈ ઘૂમી રહે
ગીતની સ્ખલિત કડી જેવી
રાતના પંખીની છટકેલી ચીસ જેવી.
ઓશિકાની પાસ જાગતો બેઠો છે જાણે સર્વનાશ
કહ્યું કરે એવી બિલ્લી જેવી ભૂરી આંખે, ચૂપચાપ.
તુષારના સ્તૂપ જેવી નીંદ તારા શરીરમાં
ઓગળી પડી
મૂર્તિમાન જીવનની શાંતિતણા નિર્ઝર શી
સમર્પિત કર
તારી છાતીએથી એક શુભ્ર સૂર્યમુખી
હત્યારા અંધકારભર્યા ખંડથી તું મને બચાવ!
આખાયે આભથી રાત અને વર્ષા ટપકે છે!

**સુનીલ ગંગોપાધ્યાય**

## આજ ફરીથી : હિન્દી કવિતા

આજ ફરીથી જીવન શરૂ થયું!
આજ મેં નાનકડી સરળ કવિતા વાંચી!
આજ મેં સૂરજને ડૂબતો જોયા કર્યો,–ક્યાંય લગી!
આજ મેં શીતલ જલથી સ્નાન કર્યું–હાશ કરીને.
આજ એક નાનકડી છોરી આવી
ને ઝડપથી ચઢી ગઈ મારે ખંભે
આજ મેં આદિથી અન્ત લગી પૂરું કર્યું એક ગીત.
આજ જીવન ફરીથી શરૂ થયું!

**રઘુવીર સહાય**

## કોઇ ભીતર રૂએ !

નગરપે વરસે મેહૂલિઓ
ને કોઈ ભીતર રૂએ;
રે, કેવા વિરહે વીંધાણું
કે ઘાવે હૈડું ચૂએ ?

મીઠડો મેહૂલિયાનો તાલ
છાપરે બજે, બજે ધરણી પર;
રે, રૂદિયે લાગી ચોટ કરાલ
કે ઝંખે મેઘમલ્હારની ઝરમર !

સૂના સૂના રૂદિયામાંય
અકારણ કોઈ રડતું;
રે, દગો ન ફટકો ક્યાંય ?
કે પીડનું મૂળ ન જડતું !

દરદનો રહે ન કોઈ આરો
પીડ જો નહીં કળાયે,
નહીં લાગી કોની લગન
નહીં મળીઓ જાકારો;
રે, તો યે દરદે અમળાયે
કે રૂદિયે એવો મૂંઝારો !

**કૌશિક પારેખ**

ફ્રેંન્ચ સિમ્બોલિસ્ટ કવિ VERLAINE કૃત 'It weeps in my Heart'નો અનુવાદ.

## પહેરો : ઈટાલિયન કવિતા

આખી રાત,
એક મિત્રની બાજુમાં વીતી.
જેની હત્યા કરવામાં આવી હતી.
પડયો પડયો,
તેનો હસતો ચહેરો
પૂનમના ચંદ્ર તરફ ...
મારી શાંતિનો ભંગ કરતા,
તેના કઢંગા મરડાયેલા હાથ.
મેં પ્રેમભર્યાં પત્રો લખ્યા છે.
પણ હું ક્યારેય,
જીવન સાથે આટલો સંબદ્ધ નથી રહ્યો !

**ગ્યૂસેપ ઉન્ગારેતી : મંગળ રાઠોડ**

આઘે ઊભાં તટ ધુમસ જેમાં દ્રુમો નીંદ સેવે,
વચ્ચે સ્વપ્ને મૃદુ મલકતાં શાન્ત રેવા સુહાવે;
ઊંચાંનીચાં સ્તનધડક શાં હાલતાં સુપ્ત વારિ,
તેમાં મેળે તલ સમ પડે ઊપડે નાવ મ્હારી.
માથે જાણે નિજ નરિ જુવે કાન્તિ તો સૃષ્ટિ સૂતી
થાકી જાગે, કુસુમવસને તેથિ જ્યોત્સ્ના લપાતી;
ને બીડેલાં કમલમહિં બન્ધાઈ સૌન્દર્યઘેલો
ડોલે લેટે અલિ મૃદુ પદે, વાય આ વાયુ તેવો.

ત્યાં સૂતેલો લવું નવલ અર્ધા અનાયાસ છન્દ,
કે ડોલન્તી ગતિ પર સજું બીનના તાર મન્દ,
તેમાં આ શી – રજનિ ઉરથી, નર્મદા વ્હેણમાંથી,
સ્વર્ગન્ગાની રજતરજ, કે વાદળી ફ્રેનમાંથી,
–પુષ્પે પાને વિમલ હિમમોતી સરે, તેમ છાની
બાની ભીની નિતરિ નિગળે અન્તરે શીય, સેહ્‌ની!

બળવંતરાય ઠાકોર

'ભણકારા' એ કેવળ પ્રૉ૦ ઠાકોરનું જ નહિ, પણ સમગ્ર ગુજરાતી સાહિત્યનું એક સર્વોત્તમ સૉનેટ છે. ઠાકોરનાં બીજાં કેટલાંક ઉત્તમ કાવ્યોમાં ચિંતનનો જે ભાર વરતાય છે તે અહીં નથી, અલબત્ત, 'ભણકારા'ના હાર્દમાં પણ એક ઘૂંટેલું વિચારબિંદુ રહેલું છે: કવિતાની પ્રેરણાનું ઉદ્‌ગમસ્થાન કયું – પ્રકૃતિ કે કવિહૃદય? એ પ્રેરણાનું સ્વરૂપ પરલક્ષી કે આત્મલક્ષી? પરંતુ કવિની સર્જક–પ્રતિભાના કિરણસ્પર્શે આ વિચારબિંદમાંથી કલ્પનાનું કેવું કમનીય મેઘધનુષ્ય અહીં રચાયું છે!

જરીક વિગતે જોઈએ. મંદાક્રાંતા એ સૉનેટકાર ઠાકોરનો એક પ્રિય છંદ છે–ખાસ કરીને એની પંકિતના પહેલા ચાર ગુરુ પાસેથી ધાર્યું કામ કઢાવવામાં તો ઠાકોર એક્ક છે. અહીં કાવ્યના આરંભનો લય જુઓ. કોઈ પણ નવા સ્થળે જઈ ચડીએ ત્યારે સૌથી પહેલાં તો આપણી નજર દૂર દૂર જઈને ઠરે છે, પછી વચ્ચેનું જુએ છે ને છેક છેલ્લે પોતાની આસપાસનું નિહાળી ફરી પાછી આત્મનિમગ્ન થઈ જાય છે. તેથી જ કવિ કદાચ પહેલાં દૂરનું વર્ણન કરે છે: 'આઘે ઊભાં...' શરૂઆતમાં આ ચાર ગુરની મદદથી કવિએ જાણે સામા કિનારાનું અંતર હાથ પ્રસારીને દર્શાવ્યું છે. આઘે આઘે કોણ ઊભું છે! અર્ધ સ્પષ્ટ, અર્ધઅસ્પષ્ટ, ધૂંધળાં, પોચાં પોચાં, રૂની ગોદડી જેવાં તટધુમસ. ધુમ્મસની એ ગોદડીમાં વીંટળાઈને સામા કાંઠાનાં વૃક્ષો નિરાંતે પોઢી ગયાં છે.

સામે કાંઠે જો વૃક્ષો જંપ્યાં છે તો વચ્ચે સૂતાં છે ચાંદનીરમ્ય રેવા. આ વિશાળ કાય, ગૌરવર્ણી સુંદરી કાંઈક મીઠું મીઠું સ્વપ્ન અનુભવવાથી મલકી રહ્યાં છે. વીચિઓની કિનારી ઉપર ચાંદનીનો ચળકાટ પથરાતાં તેજની જે લીટીઓ સળવળે છે તે આ સુંદરીની ધવલ દંતપંકિત-ઓમાંથી સરકી જતું સ્મિત. એ સ્વપ્નશીલ સ્મિત પાછું 'મૃદુ' હોય તો તો પૂછવું જ શું? રેવા શાંતિથી પોઢયાં છે. 'શાન્ત'માં તીવ્ર અનુસ્વારનો જે થડકો લાગે છે તે એ શાંતિની નિબિડતાને કેવો સાકાર કરે છે! શ્વાસોચ્છ્વાસને લીધે ઊંચીનીચી થતી એ સુંદરીની ગોરી ગોરી છાતી પરના કાળા તલ સમી કવિની નાનકડી નૌકા નદીના તરંગો ઉપર ઊંચનીચી થઈ રહી છે. 'ઊંચાંનીચાં'ના ચાર ગુરુ દ્વારા કવિએ હૈયાની ધડકનને અને નૈયાના ડોલનને કેવાં પ્રત્યક્ષ કર્યાં છે! આ 'ગુરુ' પણું દાખવ્યા પછી એકી સાથે પાંચ લઘુથી 'સ્તન-ધડક'ની ગતિ સંભળાવવાનું પણ કવિ ચૂકયા નથી. મોજું નીચે પડે છે ત્યારે સાથે સાથે નૌકા પણ ઝડપથી 'પડે' છે, પણ મોજું ઊંચે આવે છે ત્યારે તો જાણે મહામુશીબતે, બળપૂર્વક ઊંચે આવી શકે છે. તેથી નૌકા પણ જાણે બળપૂર્વક માંડ માંડ ઊંચી આવતી હોય એમ અંદર બેઠેલાંને લાગે. "ઊપડે"માંના દીર્ઘ 'ઊ'ની મદદથી કવિએ આપણને બળપૂર્વક ઊંચે આવતી આવી નૌકામાં બેસાડયાં છે. કઢંગા "ઊ" પાસેથી – "ઊંટના" "ઊ" પાસેથી કવિએ કેવું કપરું કામ કઢાવ્યું છે!

ઊંચીનીચી થતી નાવડીમાં લહેરથી લંબાવીને પડેલો કવિ સ્વાભાવિક રીતે જ ઊંચે આકાશમાં શું જુએ છે? આખા દિવસના પરિશ્રમથી લોથપોથ થઈને ઊંઘી ગયેલી સૃષ્ટિ પોતાના તીવ્ર ચળકાટથી ચોંકીને જાગી ન જાય એટલા માટે જ્યોત્સ્ના, સફેદ ફૂલોની જાળી જેવી આછીપાતળી વાદળીનું વસ્ત્ર ઓઢી, પોતાની 'નરી કાંતિ'ને છુપાવે છે. 'નરી કાંતિ' દ્વારા કુસુમવસનમાં લપાઈ જતી શરમાળ જ્યોત્સ્નાનાં રૂપને કવિએ કેવી સંયમિત રસિકતાથી વર્ણવ્યું છે! ('ભણકારા'ની પહેલી આવૃત્તિમાં તો 'નગ્ન કાંતિ' એવો શબ્દપ્રયોગ કર્યો હતો, પણ ઠાકોર જેવા કાવ્ય–મર્મજ્ઞને એ ખૂંચ્યા વગર રહે?)

આખું દશ્ય જુઓ. દૂર દૂરનાં નિદ્રાધીન વૃક્ષો, રેવાનો શ્વેત પ્રવાહ, જ્યોત્સ્નામય આકાશ: બધું જ સફેદ સફેદ છે. આ આખીયે સૃષ્ટિ કવિને એક વિરાટ પોયણા જેવી દેખાય છે. કમળ એકાએક બીડાઈ જાય અને એમાં બંધાઈ ગયેલો સૌંદર્યભોગી ભમરો કમળના ડોલન સાથે આમથી તેમ ડોલે અને લેટે, તેમ આ સૃષ્ટિના સફેદ કમળમાં મંદ મંદ

વાયુ ફરકી રહ્યો છે. સૌંદર્યલુબ્ધ કવિ પણ આ ભમરા જેવો જ છે ને? 'બંધાઈ'ના આ સહેતુક યતિભંગ દ્વારા કવિએ બિડાઈ ગયેલા કમળના ચુસ્તપણાને કેવું હસ્તગત કરાવ્યું છે એ તો સુવિદિત છે. એ પછીની પંક્તિમાં ઉપરાછાપરી ત્રણ વખત સુકોમળ 'લ' વાપરીને કવિએ ભમરાના પગની મૃદુતા તો દર્શાવી જ છે, પણ સાથે સાથે પવનમાં ઝૂલતા કમળના ડોલનની ગતિને પણ પ્રત્યક્ષ કરી છે.

ચાલો ત્યારે દૂર અને મધ્યમાં નજર નાખીને હવે આપણે બ્રહ્માંડ પરથી પિંડ પર આવીએ. જુઓ, પેલી નાવડીમાં સૂતેલો કવિ કવિતાદેવીના વાદ્યને—બીનને રણઝણાવી રહ્યો છે. કવિએ દીર્ઘ 'બી'ને છંદમાં એવી રીતે યોજ્યો છે કે બીનના આખાયે તાર પર કોઈની આંગળી ફરી વળતી હોય એવું લાગે. કવિતાના સ્વયંભૂ તથા અકળ પ્રાગટયને 'લવું' દ્વારા દર્શાવીને કવિ ત્રણ સાર્થક વિશેષણો યોજે છે. 'નવલ' 'અરધા' 'અનાયાસ' છંદ કયાંકથી ગૂંજી રહ્યા છે. એ કાવ્યવાણી સુણીને કવિ 'આ શી' એમ આશ્ચર્યથી બોલી ઊઠે છે. દરેક કવિતા કવિને પોતાને મન પણ એક આશ્ચર્ય જ હોય છે ને? (વાલેરી સાંભરે છે: 'દરેક કવિતા કવિને મન આશ્ચર્ય પણ છે ને પડકાર પણ છે') આવી 'નવલ' કવિતાના ભણકારા કયાંથી આવે છે? રજનિના અગાધ ઉરમાંથી ? નર્મદાનાં ચાંદની-ચમકતાં વહેણમાંથી? ચાંદીની રજકણો વેરાઈ હોય એવી આકાશગંગાની તારલીઓમાંથી ? કે પછી ફીણના ગોટેગોટા જેવી વાદળીઓમાંથી? કવિ કહે છે: ન જાને ('તને જોઈ જોઈ તોય તું અજાણી'—આ તો એવું છે!). કવિ તો માત્ર આટલું જાણે છે: સવારના પહોરમાં ઘરના બગીચામાં લટાર મારવા નીકળીએ, અને તાજા ઊઘડેલા ગુલાબ પર કોણ જાણે કયારે આવીને છાનાંમાનાં બેસી ગયેલાં ઝાકળબિંદુને જોઈ કેવો આશ્ચર્યમુગ્ધ આનંદ થાય છે! તેવો જ આનંદ અનેક સંકુલ ભાવોનાં પાંદડાંથી વીંટળાયેલું કવિનું હૃદયપુષ્પ પણ પ્રેરણાનાં વિમલ હિમમોતી જેવાં બિંદુઓને ઝીલી અનુભવે છે. રાગદ્વેષ, સુખદુ:ખ, મારું તારું: સંસારની આ બધી મલિનતાથી મુકત એવાં કવિતાનાં નીતર્યાં અને ભીનાં રસાર્દ્ર બિંદુઓ કવિના હૃદયપુષ્પ પર નીતરી નીંગળે છે; અને ચૌદ પંક્તિમાં બાહ્ય વિશ્વનાં મબલખ વર્ણનો આપી જનારો કવિ આંતર-વિશ્વની વાત આવતાં તો જાણે હાથ ધોઈ નાખતો હોય તેમ પોતાની જાતને જ પૂછે છે: "અરે! આ 'શીય' અવર્ણનીય વાણી કયાંથી આવે છે?"—કોને ખબર? પણ ખબર ન પડે તેથી શું થયું? દુનિયામાં બધી જ વસ્તુઓની ખબર પડવી જ જોઈએ એવું કોણે કહ્યું? એ કાવ્યવાણીના સંસ્પર્શથી કવિને થતા અવર્ણનીય આનંદમાં આપણે પણ સહભાગી થઈ શકીએ છીએ એ જ શું ઓછું સદ્‌ભાગ્ય છે?

આમ, 'ભણકારા' એ ઊર્મિરસિત ચિંતનના ઘૂંટેલા બિંદુ જેવું કાવ્ય છે. દરેક ઉત્તમ સૉનેટ એવું જ હોય છે ને? અલંકારોની તો જાણે જાળ ઉપર જાળ કવિએ અહીં ગૂંથી છે. એ જાળ નકરી બુદ્ધિ કે શુષ્ક તર્કની જાળ નથી, પણ પેલી જ્યોત્સ્નાએ લપેટેલા કુસુમવસન જેવી મોહક કલ્પનાજાળ છે. એ જાળને જેમ જેમ ઉકેલતાં જઈએ તેમ તેમ તેની પાછળ છુપાયેલી નરી કાંતિના દર્શન થતાં શુદ્ધ કાવ્યાનંદની છોળ ઉપર છોળ આવી આપણાં હૈયાંને રસતરબોળ કરી દે છે.

કેટલાક વિવેચકોએ કવિતાના લયને કુદરતમાંના લય સાથે સરખાવ્યો છે. નક્ષત્રમંડલોનું પરિભ્રમણ, ઋતુચક્ર, ભરતી અને ઓટ, શરીરની નાડીના ધબકારા: કુદરતમાં તો બધું જ લય-

બદ્ધ હોય છે. એ લય નિહાળીને કોઈ આદિકવિને કાવ્યનો લય સૂઝ્યો એવું પણ અનુમાન થયું છે. પણ કુદરતનો લય એટલે એકધારાં યાંત્રિક નિયમિત આવર્તનોની પરંપરા. જ્યારે કાવ્યને લય એટલે તો છંદના મૂળભૂત નિશ્ચિત લયની લક્ષ્મણરેખામાં રહીને પણ થતાં ભાવાનુકુલ આવર્તનોનું અપરંપાર વૈવિધ્ય. બીજા બધા લય કેવળ પુનરાવર્તનશીલ હોય છે, જ્યારે કાવ્યને લય તો ગતિશીલ પણ હોય છે. આવા ગતિશીલ લય દ્વારા અંકાયેલાં સ્પર્શક્ષમ અને ઇંદ્રિયગ્રાહ્ય કલ્પનાચિત્રોનાં આલ્બમનાં એક પછી એક પાનાં ફરી ગયાં હોય એવો અનુભવ 'ભણકારા' વાંચતાં થાય છે.

વિવેચનાના ઐતિહાસિક દૃષ્ટિકોણ પરથી જોતાં પણ આ એક મહત્ત્વની કૃતિ છે. કેટલાક પારસી કવિઓના ભાંગ્યાતૂટ્યા પ્રયત્નોને બાદ કરીએ તો, ગુજરાતીમાં સાહિત્યિક કક્ષાનું સૉનેટ પહેલું કોણે રચ્યું—ઠાકોરે કે કાન્તે?—એ એક ચર્ચાસ્પદ પ્રશ્ન છે. 'ભણકારા'(૧૯૧૭)ની પહેલી આવૃત્તિમાં તો ઠાકોર સ્પષ્ટ કહે છે: 'આ (ભણકારા), અદૃષ્ટિદર્શન, અને કવિની સ્નેહતૃષ્ણા ઈ૦ સ૦ ૧૮૯૩ કે તે પહેલાં લખાયેલાં પરંતુ પાછળથી આ સાલ બદલીને 'ભણકારા' ખરેખર ૧૮૮૮માં રચાયું હતું એમ એમણે 'ભણકાર' તથા 'મ્હારાં સૉનેટ'ની નવી આવૃત્તિઓમાં જણાવ્યું છે, અને આને આધારે કાંત કરતાં પોતે વહેલું સૉનેટ રચ્યું હતું એવો દાવો એમણે વારંવાર કર્યો છે. આવો દાવો એમણે સૌથી પહેલીવાર કાંતની પહેલી સંવત્સરી નિમિત્તે ૧૯૨૪માં અમદાવાદના પ્રેમાભાઈ હૉલમાં આપેલા વ્યાખ્યાનમાં કર્યો હતો. 'ભણકારા'માં લખાઈ ગયેલું કે, 'ભણકારા' અને 'અદૃષ્ટિદર્શન' ૧૮૯૩ કે તે પહેલાં લખાયેલાં, 'ભણકારા'ની ખરી સાલ ૧૮૮૮ (મે) છે. 'અદૃષ્ટિદર્શન'ની ૧૮૮૯ (ડિસેમ્બર) છે, પરંતુ એમના આ દાવાને સ્વીકારતાં કેટલીક મુશ્કેલી ઊભી થાય તેમ છે. એક તો, એમણે આ દાવો કાંતના મૃત્યુ પછી કર્યો એ ભૂલવું ન જોઈએ. બીજું, ગુજરાતીમાં એક નવા જ કાવ્યસ્વરૂપનો પોતાને હાથે જન્મ થાય એની સાચી તારીખ ઠાકોર જેવા ચીકણા ઇતિહાસકાર અને વિદ્વાનને યાદ ન રહે, અને ભૂલથી બીજી તારીખ 'લખાઈ જાય' એ વાત ઝટ ગળે ઊતરે એવી નથી. ત્રીજું, 'ભણકારા' ૧૮૮૮માં રચાયું અને ભરૂચથી નીકળતા 'જ્ઞાનદર્શન'માં પ્રગટ થયું એમ ઠાકોર કહે છે. દુર્ભાગ્યે 'જ્ઞાનદર્શન'ની ફાઈલ ક્યાંય ઉપલબ્ધ નથી. હા, 'સુદર્શન'ના ૧૮૯૪ના એપ્રિલના અંકમાં આ કાવ્ય 'જલપ્રવાસ' શીર્ષક નીચે છપાયેલું મળી આવે છે ખરું તો પછી પ્રશ્ન એ થાય છે કે ૧૮૮૮માં 'જ્ઞાનદર્શન'માં છપાયેલા આ કાવ્યનું છેક ૧૮૯૪માં 'સુદર્શને' પુનર્મુદ્રણ કર્યું હશે? કર્યું હોય તો પાંચછ વર્ષ પછી શા માટે? ચોથું, ઠાકોરની આરંભકાળની મંદાક્રાંતાની રચનાઓ ઉપર કાંતના મંદાક્રાંતાની છાયા ઢળેલી કદાચ કોઈને દેખાય. બીજી બાજુ કાંતના મંદાક્રાંતા પર ઠાકોરની અસર જરા પણ દેખાય છે ખરી?

ગમે તેમ હોય. આવી ઐતિહાસિક વિગતો ચૂંથી ચૂંથી આ સ-રસ કાવ્યનો આસ્વાદ શું કામ બગાડવો? રેવાના તરંગોની જેમ આપણી સમગ્ર ચેતના પર ફરી વળી 'વિમલહિમમોતી' સમી રસાનુભૂતિ કરાવતી આ કૃતિના ભણકારા આપણા કાનમાં લાંબો વખત ગૂંજ્યા કરશે; અને એ સાંભળીને આપણે પણ આશ્ચર્યજન્ય આનંદથી બોલી ઊઠીશું:

"બાની ભીની નિતરિ નિગળે અંતરે શીય, સેહ્ની!"

## મરણ

મને ન મરવું ગમે છૂટક ટૂંક હફતા વડે
મળે મરણ ગાય-ગોકળ સમું, ધીમું,–વાવરે
યદા કૃપણ સંપદા અસહ લોભથી–ના ગમે.

અનેક જન જીવતાં મરણ–ભાર માથે વહી
ભલે હલચલે જણાય જીવતાં, છતાં દીસતાં
મરેલ, શબ શાં અપંગ, જડ, પ્રેત દીદારમાં
અને મનસમાંય–ઓઢત ભલે ન કો ખાંપણ,
મસાણ તરફે જતાં ડગમગંત પંગુ સમાં.

ગણું મરણ માહરું જનમસિદ્ધ શું માગણું,
અબાધિત લખેલ તામ્રપતરે જિવાઈ સમું.
ન કાં વસૂલ એ કરું મનગમંત રીતે જ હું–
કરે કરજ લેણદાર ચૂકતું તકાદા વડે–?

ચહું જ ઉઘરાવવા મરણ એક હફતા વડે;
બિડાય ભવ-ચોપડો, કરજમાં ન કાંધાં ખપે.

ચુનીલાલ મડિયા

## અન્તઃસ્થિત વિશ્વાત્મા

મુજ આત્મના આશ્લેષમાં હું સકલ જગને ધારતો:
મુજમાં જ સ્વાતિ-સ્કન્દ કેરા તારલાઓ ઝળહળે.
જે કોઈ જીવિત આકૃતિ પ્રત્યે હું દૃષ્ટિ વાળતો
તેમાં લહું મારી જ કાયા અન્ય મુખને ધારતી.
જોતી મને જે સર્વ આંખો તે બધી મારી જ છે;
જે એક હૈયું સર્વ ઉરમાં ધબકતું તે છે મુજ.
મારા મહીં મદિરા સમું વ્હેતું જગતનું સૌખ્ય ને
એનાં હજારો દુઃખ મારી વેદનાઓ છે વળી.
ને તે છતાં એનાં બધાં યે કાર્ય મોજાં માત્ર છે
મારી સપાટી પર ઊઠી ચાલ્યાં જતાં; અંદર સદા
અસ્પર્શ્ય, નીરવ, કાલથી પર ને અજન્મા હું રહું:
સૌ વસ્તુઓ મુજ વિમલ દર્પણમાં ઊઠન્તી છાંય છે.
મુજ બૃહત વિશ્વાતીતતા જગ–ઘૂમરી નિજમાં ધરે;
એના મહીં છૂપેલ હું છું, જેમ મૌકિતક સાગરે.

શ્રી અરવિંદ : રજનીકાન્ત મોદી

## અંત એ કલિચક્રનો ?

યમુનાને તટે જન્મી, ખેલી, દુષ્ટ જનો દમી,
સ્થાપ્યાં સ્વ-ભૂમિથી ચ્યુત સ્વજનો અન્ય દેશમાં;
અને ભારતના યુદ્ધે નિ:શસ્ત્ર રહીને સ્વયં,
હસ્તિનાપુરમાં સ્થાપ્યો ધર્મ, ને ધર્મરાજને
લોકકલ્યાણનાં સૂત્રો સોંપી, પોતે પ્રભાસમાં
યથાકાળે પુણ્ય સિંધુતીરે સૌરાષ્ટ્રમાં શમ્યા
પારધીશર ઝીલીને ધર્મગોપ્તા નરોત્તમ.
અને આતુર ઊભેલો પ્રવર્ત્યો ત્યાં કલિયુગ.

જન્મી સૌરાષ્ટ્રના સિંધુતીરે, સ્વભૂમિભ્રષ્ટ સૌ
સ્વદેશીજનને સ્થાપ્યાં ગૌરવે પરદેશમાં;
દુષ્ટતા દુશ્ચરિતતા દમી સર્વત્ર, ભારતે
નિ:શસ્ત્ર યુદ્ધ જગવી, કરે ધારી સુ-દર્શન
ચક્ર શ્રીસ્મિત વર્ષતું, સ્થાપી હૃદયધર્મને
હસ્તિનાપુર - દિલ્હી-માં, ધર્મસંસ્થાપવા - મચ્યા
ઝીલી સ્વજનની ગોળી યમુનાતટ જે શમ્યા.
હજીયે આવશે ના કે અંત એ કલિચક્રનો?

ઉમાશંકર જોશી

'સમર્પણ' ]

## વિરહ :

તડકાથી તગતગતો દહાડો ઝૂરે
કે ઝૂરે અંધારે ઝગમગતી રાત
તારા વિનાની આખી દુનિયા ઝૂરે
કે ઝૂરે એકલી અજંપ ભરી જાત

અધવચ્ચે આગ મહીં શોષાતા ચાલ્યા
સૂકી વાદળીથી ઝરમરતાં નીર
સૂતેલા રસ્તાની પીઠ પરે અંકાઈ
બળબળતા તાપની લકીર
જંપેલા પંખીને ઝબકાવી કીધી તે
પાને પાને પ્રસરી ગઈ વાત

શેય નહીં વેગ એનો વધતો
છે થીર હજી વેળાના કાચબાના પાય,
ભણકારા ઘડી ઘડી વાગે
ને તો ય કોઈ આવે નહીં કે નહીં જાય;
મઝધારે રેતીનાં વહેણ અને
કાંઠાપે જળની વેળુની ઝીણી ભાત.

હરીન્દ્ર દવે

## વિદાય

કદી નહિ કહું, મને જ સ્મરણે સદા રાખજે,
અને નયન પંથનું અવર વિશ્વ તું ત્યાગજે;
પરંતુ ગગનાંગણે, અવનિમાં અને સિંધુમાં
મળે અધિક જે તને મુજ થકી, ઉરે થાપજે.

પરસ્પર કરી કથા રજનિ ને દિનો ગાળિયાં,
અનેક જગતો રચી સ્વપનમાં, વળી ભાંગિયાં;
કઠોર થઈને કદીક તુજ આંસુ જોયાં કર્યાં,
કદીક તુજ ગોદ શીશ ધરી હીબકાં મેં ભર્યાં.

મળે અધિક ઊજળા દિન અને મીઠી રાતડી,
જજે સકલ તો ભૂલી રજનિ ને દિનો આપણાં;
રચે સ્વપન ભવ્ય કો જગતનું બીજા સાથમાં,
ભલે વીસરજે પછી જગત આપણે જે ઘડયાં.

છતાં ય સ્મરણે ચડી વિપળ એક જો હું લઉં,
ઉદાર તવ ઉરની પ્રથમથી ક્ષમા તો ચહું.

પ્રહ્લાદ પારેખ



## ચિત્ર

કલાકારે
દીકરીનું ચિત્ર દોર્યું,
પણ ચાંદની રાત જેવી
એ તો
સરી ગઈ ફ્લકેથી.

એણે
દીકરાનાં ચિત્ર
દોરવા માંડયાં
પણ એ તો
ઉપવન બની ગયાં
ને એમાં
બુલબુલો ગાવા માંડયાં.

મિત્રો સહુ મીઠી ટકોર કરી રહ્યા:
'અમને તો કોઈને
આમાં કાંઈ સમજાતું નથી.'

એમને સમજાતું નહોતું
એટલે એણે તો
પોતાનું જ ચિત્ર દોરવાનું નક્કી કર્યું'

ને ચિત્ર જીવન જેટલું જ
સાચકલું બની ગયું...
ને સહુ બોલી ઊઠયા:
'આ તો અમે જ!'

લિયોનિદ માર્તિનોફ઼ : જયંત પારેખ

## ઘઉંમાં ચઢયાં કાંઇ ધનેરું

ગલીએ ગલી ટેલ દેતો મેં સાંભળ્યો એક વેરાગી:
ફરતાં રે', તો ઘોડલો ભલો; ભાખર જાય ન દાઝી.
મોસમ મોંઘી વરસે ત્યારે જોતીએ રે જોઠ ધોરી,
સાલની ફસલ લઈને ફાગણ ખેલીએ રે મસ હોરી,

જવાન!

ઘઉંમાં ચડયાં કાંઈ ધનેરું, ધનમાં ચડયાં એરુ;
અવળો ચાલે કાળ તો, જડે કયાંય ન ગોત્યો ગેરુ.
ઊમડથી 'લ્યા ઊપાણી લેવું, સહુને કરી સાફ,
ગાફેલ જાય લૂંટાઈ, ન ભાયગ કરતું કદીય માફ.
રાજવી તો હોય મેહુલા જેવો, આભથી અમી ઢાળે,
તરડયાં તળાવ છલકે, નદી માય ન બંધી પાળે,
વાડ ભલી પણ ચીભડાં ગળી જાય તો એ ખાધ મોટી,
પેટનો ખાડો પૂરવા રે' નહિ કાંઈ, ન રે' લંગોટી,
જવાન! ઘઉંમાં૦

ઊમડથી 'લ્યા ઊપાણી લેવું, સહુને કરી સાફ,
ગાફેલ જાય લૂંટાઈ, ન ભાયગ કરતું કદીય માફ.
ફરતો ભલો સૂરજ તપન, ફરતો શીતલ ચાંદ,
નવલે તે અંકોર લીલું વન, ખરતાં પીળાં પાંદ.
ઘર ભલું જે ઊઘડયું રહે, ફરતી રે' તે કેડી,
આપણા હાથે આપણા આ જંતરને રે'વું છેડી.
જવાન! ઘઉંમાં ૦

ઊમડથી 'લ્યા ઊપાણી લેવું, સહને કરી સાફ.
ગાફેલ જાય લૂંટાઈ ન ભાયગ કરતું કદીય માફ.

રાજેન્દ્ર શાહ

# ગુજરાતી કવિતા : છંદ-રચનામાં નાવિન્ય : રમેશ જાની

જમાનેજમાને કાવ્ય પોતાનું બાહ્ય રૂપ બદલે છે. બાહ્ય રૂપ તે છંદ-અલંકાર આદિ. ગાંધીયુગ પહેલાના જમાનામાં છંદનું વધારે જડ અને સ્થિતિચુસ્ત સ્વરૂપ ત્રીશીના કવિઓએ વધારે પ્રવાહી અને સ્થિતિસ્થાપક બનાવ્યું. એમ તો કાન્તે 'ખંડ શિખરિણી'નો પ્રયોગ કર્યો. મરાઠીના 'અંજની ગીત'ને પોતાનાં કેટલાંક અત્યંત સુંદર કાવ્યોનું વાહન બનાવ્યું. 'વિપ્રયોગ' જેવાં કાવ્યો દ્વારા એમણે આ મરાઠી છંદને આપણો બનાવી દીધો. 'વત્સલનાં નયનો'નો ગેરો કરુણ ઝીલવા માટે એમને અંજનીનો ઢાળ જ ઉપયુક્ત જણાયો. ત્યાર પછી તો કલાપી આદિ કવિઓએ પણ એનું અનુકરણ કર્યું હતું—આજે જાપાનના 'હાયકુ'ને પણ આપણે જોરશોરથી અપનાવી લીધો છે તેમ! આ સૌની પાછળ તો એક જ આશય હોય છે અને તે એ કે લય અને છંદ ભાવને અનુકૂલ હોવા જોઈએ. પોતાના ઉદ્દિષ્ટને યોગ્ય છંદ પ્રાપ્ત કરવો એ પણ કવિનું એક પ્રધાનકર્મ છે ને! કાન્તનાં ખંડ-કાવ્યોમાં જે વૃત્તવૈવિધ્ય છે તેની પાછળ કાવ્યકૃતિમાં માત્ર નવીનતા આણવાનો જ ઉદ્દેશ નથી; આરંભમાં કદાચ એવું હોય, પણ પાછળથી તો કવિએ સભાનપણે ભાવાનુકૂલ છંદ-વૈવિધ્ય દાખલ કરેલું. એમ તો આપણને નર્મદ-દલપતનાં કેટલાંક કાવ્યોમાં યે જુદાંજુદાં વૃત્તોનો ઉપયોગ થયેલો જણાય છે. પરંતુ કાન્તે ભાવના આરોહ-અવરોહ પ્રમાણે વૃત્તવૈવિધ્યના જે સમુચિત અને સભાન પ્રયોગો કર્યા હતા તેવા એમના નથી.

કવિ માત્રને — અલબત્ત, સાચા કવિને — માટે પોતે કયા છંદમાં કે ઢાળમાં પોતાનું દર્શન પ્રકટ કરવું એ ઘણીવાર મહત્ત્વનો પ્રશ્ન બની જાય છે. હા, પોતાનાં ભાવ, ઊર્મિ કે પોતાનું દર્શન કેટલી યે વાર પોતાનો લય કે છંદ લઈને શબ્દદેહે જ તે પ્રગટતો હોય છે. પણ તે છતાં કવિકૌશલની પણ સભાન રીતે જરૂર પડતી હોય છે; એટલે તો એ છંદરચનામાં વારંવાર નાવિન્ય આણે છે, નવાનવા ફેરફારો કરે છે, મૂળને પુરસ્કારે કે તિરસ્કારે છે અને પોતાની આગવી છાપ સાથે એને પ્રકટ કરે છે. એમાં એ ક્યારેક સફળ પણ થાય છે, તો ઘણીવાર નિષ્ફળ પણ જાય છે. ઠેઠ નર્મદના જમાનાથી તે પંડિતયુગના સાક્ષરો સુધી આપણે ત્યાં અંગ્રેજી એપિક અને પદ્યનાટકમાં વપરાતા "બ્લેન્ક વર્સ" અને "ફ્રી વર્સ'ના પ્રયોગો થયા કરતા અને તદ્વિષયક ચર્ચાઓ પણ ચાલ્યા કરતી.

આપણને એમાં પણ પેલું કવિકર્મ જ જોવા મળતું હોય છે — પછી ભલે એમાં એમને કોઈ ઉલ્લેખનીય સફળતા ન મળી હોય! પરંતુ, મનહર વનવેલી કે કટાવ જેવા માત્રામેળ છંદોની સ્થિતિસ્થાપકતાનો ખ્યાલ તો મોડોમોડો યે આજે તો આપણને આવી જ ગયો. કવિશ્રી ન્હાનાલાલ શોધવા ગયા મહાછંદ, પણ નાંગર્યા જઈને ડોલનશૈલીના શબ્દમંડળમાં! એમાં નથી અક્ષરમેળ છંદ કે નથી માત્રામેળ છંદ, પણ કવિના અંગર્ગત ભાવનું ડોલન છે. એ ભાવ કે ઊર્મિનો આ આંતરિક લય એ જ એનું નિયામક તત્ત્વ છે. શોકાકુલ હૈયાની ગૂઢ

અનુભૂતિનો લય ન્હાનાલાલ પોતાના 'શ્રાવણી અમાસ' નામના કાવ્યમાં આ રીતે મૂર્ત કરે છે:

તમરાજની સંશયભૂમિકા જેવી
શોકરાત્રિની સીમ ઉપર હું ઊભો હતો.

આ આખું યે કાવ્ય ન્હાનાલાલ જેવા સિદ્ધહસ્ત કવિ વડે કોઈ છંદમાં કંડારાઈ શકાયું હોત! પરંતુ, એમાં સાદ્યંત વહેતા ઘેરા કરુણ અને છેલ્લેછેલ્લે એમાંથી જાગતી સાંત્વના માટે એમને ડોલનશૈલી જ સુયોગ્ય વાહન જણાયેલું! ન્હાનાલાલનો ડોલનશૈલીનો પ્રયોગ પછી તો ઘણા યે કવિયશઃપ્રાર્થિઓએ કરેલો, પણ એમાં એ સૌ ધારી સફળતા પ્રાપ્ત ન કરી શકયા. ખુદ કવિ પોતે પણ ડોલનશૈલી પાસેથી કેટલી યે વાર ધાર્યું કામ લઈ શકેલા નહિ! પરંતુ, ગુજરાતી કવિતાના ઇતિહાસમાં કવિના આ સમર્થ પ્રયોગનું મૂલ્ય આજના અછાંદસ કાવ્યના પ્રયોગોની દૃષ્ટિએ તો સવિશેષ વધી જાય છે.

છંદ કવિતાના વહન માત્રેનું સાધન છે; પરંતુ, એ બીબાઢાળ ચોકઠું પણ છે. પ્રત્યેક અક્ષરનાં નિશ્ચિત સ્વરૂપ અને સ્થાન, નિશ્ચિત યતિસ્થાન, પઠનની નિશ્ચિત લઢણ, ચરણના અંતની સાથે વાકયનો અંત અને બે કે ચાર પંકિતની કડી કે શ્લોક – આવા જડબેસલાક ચોકઠામાંથી નીસરવા ત્રીશીના કવિઓએ યતિભંગ, પંકિતનું ખંડન, પ્રવાહિતા વગેરે ઉપાયો યોજ્યા. પરંતુ એથી ધારી મોકળાશ તો કયાંથી જ મળે? એ કરતાં તો ગીત કે માત્રામેળ છંદમાંયે કવિતા કંઈક વધારે સ્વતંત્ર રીતે, મુકત મને, હરીફરી શકે! પ્રવાહી છંદરચનાએ સંસ્કૃત-વૃત્ત રચનામાં, યતિભંગ વગેરેની સહાયથી, ત્રીશીની કવિપ્રતિભાને ચિંતનપ્રધાન કાવ્યકૃતિઓના નિર્માણ કાજે પ્રમાણમાં ઘણી સવલત કરી આપેલી, અને માત્રામેળ અને ગીતરચનાઓ – ઉમાશંકર, સુન્દરમ્, પ્રહ્લાદ પારેખની એવી સુંદર કૃતિઓ મળતી હોવા છતાં – લગભગ ભુલાઈ જ ગયેલી. ચિંતનનો તો જાણે આફરો ચઢયો હોય એવું પણ કેટલીકવાર તો આપણને એમાં જણાતું.

એના પ્રત્યાઘાતરૂપે ફરીવાર આપણને ગીત અને માત્રામેળ છંદોમાં રચાયેલાં કાવ્યો પાછાં મળ્યાં ત્રીશીના છંદપ્રયોગો દ્વારા. અલબત્ત, આપણને સૉનેટ અનેક પાસાંઓથી અને અનેક દૃષ્ટિબિંદુઓથી ખેડાયેલું જોવા મળ્યું. પેલી પોચટતા ચાલી ગઈ. બળવંતરાયની કઠોર અને ખડબચડી છંદરચનાઓની સાથેસાથે મુલાયમતાનો અતિરેક પણ જતો રહ્યો. ચિંતનસભર ઊર્મિકાવ્યો અને ઊર્મિસભર ચિન્તનકાવ્યો પણ મળ્યાં. એ સૌ આ ગાંધીયુગની ફલશ્રુતિ છે. પરંતુ, એની ચિન્તનાત્મકતાનો અતિરેક પણ લગભગ નિબંધની કોટિ સુધી—સુદીર્ઘ નિબંધની કોટિ સુધી – પહોંચી જતી પદ્યરચનાઓ દ્વારા યે થયો જ થયો! સ્વાતંત્ર્યોત્તર કાળમાં ગેય-રચનાઓ સારા પ્રમાણમાં રચાવા માંડી. પણ, એની પાછળ આખા ગાંધીયુગના ચિન્તનાત્મક કાવ્યની ભૂમિકા યે હતી. એટલે ગીતોમાં પણ ચિન્તનની સરવાણી ચાલુ રહી. કાવ્યમાં ચિન્તનનું તત્ત્વ આમ આપણે ત્યાં ગાંધીયુગને પ્રતાપે સ્થિર થઈ ગયું, પણ, એના અતિરેકનો છંદ ઊડી ગયો. પછી તો માત્રામેળ નવેસરથી પ્રયોજાવા માંડયા.

નરસિંહ મહેતાના ઝૂલણા છંદને કાન્તે 'સાગર અને શશી'માં પ્રયોજ્યો હતો જ, મરાઠી 'શંકરાભરણ'ની છાયામાં; તો હરીન્દ્ર દવેએ 'હે ધરા!'માં એને ઉર્દૂશાઈ ગઝલની છટા બક્ષી દીધી:

હું તને પ્રેમ કરતો રહ્યો, હે ધરા!
રોજ બોલાવતું રહી ગયું આ ગગન.

ત્રીશીના એક જાણીતા કવિ શ્રી 'પતીલે' તો, 'શાર્દૂલવિક્રીડિત'માં, ગઝલની બધી યે છટાઓ, રદીફ઼–કાફ઼ીઆ સમેત, એમના કાવ્ય 'સદ્ભાવના'માં પ્રકટાવી હતી. સાંભળો:

ના મારે તુજ ભેટ, બક્ષીસ ન વા તારી કૃપા જોઈએ,
છું એવો નહિ રંક કે અવરની મારે દયા જોઈએ!
આવ્યો છું લઈ નગ્દ, હાથ કરવા સોદો મને ભાવતો,
થા મારી, જન આ નિખાલસ તણી જો ચાહના જોઈએ!

આમ, છંદનાવિન્ય એટલે માત્ર સર્વાંશે કોઈ નવા જ છંદની રચના નહિ; પરંતુ, ઉપલબ્ધ છંદ કે ઢાળને નવી જ રીતિએ કે નવી જ છટાઓ દ્વારા એની કાવ્યના વાહન તરીકેની અનેકાનેક અપ્રકટ શકયતાઓને બહાર આણવાનો પ્રયોગ એમ પણ કહી શકાય.

આપણાં મધ્યકાલીન ભજનો અને પદોના ઢાળોને સ્વાતંત્ર્યોત્તર ગુજરાતી કવિતાએ કેટલી બધી સાહજિકતાથી ફરીથી અપનાવી લીધા! બાલમુકુંદ, વેણીભાઈ, ઉશનસ્ કે પ્રિયકાન્ત કે રાજેન્દ્ર-નિરંજન જેવાઓએ આપણને કેટલીક સ્મરણીય કવિતા એ ઢાળો દ્વારા જ આપી છે. સ્વાતંત્ર્યોત્તર ગુજરાતી કાવ્યસાહિત્યનો આ તબક્કો એની ગેયરચનાની સમૃદ્ધિને લીધે લાંબા સમય સુધી ભુલાશે નહિ. પરંતુ, ગીતો ગાયનો બનવા લાગે ત્યારે એની સામે પણ પ્રતિભાવ જાગ્યા વિના કેમ રહે?

કવિતાનું એક કાર્ય બોલચાલની ભાષાની બને તેટલી વધુમાં વધુ નજીક જવાનું પણ છે અને સાથેસાથે ગદ્ય કરતાં જુદી એવી પોતાની કાવ્ય તરીકેની વિશેષતા જાળવી રાખવાનુંયે છે. એટલે જ આપણને વનવેલી, મનહર કે કટાવ જેવા છંદોના પ્રયોગો વધારે અનુકૂળ જણાવા માંડ્યા. રાજેન્દ્ર શાહના એવા છંદપ્રયોગો અત્યંત જાણીતા છે. ચોપાઈ, ઝૂલણા, હરિગીત, કટાવ, ગુલબંકી કે મનહર-ધનાક્ષરી જેવા છંદોના એકમ કે ઘટકનાં આવર્તનોથી રચાતી પરંપરિત છંદોરચનાઓનાં અત્યંત સુભગ પરિણામો આપણને જોવા મળ્યાં. ગદ્યની વધારેમાં વધારે નજીક જઈને, એની મુકત હવાને સાહજિકતાથી શ્વસી શકે એવી શકયતાઓ આ પ્રયોગો દ્વારા છતી થવા માંડી. 'શાન્ત કોલાહલ'માં રાજેન્દ્ર શાહના વનવેલીના પ્રયોગો કે ઉમાશંકરથી માંડીને તે લાભશંકર ઠાકર સુધીના કવિઓની કૃતિઓમાં આ પ્રયોગો દેખા દે છે. ઉમાશંકરની આ પંકિતઓ સાંભળો:

પુષ્પો સાથે વાત કરવાનો સમય રહ્યો નહિ.
પુષ્પો, પૃથ્વીના ભીતરની સ્વર્ગીલી ગર્વિલી ઉત્કંઠા ......

અને રાજેન્દ્રને પણ સાંભળી લઈએ:

કૉફીકપ કેરી આ વરાળ
લયની લલિત ગતિ જેમ કરી ઊર્ધ્વ મહીં આરોહણ
અંતરીક્ષ મહીં સદ્ય પામે તિરોધાન ...

નવાં દર્શન, નવાં ચિંતન, નવાં પ્રતીકો, નવા પ્રતિભાવો અને અભિગમથી કવિતાનું છંદસ્વરૂપ પણ બદલાય છે. છંદ નવી કાંતિ ધારણ કરે છે. 'છંદોલય'માં નિરંજને ગુલબંકીને 'ઝૂમાં' કે 'ઍક્વેરિયમ'માં કેવો બહેલાવ્યો છે! 'ઝૂ'માં (સિંહને જોઈને), કવિએ ગુલબંકી દ્વારા સિંહનું ચિત્ર, એની પૂર્ણ વન્યશકિત અને જોશ સાથે પ્રકટ કર્યું છે:

એ છલંગ, એ જ ન્હોર,
નેત્રમાં ય એ જ તેજ, એ જ તૉર,
એ ઝનૂન,
એ જ તીક્ષ્ણ દંત છે ચહંત એ જ ખૂન;
પૌરુષે પ્રપૂર્ણ એ જ રોમરોમ,
રે પરંતુ ચોગમે નથી વિશાળ વન્યભોમ ...

આવી પરંપરિત–ત્રિકલ, ચતુષ્કલ, પંચકલ આદિ પરંપરિત–રચનાઓનાં બીજાં ઘણાં ઉદાહરણો આપી શકાય.

પણ છંદનું આટલું મોકળું મેદાન પણ જ્યારે સાંકડું થતું લાગે ત્યારે કવિ અછાંદસ રચના આપે છે. એવા પ્રયોગોનું અહીં માત્ર એક જ ઉદાહરણ આપીને સંતોષાવું રહ્યું. શ્રી સુરેશ જોષી કૃત 'કવિનું વસિયતનામું'ની થોડીક પંકિતઓ સાંભળી લઈએ:

કદાચ હું કાલે નહીં હોઉં–
કાલે જો સૂરજ ઊગે તો કહેજો કે
મારી બિડાયેલી આંખમાં
એક આંસુ સૂકવવું બાકી છે ...

કવિતા – માત્ર પદ્યમાં જ જે લખાય તે નહિ, એવું તો છેક આપણા પ્રાચીનતમ કાવ્યશાસ્ત્રીઓ કહી જ ગયા છે: 'काव्यं गद्यं पद्यं च....!' કાવ્ય ગદ્ય પણ હોય અને પદ્ય પણ હોય.

આપણી કવિતા એ ઉભય દિશામાં પ્રયોગ કરીકરીને આગળ વધી રહી છે. કવિવર ટાગોરે પોતાની કવિતાને છંદના, લયના અને અલંકારોના માધુર્યથી મનભરીને લડાવી–ચગાવી હતી. પણ પાછલી વયમાં એમણે એના પરથી એ ભાર, જ્યાં વધારે થઈ ગયો હોય ત્યાંથી, ધીમેધીમે ઉતારવા માંડેલો. એમણે એ વાત પોતાના એક કાવ્યમાં યે કહી છે. સુરેશ દલાલનો એ કાવ્યનો અનુવાદ છેલ્લે આ વિષયના સંદર્ભમાં સાંભળતા જઈએ:

એક પછી એક, અળગા કીધા, સઘળા અલંકાર,
ગીત મારાંને શો હવે શણગાર? – શો અહંકાર?

આપણી ભાષાના છંદોલયના ઉત્તમ પ્રયોગોમાં, એના નાવિન્યમાં, સાચી કવિતાને પ્રાપ્ત કરવાનો હંમેશાં આ જ અભિગમ રહ્યો છે.

(આકાશવાણી, મુંબઈના સૌજન્યથી)

## સ્વસ્થ તાજા અવાજ

એ ઊઠે કે ઘર મુજ ઊઠે જે સૂતું એ સુવાથી,
એને ઊઠયે દિવસ ઊગતો સ્વચ્છ તાજી હવાથી,

જાગે ચલ્લી-નીડ ઘર વિશે, પીપળે પર્ણ સાજ,
જાગે જ્યાં એ મુજ ઘર વિશે સ્વસ્થ તાજો અવાજ;

માએ વેર્યું ચણ ચબૂતરે ચાંચમાં લેઈ ચૂગી.
(જે ચંચૂઓ ચણ પર ક્ષણાર્ધે રહેલી ન મૂગી)
એ પાંખોની હલચલ હવે શબ્દની છોળ-સેર
મારા માંદા ઘરથી નીકળી ઊડી ગૈ આભ મેર;

સાંજે જ્યારે ઘર ભણી વળે લોહીનો એ ઉછાળ
લાવે ઠાંસી દફ્તર ભરી ઘેર આખી નિશાળ,
ત્યાં ગાયેલાં ગીત અહીં હવે ઊછળે ગેહ પાત્ર,
મારા થાક્યા ઘરની છતને ઊંચકે;—એક માત્ર
મારા સૂના ગ્રહની વસતિ, સ્વસ્થ તાજા અવાજ,
તાજા ટહુકા, વિહગ—પરીના ગોઠિયાનો સમાજ.

ઉશનસ્

## સવાર

ગુલાબી રજાઈમાં ગોટપોટ
સવાર સળવળે
નદી જલમાં સુરખીના સળ પડે!
ટૂંટિયું વાળી પડયા અંધારાના અંગે
ટચ્ચ ટાચકો ફૂટે
માળામાં પાંખો ફડફડે!
ભીનો ભીનો તેજ-ટહુકો
આભ કંઠથી નીચે દડે!
સાવરનું મુખ બહાર નીકળે
અંધકારના કેશ રેશમી
ફરફર ફરફર
અવળ-સવળ વાયુમાં ઊડે!
રકતાંચાલની ફડકે લો,
આ તારાનો ટમટમતો છેલ્લો દીવો
હોલવાય
ને સવાર ધીમે
ઊભી ટેકરીઓ ચડે!

જયંત પાઠક

## તમે ટહુક્યાં ને....

તમે ટહુક્યાં ને આભ મને ઓછું પડ્યું ...
ટહુકારે એક એક ફૂટી પાંખો ને હવે
આખું ગગન મારું ઝોલે ચડ્યું...
લીલી તે કુંજમાંથી આવ્યા બે બોલ
જેમ ઊજળી કો' સારસની જોડ,
પાંખનો હેલાર લઈ પાંપણિયે, ઉર મારું
વાંસળીને જોડ માંડે હોઠ.
તરસ્યાં હરણાંની તમે પરખી આરત
ગીત છોડ્યું કે કુંજમાંથી ઝરણું દડ્યું ...

મોરનાં તે પીંછામાં વગડાની આંખ લઈ
નીરખ્યું નીરખ્યું ન કોઈ ક્યાંય,
એવી વનરાઈ હવે ફાલી
સોનલ ક્યાંય તડકાની લ્હાય નહીં ઝાંય.

રમતીલી લ્હેરખીને મારગ ન ક્યાં...ય
વન આખું યે લીલેરા બોલે મઢ્યું...

ભીખુભાઈ કપોડિયા

## મોગરાનું ફૂલ

ક્યારા મહીં
સાંજે ખરેલા મોગરાના ફૂલને ફંફોસવા
રાતભર ડ્હોળ્યા કર્યો મેં તારલાના અબ્ધિને.
વ્હેલી સવારે
બાગમાં બેબાકળી મારી નજર સોર્યા કરે –
ત્યાં એક નાજુક ડાળ કાંટાળી ઉપર
મોગરાનું ફૂલ એનું એ જ
રંગ રાતો ઓઢીને મલક્યા કરે!

જગદીશ ત્રિવેદી

## ગઝલ

જંગલ કૂદી કૂદીને હરણ થાય છે પસાર
કાંઠાની ભીડમાંથી ઝરણ થાય છે પસાર

ક્યાંથી મળી બપોરના તડકાને તાજગી-
લઈ તારા શ્વાસો વાતાવરણ થાય છે પસાર

મારી નજર તમારી ખબર પૂછે એમને
જંગલ, ખીણો, તળાવ ને રણ થાય છે પસાર

સૂડાનું વૃન્દ થઈને ટહૂકતા'તા અહીંતહીં
વનના એ લીલા છાંયડા પણ થાય છે પસાર

ખાલી ટકોરો પણ ન થયો બંધ દ્વાર પર
નહીં તો અહીં ઘણા ય ચરણ થાય છે પસાર

ચરણ મારાં તારા ભણી હોય છે
હું ચાલું ત્યાં ભીંતો ચણી હોય છે

બની જાઉં છું લોહીલુહાણ હું-
સ્મૃતિને ય કેવી અણી હોય છે

નજર એટલે ક્ષણમાં થાકી પડે
કે સદીઓની સદીઓ ખણી હોય છે

મૂઠીમાં જ રાખીને ફરીએ છતાં-
ક્ષણો કેટલી આપણી હોય છે

મકાનોમાં કેવળ બુલંદી નહીં
તમે શકયતા પણ ચણી હોય છે

સૂરજ આપણા સૌ ઉપર ઝળહળે
બધા સર્પ માથે મણિ હોય છે?

રમેશ પારેખ

ક્ષણિકમાં રચતી ચિરની કથા

# કવિતા

વર્ષ ૨ : અંક ૩ : ફેબ્રુઆરી ૧૯૬૯
સળંગ અંક ૯ :

મુખપૃષ્ઠ સજાવટ | દિનેશ દલાલ

**સૂચનાઓ :**

વરસમાં છ અંકો દર બે મહિને ઑકટોબર, ડિસેમ્બર, ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન અને ઑગસ્ટમાં વીસમી તારીખે પ્રકટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

**લવાજમ :**

દેશમાં રૂપિયા છ
પરદેશમાં રૂપિયા આઠ
ત્રૈવાર્ષિક રૂપિયા ૧૬
છૂટક નકલનો રૂપિયો એક
વરસથી ઓછું લવાજમ સ્વીકારવામાં આવશે નહિ.

**પત્રવ્યવહારનું સરનામું :**
જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧.

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક: ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, કોટ, મુંબઈ–૧.

## કાળને : (શ્રી ચુનીલાલ મડિયાના મૃત્યુદિને)

આ શું કીધું? જીવનજળને આમ શું ડ્હોળી નાખ્યું?
આ શું કીધું? ઉર ભરી જતું હાસ્ય શું ચોળી નાખ્યું?
પર્દો કેરો અમલ ચઢિયો ને અમે સૌ નિરાંતે
બેઠા'તા આ જગત વીસરી રંગભૂમિ-અટારી.
લીલા કેવી! નયન પલળે ને ઘડીમાં હસાવે
એવી વાર્તા. મનહર બધું તોય તે સાવ ખોટું.
તેથી તો કો નટ–નટી કદા મંચપે મૃત્યુ પામે
ભીનું હૈયુ તરત સમજી શોકથી મુક્ત થાતું.
કિંતુ જ્યારે નટજગતમાં તું અચિંત્યો ધસે 'ને
અર્ધા ખેલે પ્રિય જન સમો નાયકે દેહ પાડે,
ત્યારે થાતું મન મનવતી મ્હેફિલે ખાંપણો રે
જોવી ભાગ્યે અમ મનુજના જિંદગાનીય જુઠ્ઠી.
તું શું રૂંધે કલમજનની ચેતનાની ફુવારી!
તે તો ડામી જીવન પરની મુગ્ધ શ્રદ્ધા અમારી.

વાડીલાલ ડગલી

# તે રાતે ● જયન્ત પાઠક

તે રાતે —
વૃક્ષો એકબીજાને મળવા જતાં હતાં!
આંગણાની વેલ
વાડમાંથી સરકીને
બાજુના ઘરના ગુલાબ સાથે
વાતે વળગી હતી!
પપૈયાનું ઝાડ એના હાથ ફેલાવીને
કોઈને બોલાવી રહ્યું હતું!
મોગરાના છોડ પર
તારાઓ આવીને ગોઠવાઈ ગયા હતા.
વાયરાની ગલીપચીથી આંબાનાં પાન
ખડખડાટ હસી રહ્યાં હતાં.
હેઠા ઊતરીને ચાંદ
છાયાનાં છૂંદણાં ઉપર
આંગળીઓ ફેરવી ફેરવી
મલકાતો હતો.
તે રાતે
કવિ મોડે સુધી જાગતો હતો.

કેરોસીનના ખાલી ડબ્બાઓના બોદા અવાજો વચ્ચે સાંજ પડી ત્યારે હું જ મને ન દેખાયો. મારી આસપાસ ચકરાતા લોકસમુદાયની હાજરીએ જ કદાચ 'હું ગેરહાજર છું' એવો આભાસ રચી આપ્યો. હું ભીંસાવા લાગ્યો. ઢંકાવા લાગ્યો. અકળાવા લાગ્યો. નાસી છૂટવાની લાગણી થઈ આવી. પણ ક્યાં જાઉં? હું ક્યાંય જઈ શકતો નહીં; અને શિશુપાલના કંઠમાંથી છટકેલા અપમાનસમૂહો જેવી સભાનતા લઈને જવું પણ ક્યાં? છેવટે કંટાળીને મ્યુઝિયમના બાંકડા ઉપર ઝરમર ઝરમર બેસી ગયો. મ્યુઝિયમની દક્ષિણ બાજુએ ઘૂઘવતા સમુદ્રના અફાટ વિસ્તારને કલાકો સુધી જોયા કર્યો. કાંઈ સૂઝતું નહોતું. સમુદ્રમાં સાંજ ઊછળતી હતી, પરન્તુ સાંજના હોવાપણા વિષે મને શંકા હતી. આકાશના સોનેરી રંગો છેતરામણા લાગતા હતા. ભાવિનું વિકરાળ સ્વરૂપ ડરાવતું હતું. પરિસ્થિતિના ધુમ્મસ નીચે હું ઢંકાતો જતો હતો. મને માણસ હોવાની બીક લાગતી હતી. તેમ છતાં ય ઊંડેઊંડેથી એવી લાગણી થતી કે મારા ગામના લોકો સાંજના દીવા પ્રગટાવે તે પહેલાં તેમને કહી દઉં કે તમારાં મકાનોમાં રઝળતી સાંજ તો પેરિસની વેશ્યા જેવી છે. મારે તો પાઈનવૃક્ષોમાં સરકતી સાચુકલી સાંજ જોઈએ. તમારી માની લીધેલી સાંજોના છેતરામણા રંગોમાં મેં જ મારા 'હું' ને ખોઈ નાખ્યો છે. ઈચ્છાઓના રંગીન કાચમાંથી 'હું'ને નહીં પણ 'હુંઓ' ને જોઈ શકાય. શબ્દથી પ્રેરાયેલા મારા સાચુકલા 'હું' ને ઈચ્છાપ્રેરિત 'હુંઓ'ની અક્ષૌહિણી સેનાએ જયદ્રથ માની ઢાંકી દીધો છે. માટે હે નગરજનો! ઘરમાં દીવા પ્રગટાવશો નહીં. મંદિરોમાં ઝાલર વગાડશો નહીં. બનાવટી વાદળોમાંથી સૂર્ય ન નીકળે ત્યાં સુધી અંધકારમાં ભરાઈ રહેજો, કારણકે મારે તો પાઈનવૃક્ષોમાં સરકતી સાચુકલી સાંજ જોઈએ છે.

●

ટાવરમાં ડંકાઈ ગૈ સમી સાંજની વેળ
'હોવા'ની આ વારતા થઈને ઊભી કેળ.
છે. નથી.ની ખાણમાં માધવ નામે ગામ.
જીવતો રહેતો ખંતથી માણસ એનું નામ.
એક દિવસ એવું થયું કે ગામ પડ્યો દુકાળ
રઘવાયો થૈ હાંફતો ગાઈ ઊઠ્યો તત્કાળ
'મોહન! તોરી પ્રીતનો કિયો ન જાયે મોલ
આગે તો મૈં ક્યા કહું? કોઈ ન આવે તોલ.'

રોજ બિચારો ગાઈને જોયા કરતો વાટ
સાજન તો આવ્યા નહીં લોકનદીને ઘાટ.
દિવસો તો વહેતા ગયા ને રણમાં વરસી લૂ
માણસ-મીણનું પૂતળું થઈ ગયું ભે છૂ!
માણસ તો ફુગ્ગા મહીં સ્થિર થયેલી ફૂંક
ફુગ્ગો ફૂટતા વાયરે ભળી ગઈ થૈ મૂક.
ધુમ્મસ જેવી વારતા ને ધુમ્મસ જેવા લોક
આથી આગળ કૈં નથી આ સૂના ઘરને ચૉક.

●

દરિયાનાં ગીત નથી ગાવાં, દરિયો તો મારા સાજનની આંખજેયું ટીપું.
લયથી હું રેબઝેબ રેલાતી જાઉં,
મારા ખૂટે દિવસ નહીં રાત.
વાસણની જેમ પડયાં હાથમાંથી કામ
અને વિસરાતી ચાલી આ જાત!
હું તો રણમાં જોવાતી તારી વાટ રે સજન, તમે આવો તો કૈંક હવે દીપું.
દરિયાનાં ગીત નથી ગાવાં.
ફળિયામાં ઝૂલે છે ખાખરાની ડાળ, અને
ઓસરીમાં હોવાનો ભાર.
ઘરની શોભા તો મારા સાજનના બોલ,
હું તો કેડીનો રઝળુ શણગાર.
સાજનનાં પગલાંની ભાતને હું ઝીલવા, સળીઓના નીડ નહીં લીંપું.
દરિયાનાં ગીત નથી ગાવાં, દરિયો તો મારા સાજનની આંખજેયું ટીપું.

તારો સુનેરી રંગ જોઈ માન્યું કે સાંજ હવે રેલાતી જાય આસપાસમાં
મને કહેશો કે કોણ છે પ્રવાસમાં?

કોઈના તે મોકલ્યા રઝળ્યા કરીએ છીએ
ને કોઈએ ન અમને સમજાવ્યા.
સદીઓથી લંબાતો ચાલે પ્રવાસ, છતાં
લાગે નહીં કે ક્યાંક આવ્યા.
અરે આપી સભાનતાનું ઝેર, પછી આપણને વાવ્યા છે જીવતરના ચાસમાં
તારો સુનેરી રંગ જોઈ૦

તરણાંની ઓથ રહ્યા ડુંગર તૂટયા, ને હવે
ઝીલી ઝિલાય નહીં ઝીંક.
આંબાની ડાળીઓથી ઊતરતા અંધારે
માણસ હોવાની મને બીક!
અરે, આપણી તે વેદના પાણીને મૂલ, અને આપણી ગણતરી ઘાસમાં
તારો સુનેરી રંગ જોઈ૦

ડેલીની બહાર કોઈ પગલાં સંભળાય ને
ખાલી એકાંતોને જોઈએ.
દીધા કમાડ મારા વાયરાથી ઊઘડે ને
મધરાતે જાગીને રોઈએ.
અરે, કોઈકોઈવાર અમે સુંદર દેખાઈએ. બસ. સૂરજના પડતા પ્રકાશમાં
તારો સુનેરી રંગ જોઈ માન્યું કે સાંજ હવે રેલાતી જાય આસપાસમાં
મને કહેશો કે કોણ છે પ્રવાસમાં?

તારી પ્રતીક્ષામાં
સરી રહેલી રેતીએ
રણ રચી દીધું છે:
એનાં મૃગજળોના અગ્નિમાં
ઝંપલાવતા તરસ્યાં હરણોની વણઝાર
જોઈ શકાતી નથી:
રોકી શકાતી નથી.
રેતીને
ઘટિકામાં પાછી સમાવવા
થોડા કણો ઊંચકું છું
—અને સંભળાય છે કોઈકનો પરિહાસ.
લીલાં વનોની કુંજારમાં વીતાવેલા
દગ્ધ મધ્યાહ્ન જેવો અતીત
ચોરપગલે મારો પીછો કરે છે:
સત્યભામાના ઉદ્યાનમાં ખીલેલા
સ્વર્ગના પારિજાતની સુવાસનો સળગતો ધૂપ
મારાં અંગોને શેકે છે:
આંખો પર વાદળાં પાથરી દે છે.
ચોપાસ તો છે
રેતી...રેતી અને રેતી.
મારા અસ્તિત્વને અહીંથી ઉખેડી
બીજે રોપ્યું
અને રણ:
મારા સમયનો સંદર્ભ
ક્ષણથી તોડી શાશ્વતિ સાથે
બાંધી જોયો—
અને જોયું તો રણ.
મારા ભૂતકાળના પિંજરમાંથી
સ્મિતના પંખીને મુક્ત કરી
હોઠ પર બેસાડ્યું:
એ દાઝ્યું અને પરિચિત વાટેથી હૈયામાં ઊતર્યું.
અગ્નિમાં એ સમાઈ ગયું.
એની ભસ્મ ચોમેર ઊડે છે,
એ હુમા ન હતું.

કોઈ જાગંદા કોઈ વૈરાગી
કોઈ પ્રેમ–પ્રીત સુહાગી જી...

આપણું મધ્યકાલીન સાહિત્ય એટલે જ્ઞાન, ભકિત અને વૈરાગ્યનું ત્રિવેણીતીર્થ!

એમાં પ્રેમ-પ્રીતના ભોગી અને જ્ઞાન-વૈરાગ્યનાં જતિ જોગીની ભીડ મળી છે. એવાં સુહાગી સતીઆં જનની અમૃતવાણીમાં ઠેઠ વેદકાલથી ચાલતી આવેલી પરંપરાનું હીર રહેલું છે. આત્મા–પરમાત્માની ખોજમાં એનો પરમ પુરુષાર્થ રહેલો છે.

જીવને પહેલપ્રથમ તો આ બહુરૂપિણી માયાનટડીની દુર્દમ્ય સ્વપ્નલહેરોને શમાવવાનો કીમિયો હાથ કરવાનો છે. કોઈ જાગંદો, કોઈ સદા જાગ્રતા આત્મા જ એ રંગબેરંગી લહેરોને શમાવી નિજને સ્વ-સ્થ કરી શકે, અંતરના કપાટ ખોલીને સાચની ઝાંખી કરાવી શકે.

બાકી ભેખ તો ભાવર–ગૃહસ્થાશ્રમ–કરતાં યે ભૂંડા છે, જો એને જાળવવાનો જોગ ન આવડે તો. નિષ્કુલાનંદે તો આર્દ્ર ભાવે ગાયું જ હતું:

ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના.

...... અને આશ્ચર્યની અવધિ યે આ કેવી છે? ચૌદે બ્રહ્માંડમાં વ્યાપી રહેલા અને એ સૌથી યે દશાંગુલ અદકેરા ઊંચા આવડા મોટા પરમતત્ત્વની તણખલા સમ આ દેહની–માયાની–આડે કોઈને ઝાંખી યે થતી નથી. તરણા ઓથે આખો ને આખો ડુંગર ઢંકાઈ જાય એવી આ વાત છે ને! જીવ જ્યારે પોતે પોતાને જાણે, પોતાના નિજી સ્વરૂપને પિછાણે, ત્યારે આ અગમ સમસ્યાનો ઉકેલ આવે. જે 'છે' તે નથી અને 'નથી' તે છે એના ભેદનો ત્યારે જ પાર પમાય. માત્ર જ્ઞાની જ નહિ .પણ અનુભવી, કોઈ જોગી–જાગંદો, કોઈ જાણતલ એની ગમ પાડે ત્યારે ......

તો વળી, તલની ઓથે તેલ અને કાષ્ઠની ઓથે હુતાશનની જેમ નિગૂઢ રહેલા એ તત્ત્વને કોઈ પ્રીતઘેલાં વ્રજના પેલા કામણગારા સુંદરવરમાં નીરખે છે. પરોક્ષ પ્રત્યક્ષ થઈને એમને લાડ લડાવે છે; અને એમને તો એ કોઈ પણ વેશપહેરવેશમાં મોહનીભર્યો જ લાગે છે. પ્રેમની આંખને કશું યે વિરૂપ નથી, બધું જ સુંદર છે – સુંદરતમ છે. ગોપી વહાલભર્યાં વેણે કહે છે:

મ્હારા કહાનજી તમને
કામલડી તે કેવી સારી દીપે રે ...

– એનો વહાલોજી તો કામલડી ઓઢે તો યે દીપી ઊઠે! કહાનજીની કીકીમાં કામણ છે, તો એની આંખમાં પોતાનું સર્વકાંઈ ન્યોછાવર કરી દે એવા પરમ પ્રેમનું આંજણ છે. એવી આંખે સાક્ષાત્કારેલા એ વ્રજકિશોરનાં કંઈ કેટલાંયે મનહર અને મનભર લાડકડાં

ચિત્રો આપણને મળ્યાં જ કર્યાં છે. માથે મોરપિચ્છ, હાથમાં ગેડી ...... ! નરસિંહથી દયારામ સુધીનાં, અને વચમાં અલપઝલપ ઝબકી જતા આ રામકૃષ્ણ જેવા, અનેકોએ આ રીતે શ્રીકૃષ્ણને આપણી આગળ મૂર્ત કર્યા છે.

દાસીપણાની, ભાવભકિતની એ જાગીરની, ખુમારી યે કંઈ જેવીતેવી નથી! માધવને પોતાને ઘેર ભાવતાં ભોજન કરાવતી ગોપીના ઉમળકાને છલકાવતાં 'થાળ'નાં અનેક પદો આપણને મળ્યાં છે. કેટલાંક તો પોણોસો-સો પંકિતઓમાં વિસ્તરતાં પકવાનોની યાદી જેવાં છે.

અહીં એક અજાણ ખેડુકવિ અધિકારપૂર્વક મ્હાવાને–માધવને–પોતાને ઘેર 'ખાવા' બોલાવે છે–મેવામીઠાઈની લાલચ આપ્યા વિના, બાજરીનાં બેચાર ઢેબરાંની જોગવાઈ પર! હા, ઢેબરાં છે મઝાનાં–તાતા તેલે તળેલાં. સાથે બીજું યે પોતાનો હાથ પહોંચે એવું થોડુંક છે. તલ છે, પાપડ છે, કોચલી છે ...... અને વધારામાં દહીંનું દડબું યે છે. એટલુંયે જો ઓછું પડે તો ઓ–રહી પેલી વેલ! એને કાળંગડાં બાઝયાં છે. જોઈએ તો એય મળી રહેશે...

ખેડુજીવનનો આખો યે 'મહિમા' અહીં આ ભગવાનદાસના ભાઈએ હાથ જોડીને એના પ્રભુને જણાવી દીધો છે. હવે એને આવવું હોય તો આવે! પણ એને શ્રદ્ધા છે કે એ આવશે જ. એ શ્રદ્ધાની ખુમારીથી, એ ભોળુડા ભાવથી, તો એણે આ વાત કહી છે– પોતાની ભાષામાં, પોતાની કહેવાની ઢબ-છબ અને લહેકામાં!

એવાં થોડાંક જાણ્યાં-અજાણ્યાં રાગી-વૈરાગી અને જતિયાંજોગીની, એવાં સુહાગી સતીઆં જનની વાણી અહીં રજૂ કરી છે.

ભેખ તો ભાવર* થકી ભૂંડા રે,
મેલા અંતરમાં ઊંડા! – ભેખ તો૦

ટકો પૈસો ટ્હેલ ગામ ગામ નાખે, વળી ખેતર ખેતર ડૂંડાં;
જેની વાંસે ધાય તેનો કેડો ન મેલે, જેમ કટકના લૂંડાં રે! ભેખ તો૦

ત્રાંબિયા સારુ ત્રાગું કરે ને વળી, કામ–ક્રોધના ઊંડા;
ધન ધૂતવા દેશ દેશમાં ફરે, જેમ મલકમાં મૂંડા રે! – ભેખ તો૦

ગામ બધાની ચાકરી કરે ને, ઘેર રાખે અગન–કૂંડાં;
ભોજો ભગત કહે કર્મની કોટી, પાપ તણા ઝૂડા રે!–ભેખ તો૦

–ભોજો

* ગૃહસ્થાશ્રમ

તરણા ઓથે ડુંગર રે ડુંગર કોઈ દેખે નહિ;
અજા-જૂથ માંહે રે, સમરથ ગાજે સહિ!

સિંહ અજામાં કરે ગર્જના, કસ્તુરી મૃગ રંજન;
તલને ઓથે જેમ તેલ રહ્યું છે, કાષ્ઠમાં હુતાશન;
દધિ ઓથે ઘૃત જ રે, વસ્તુ એમ છૂપી રહી! – તરણા૦

કોને કહું ને કોણ સાંભળે, અગમ ખેલ અપાર;
અગમ કેરી ગમ નહીં રે, વાણિ ન પહોંચે વિસ્તાર;
એક દેશ એવો રે, બુદ્ધ થાકી રહે તહીં: – તરણા૦

મનપવનની ગતિ ન પહોંચે, છે અવિનાશી અખંડ;
રહ્યો સચરાચર ભર્યો બ્રહ્મપૂરણ, જેણે રચ્યાં બ્રહ્માંડ;
ઠામ નહીં ઠાલો રે, એક અણુ માત્ર કહીં! – તરણા૦

સદ્‌ગુરુ કૃપા કરી ત્યારે, આપ થયા રે પરકાસ;
થાં થાં દોડી સાધન સાધે, પોતે પોતાની પાસ;
દાસ ધીરો કહે છે રે જ્યાં જોઉં ત્યાં તુંહી તુંહી! – તરણા૦ ● ધીરો



મારે ઘેરે આવજો, મ્હાવા,*
ભાવે તો ઢેબરું ખાવા! – મારે ઘેર૦

બાજરીનાં બે ઢેબરાં કીધાં, તળિયાં તાતે તેલ;
તલ પાપડ ને કોચલી માંહીં, દહીંનું દડબું મેલ! – મારે ઘેર૦

મારા ખેતરમાં લોંબડી પાકી આવી કુમતડેલ;
કાળંગડીનું શાક ખાઓ તો, ઓ દીસે વેલ, – મારે ઘેર૦

બાજરીનાં બે ઢેબરાં કીધાં ઘીએ મેલ્યાં વાહી;
કર જોડીને કહે કુબેરો, ભગવાદાસનો ભાઈ! – મારે ઘેર૦ ● કુબેર

*માધવ

મ્હારા કહાનજી તમને કામલડી તે કેવી સારી દીપે રે,
મોરપિચ્છ ને મુંજળા ગેડીઓ, માનુનીનાં મન હીસે રે! – મ્હારા૦

પરમ પનોતા પાતળીઆ તમો જે પહેરો તે ગોઠે રે,
ચાલ તણી ચતુરાઈ જોતાં લક્ષ્મી ચરણે લોટે રે! – મ્હારા૦

અણીઆળીથી આંખડલી ને જોગ – ભોગનું જામણ રે,
રામકૃષ્ણ ● રામકૃષ્ણ - પ્રભુ રસભર્યા, કાંઈ કીકીમાંહે કામણ રે! – મ્હારાં૦

કોઈ જાગંદા* સ્વપ્નેકી લેહેર સમાવ રે!
હો રે, કોઈ જાગંદા! સ્વપ્નેકી લેહેર સમાવ રે.

એક દિન જાગા ક્યા ભયા રે, સ્વપ્ન – ઘેન મદમાતી;
જેસા બીજકા ચંદા પ્રગટયા, ફીર અંધારી રાતી રે! – કોઈ૦

સમજયા નહીં સદ્‌ગુરુકી સમશ્યા નીરખ્યા નહીં નીરાટા;
ખોજ ખબર દિલ ખોજયા નહીં રે, ઊઘડયા નહીં કપાટા? – કોઈ૦

ગાવે બજાવે કરે કલોલા, હરદે ન પડયા છેદા;
જેસા પથ્થર પાણીમાં રે, કદી ન ભીતર ભેદા રે! – કોઈ૦

મારગ બંકા કર લે ડંકા, નહીં કાયરકા કામા;
સત્‌શબ્દ સત્‌ગુરુકા ગ્રહી લો, દેખ તપાસી નામા રે! – કોઈ૦

કહે રવિદાસ સત ભાણ પ્રતાપે, સમજ સમજ મન મેરા;
**રવિદાસ** ● શું સૂતો ચોરાશીમાં રે; અફલ ફેરેગા ફેરા રે! – કોઈ૦

---

* સદાજાગ્રત આત્મા

## તમે સૂઈ જાઓ બાપુ, હું જાગું છું! • યશવંત ત્રિવેદી

તમે સૂઈ જાઓ બાપુ,
હું જાગું છું.
રાજઘાટને પથ્થર પથ્થર ખીલી જાઓ કપાસનાં પીળાં ફૂલ
હું આજે ઇતિહાસ લખવા બેઠો છું:
હું જાગું છું
ત્યાં બિરલાભવનના ટોળામાં
હજીયે ધુમ્મસના ચહેરા ઓઢી ઊભા છે કેટલાક.
અમારાં આંસુપેલાં મોં આગળ ક્લોરોફોર્મની શીશી લઈને ગિરદીમાં ચાલી રહ્યા છે કેટલાક:
યુદ્ધ છેડાઈ પડશે ત્યારે
તમે દીવાલે ટીંગાડેલા ચિત્રના બુદ્ધને ખભેથી
પેલું ભોળું ગિદરડું મારે ખભે ઊંચકીને
હું રાજઘાટની રાખમાંથી ઊઠીને ચાલી નીકળીશ, બાપુ!
ઇતિહાસનાં પૃષ્ઠોનાં બંધિયાર પાણીમાં લીલ બાઝી જશે તો
તમને દંતકથાના રાજમહેલમાં લઈ જઈશ, બાપુ!
પછી નાતાલની મીણબત્તીઓ પેટાવી
દુનિયાનાં તમામ ભૂલકાંઓ
સાંતાક્લોઝને ચિઠ્ઠી લખી સૂઈ જશે:
દાદા,
નવા વરસની ભેટ:
ગાંધીના બે હોઠની ધરતી પર ઊગી નીકળેલાં રંગધનુષ્યો
સંતાડી જજો અમારા રોઝમેરીને પાંદડે પાંદડે.
માની આંગળી ઝાલી ટાબરિયાઓ
કિનારાની રેતીમાં –
સોનપંખીનાં પીંછાં જેવા ફરફરતા તડકાના ખેતરમાં –
પાણીની નહેરો કાઢતા હશે ત્યારે
હું રોજ ફૂલોભરી તારી પ્રેમનૌકા લઈ આવીશ શહેરને ઘાટેઘાટ.
હવે આંખોમાં બેસી રહો ચૂપચાપ, અષાઢનાં વાદળાંઓ!
ગાંધી સૂઈ ગયા છે.

## દરિયો • સુરેશ દલાલ

સાંજ પછી
દરિયો જંપી ગયો
પાળેલાં પારેવાંની જેમ.

મધરાતે દરિયાની આંખ ખૂલી ગઈ
અને એ આખી રાત
બે કાંઠા વચ્ચે
પાંજરામાં પુરાયલા સિંહની જેમ
ઘૂઘવતો રહ્યો.

સવાર પડે એ પહેલાં
રેતીને જોઈ જાણે રૂસણાઈ પડ્યો.

સૂર્યકિરણનું સ્મિત લઈને જાગેલો દરિયો
ભરબપ્પોરે
મધરાતની વ્યથાની સ્મૃતિમાં
ઊના વાયરાની ઓથે સૂસવતો રહ્યો.

## સવાર – સાંજ • જ્યોતિષ જાની

આજ સવારે પારિજાતની છાંયમાં
તારી સુગંધ મેં માણી
ને નગરની ભીડમાં ફૂટ્યું ગુલમો'ર !

સાંજરે આવ્યો ત્યારે
ચહેરા ઉપર શીમળાના ફૂલના
ઉઝરડા ...

લોકો ઠીક જ કહેતા હશે
'આજે વસંત છે'

## વેદના • મનહર ચરાડવા

ઉજાગરે વેડેલી આંખે હરિયાળી સૌ, જાય ઢળી;
કિરણ કિરણના દાવાનળમાં સળગે મારી કળી કળી !

દૂર – સુદૂરે ગંધ વગરની ખેપટ ઠાલી ખડખડતી !
ટેકરિયું વાગે પાંપણમાં, લોચનમાં લાવા – ભરતી !

કંઠે વીંટી ફોરમ રોતી હાર વિહંગોની ઊડી;
અજગરના ભરડાના વ્હેણે ગળા લગી સૌ૨૨, બૂડી !

ખરી ગયેલી ક્ષણનાં સૂકાં પરણ પરણ ચરણો ઢાંકે;
શમણાંના ફેલા'તા રણમાં હરણ હરણ વીલાં થાકે !

એકમાર્ગી આપણા કોન્ક્રીટના રસ્તા ઉપર
આપણે કંઈ ઘાસ જેવું ઊગતું જોયું નથી
કંઈ નથી જોઈ શકાતું કેમકે
આપણામાં આપણે ક્યારે હતા

આપણે તો હું-તમે-તેઓ વગરના શહેરમાં
પ્રેત જેવું આથડયા કરીએ છીએ
આંગળી કોઈ દિશામાં ક્યાં ચીંધી શકીએ છીએ
ફૂટેલ ફ્લાવરવાઝ જેવા હાથ લઈ ફરીએ છીએ

આપણે તો કેડીઓનું ગૂંચળું
ઝુમખું બેપાંચ ગોકુળ ગામનું
આપણામાં કોઈ પણ ટોળે વળે

ચરણ અંધ ચાલ્યા કરે ક્યાંકનાં ક્યાંક ને –
થાકે નીચે ડૂબે સ્વર્ણ દ્વારામતી
ઊભી ઊભી ઝૂરે એક તારામતી
કાળજું હાથમાં લઈ હરિશ્ચંદ્રનું રોજ તાકયા કરે
કાશ, કૂંપળ ફૂટે...

કૂંપળો કોન્ક્રીટના રસ્તા ઉપર ફૂટે નહીં
દડી દડી નીચે પડે રેખા હથેળીની
અને ફૂટે નહીં

કાન સુધી તંગ પણછોથીય તીર છૂટે નહીં
તીરમાં કૈં લોહીતરસ્યાં કેટલા સંગ્રામ
કેટલા ગજ-અશ્વ-યોદ્ધા હણહણે
આંગળી પર એકધારાં ટેરવાં વેઢા ગણે
બોંતેર પેઢી
ધૃતરાષ્ટ્રી બાળપોથીઓ ભણે

આપણે સંબંધની છાતી ચીરીને લોહી પી શકીએ નહીં
ઉપલી બરછટ ત્વચા બેસ્વાદ દાંતે ચાવીએ
આપણા નખ પર હું ફિક્કી ધાર થઈ બેસી રહું
ને વૉર્ડ નંબર પાંચનો દર્દી બની
કોન્ક્રીટનાના દર્દથી કણસ્યા કરું ...

રુગ્ણાલયમાં કોઈ ચિકિત્સક નથી
તમારા કપાયેલા હાથ માટે
ચીંથરેચીંથરા થઈ ગયેલી તમારી આંખો માટે
તમારી કોહવાઈ ગયેલી છાતી માટે
તમારા પાંચ સૌકા લાંબા પગ માટે
કોઈ ઉપચાર નથી ... કોઈ ઉપચાર નથી

૭ માળના તૂટી જતા મકાન નીચે
કે પછી ઊથલી પડતી ટ્રેન નીચે
દબાઈ જતા ૪૦ માણસો માટે
વૃત્તપત્ર સાથે ચા પીતાં
તમે ચચચ કરી ઊઠો ને તરત
હાથમાં ચાનો કપ ઠરી રહ્યાનું કેવળજ્ઞાન થાય
અને તમારા ગળા સુધી આવી પહોંચેલા તમે
ચાના ઘૂંટડા સાથે નીચે ઊતરી જાઓ ...

દિવસમાં આવી કેટલીય ચડઊતર તમે કરો
વરસમાં આવી કેટલીય ચડઊતર તમે કરો
અને પછી થાકી જાઓ તમે
પછી ગોદામમાં પડેલી બોરીની જેમ
તમારે તળિયે તમે પડ્યા રહો છો

એટલે તો
હૉસ્પિટલના સર્જિકલ વૉર્ડમાં

ગ્લુકોઝ સેલાઈનના ખાલી શીશામાં
બ્રોમાઈડનું ગુલાબી પાણી ભરી
વૉર્ડબૉય દરરોજ સવારે
તેમાં ઈંગ્લીશ ફૂલોનો ગજરો મૂકે છે
ત્યારે સમજાય છે કે
મારા ગામના ટાવર પાસે
પબ્લિક કેરિયર નીચે કચરાઈ ગયેલા
એંસી વરસના માણસની મરણમુઠ્ઠીમાં શું હતું
ને છતાં ય –
દાદાજીના મૃત્યુદિવસે
મિષ્ટાન્ન ખાધા વિનાનો શોક પાળીએ
ફોટામાં બાપુજી હસ્યા કરે
ને તમારા પાંચ માસના કીકાને છાનો રાખવા
તમે તેને અમુલનું દૂધ પાવા બેસો છો
કારણ કે તમે પરમ આસ્થાળુ છો
તમે સંશયાત્મા નથી
તમને દરેક બાબત પર શ્રદ્ધા છે
ઘરની છત પડે જ નહીં
આવતી જન્મગાંઠ તો તમે દબદબાભેર ઉજવવાના છો
સેફ ડિપોઝીટ વૉલ્ટમાં પડેલી તમારી કીમતી વસ્તુઓ
કોઈ ચોરી શકે તેમ નથી
પણ મારી શ્રદ્ધાને લૂણો લાગી ગયો છે
મને હવે મારા પર પણ શ્રદ્ધા નથી
હું કંઈ પણ ન કરી શકું એવી શ્રદ્ધા પણ નથી
મારા સાગના મૂળમાં
ગાંઠ થઈ ફૂટી નીકળેલાં
મોહેં–જો–દરોને
ફરી એકવાર જ્વાળામુખી ફાટવાની પ્રાર્થના કરતાં સાંભળ્યાં છે
એટલે હું જાણું છું કે

ખંડેર મને બાળી શકે છે
રસ્તો મને દાટી શકે છે
શક્યતાઓ મને આરપાર છેદી શકે છે...
એટલે
મન એકાગ્ર કરી શકતો નથી
ઈશ્વર નામના ભ્રમને માળામાં ફેરવવાના પ્રયત્નોમાં
અર્થતા કે વ્યર્થતામાં
ઝબે'ળાઈ આંગળીઓ
મધપૂડે મધપૂડે ગો'ફણ - થી ફંગોળાય
પણ એનું મૂલ્ય નથી
નિશ્ચયોની નસેનસ તૂટી ગઈ
ઊંઘની બખોલ પણ તૂટી ગઈ
હૂંફ પણ તૂટી ગઈ તડતડ
ઊંઘવાની ગોળીઓમાં ઊંઘ જેવું કશું નહીં
પાંપણ વિનાની આંખે તગતગ તાકીએ
આરસીના બદલામાં આપણે જ ફૂટી ગયા
વર્તમાનપત્રના કમ્પો'ઝ જેમ આપણે
ગંધાતા અતીત વડે
ધીમે ધીમે પાસે પાસે આપણાયા કરવાનું
અરસપરસતાના શાપમાંથી પામવો છે સાચુકલો મોક્ષ
અને હસવાની વાત છે કે રાષ્ટ્રગીત ગાઈએ
અભાવવાચકતાનું ઘાસ ચર્યા કરો અને
બીડી તો બે ફૂંકમાં ખલાસ મારા રામ
બા'કસ ઉપર ચિત્તાફાઈટનું ચિત્ર
અને રૂંવેરૂંવે માણસનું સર્વનામ લવકે...
રડ્યા પછી રડવાનું ખાસ કંઈ રહે નહીં
પડ્યા પછી પડવાનું ખાસ કંઈ રહે નહીં
આપણે તો રહું મહું હોય તેવું જીવીએ
આંગળીઓ કશાકની માથે આમ તોળાય

પણ કશાયને અડે નહીં
(તનડે બપ્પોર
તોય સાંજ જેવું પડે નહીં)
ટેરવાંની ટોચ સુધી આવી આવી
સળવળ
ટાઢ'બોળ રુધિરમાં પાછી વળી જાય
નહીં ઊગેલી પાંદડીઓની રેખાઓમાં
રેખા થઈને પડી રહેલી
કોઈ સાંજના લંબાયેલા પડછાયાઓ ખખડી ઊઠના
કોણ, કહીને દ્વાર ખોલવા જઈએ
જઈને રિક્ત પવનમાં ફંગોળાતા
ભિન્ન વ્યા'પને
ક્યાંય ક્યાંયના ક્યાંય તાકતા રહીએ
—તેવી આંખો ઉપર
ભડકે બળતા અવાજના ચિતરામણ...
અને આપણે
રાતીચોળ લાગણીઓનો
ફૂટી ગયેલા છિન્ન ઘમંડનો
વિદૂષકના મહોરાનો
પગરખાંની ચૌડચૂંનો બોજો ઊંચકવાનો સતત
ને કરવાનો ચાલવાનો ડૉળ
અને ડૉળ પણ બની શકે વેદનાનું કારણ
કારણો વડે આપણે અનંત ખોદાતા રહીએ
અને આપણી આસપાસ વિસ્તર્યા કરે પરિસ્થિતિઓ'
હા, પરિસ્થિતિની વૈતરણીને તરવી આપણે
શક્યતાની સીડીઓ ચડવી ઊતરવી આપણે
બંધ મુઠ્ઠીઓ અનાગતની કદી પણ ના ખૂલે
વંધ્યના તરસી હથેળીની નીતરવી આપણે
શબ્દ દ્વારા ક્યાં પ્રતીતિ થાય છે પથ્થરની પણ,
મૃત ભાષાઓથી ખાલી વાત કરવી આપણે

## ચાંદની

શરદરજની ધીરે ધીરે ગળાઈ ગળાઈને !
અજબ ઊઘડી ગોઠી ગોઠી ખીલી પુરબા'રમાં !

કપૂરધવલા આછી આછી લહરી મૃદુ ચાંદની,
પવન પર શી ઝીણાં ઝીણાં ભરે રૂપઆભલાં.

પલ પલ ખૂલે જ્યોત્સ્નાકેરાં દલેદલ ગભમાં
પ્રકટ ખૂણી ઊભી જાણે લહરી નવપવાળા !

પૃથક ઘટકો ચન્દ્રીતેજે પરસ્પરમાં ગળી,
સુઘટિત રચે એકત્વે શો કલામય પુદ્ગલ

દિવસ અજવાળે જે દીસે વિરૂપ, લજામણું
સ્વરૂપ પલટી તે તે ઊભું નવું જ સુહામણું.

જગસકલની ત્રાંબાકૂંડી ભરી તસુએ તસુ,
શશિધર સ્નાન ના'વા જાણે રહ્યો નભથી ઝરી !

ભવન ભવનાં મેડીસૂતાં મીઠાં યુગલો પરે,
સરજ અગાશી છિદ્રોમાંગે નરી મમતા દ્રવે !

ગિરિ, વન, નદી, મેદાનો શે ધરે રમણીયતા,
પરણુ પરની ક્રીડાએ શી ધરે કમનીયતા !

અશરીર છતાં આકાશે હો મનોહર ઊતરે,
ગગન વિમલાં સૌન્દર્યો શાં રહી રહી નીતરે !

પરિક્રમા ]  બાલમુકુંદ દવે

કોઈ પણ શિખાઉ કવિ કે નિશાળિયાએ ચાંદની રાતને પદ્ય કે નિબંધમાં ન ચીતરી હોય તો જ નવાઈ. શરદની રાત જેટલી ચાંદનીથી નથી છલકાઈ એટલી કદાચ કવિઓના ચીલાચાલુ વર્ણનોથી છલકાઈ છે. આવા ગવાયલા–ચવાયલા વિષયને કવિતા માટે પસંદ કરવો એ પડકાર ઝીલવાની સજ્જતા હોય તો જ શક્ય બને! અને પડકાર ઝીલ્યાની સાર્થકતા ત્યારે જ લેખાય જ્યારે વિષયની જુદી રીતે માવજત કરીને કવિતા નીપજી હોય.

વાદળો કે વૃક્ષોની ગુફામાંથી ડોકાતાં હોય તો પણ સૂર્યનાં કિરણો આક્રમક જ રહેવાનાં. સૂર્યકિરણનું સૈન્ય તો જાણે કે ભાલાઓ લઈ લઈને નીકળી પડે છે. જ્યારે ચંદ્રકિરણો,– એમની ગતિ અને પ્રકૃતિમાં મોરપીંછના સ્પર્શની સુંવાળપ છે. અનાક્રમક રીતે હળવે હળવે પથરાઈ જવું અને સૃષ્ટિને રસમાં તરબતર કરી મૂકવાનો યશ પૂર્ણિમાને છે.

શરદરજની ધીરે ધીરે ગળાઈ ચળાઈને
અજબ ઊઘડી મોડી મોડી ખીલી પુરબા'રમાં!

રાત, અને તેયે શરદની! કવિએ પ્રારંભથી જ શરદની રાતના શાંત છતાં ઉન્માદક વ્યક્તિત્વનો પરિચય આપી દીધો છે. સામાન્ય રીતે શબ્દોને બેવડાવીએ ત્યારે અમુક ગતિ પંક્તિને આપોઆપ મળે છે. અહીં કવિએ શબ્દોને બેવડાવીને ગતિને તરલ નથી કરી કે નથી કરી શિથિલ. પણ એ ગતિની આસપાસ સ્થિરતાની લક્ષ્મણરેખા દોરી આપી છે. જેથી શરદરજનીની ધીરધીર ગતિનો પરિચય આપણને પંક્તિના ઉચ્ચાર દ્વારા પણ મળી શકે. ધીરે ધીરે, મોડી મોડી, ધોળાં ધોળાં, પલ પલ, દલેદલ, તે તે, રહી રહી, જેવા દોહરાવેલા શબ્દો ચાંદની રાતને હળવી ચાલની નજાકત આપવાનું કર્મ કર્યા વિના રહેતા નથી. ન્હાનાલાલે ચંદ્રિકાના ઉઘાડને આ રીતે અવતાર્યો છે:

લજ્જા–નમેલું નિજ મન્દ પોપચું
કો મુગ્ધ બાલા શરમાતી આવરે,
ને શોભી રહે નિર્મલ નેનની લીલા;
એવી ઊગી ઇન્દ્રકલા ધીરે ધીરે

પણ આ ધીરે ધીરે ઊગેલી અને મોડી મોડી પુરબા'રમાં ખીલેલી ચન્દ્રકલા માટે નર્યો વિસ્મય છે! બધા જ શબ્દો ભોંઠા પડે છે અને આ તો 'અજબ' એમ ઉદ્ગાર સરી પડે છે. એટલે તો બીજી જ પંક્તિના પ્રારંભથી જ વિસ્મય વિસ્તરતો જાય છે.

'અજબ ઊઘડી મોડી મોડી ખીલી પુરબા'રમાં'

ચાંદનીને કવિ કપૂરધવલા કહ્યા પછી પણ શ્વેત રંગની જુદી જુદી ઝાંયને કવિ ઉપસાવે છે.

'કપૂરધવલા આછી ગાઢી હસે મૃદુ ચાંદની'

મુલાયમ ચાંદનીનું સ્મિત. અને આછી અને ગાઢી એ બે અંતિમો—અને અંતિમોની વચ્ચે પણ એનું જે રૂપ છે એને પકડી કે જકડી શકો છો ખરા? પવન જેવા અમૂર્ત તત્ત્વને મૂર્ત કરી આખી વણજારને મૂર્તિમંત કરી છે. રણમાં જતી વણજારની આ વાત નથી; આ તો જાણે કે રાતના વૃંદાવનમાંથી મંદ સ્મિતવતી ગતિએ જતી મંડળીનું ચિત્ર છે.

'પવન પર થૈ ધોળાં ધોળાં ખસે રૂપચોસલાં'

એ પછી તો કવિસહજ ઉત્પ્રેક્ષા છે. કવિએ આ કાવ્યમાં એકથી વધુવાર ઉત્પ્રેક્ષા યોજી છે ખરી, પણ એનો ખડકલો નથી કર્યો. 'કાન્તે' પોતાના અનુભવને આમ ગાયો :

તરલ તરણી સમી સરલ તરતી!
પિતા! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી!

કાન્તની પંક્તિઓના ઉછાળાની સામે હરિણી જેવા ગતિશીલ છંદમાંથી નીપજતું શાંત ચિત્ર જોવા જેવું છે:

પલ પલ ખૂલે જ્યોત્સ્ના કેરાં દલેદલ, મધ્યમાં
પ્રકટ પૃથિવી ઊભી જાણે લસે નવપદ્મજા!

પછી તો જેમ કલામાં તેમ આ કલામયી ચન્દ્રીના તેજમાં બધાં જ ઘટકો ઓગળીને એક ઘાટીલો નવો આકાર નિર્માણ થાય છે એની વાત છંદમાં મઢીને કવિએ મૂકી છે.

દિવસઅજવાળે જે દીસે વિરૂપ લજામણું
સ્વરૂપ પલટી તે તે ઊભું નવું જ સુહામણું

આ બે પંક્તિઓ કવિતામાં એટલી બધી અનિવાર્ય લાગતી નથી. કોઈક જુદી રીતે એની અભિવ્યક્તિ થઈ હોત તો કદાચ એ નિર્વાહ્ય બનત. ઇટાલિયન કવિ Guido Gozzano દિવસ અને રાતની રૂપસૃષ્ટિને આ રીતે સાકાર કરે છે:

"The infinite blueness of the sky—
is like a piece of silk stretched tight;
but on the serene vastness of light
the moon already plans another stay."

"જગસકલની ત્રાંબાકૂંડી ભરી તસુ યે તસુ
શશિયર સ્વયં ના'વા જાણે રહ્યો નભથી સરી"

બાલમુકુન્દની આ ઔચિત્યમૂલક મૌલિકતા ચિત્રને Campact પણ બનાવે છે. એ પછીની પંક્તિઓ કહે છે એના કરતાં સૂચવી ઘણું જાય છે:

"ભવન ભવને મેડીસૂતાં મીઠાં યુગલો પરે,
સહજ અમથાં છિદ્રોથી યે નરી મમતા દ્રવે!"

દાંપત્યની પ્રસન્નતાનો સંકેત 'મેડીસૂતાં મીઠાં યુગલો' એ ઉક્તિ પરથી મળી રહે છે. પણ એને, એકમેકના જીવનને પ્રસન્ન અને પૂર્ણ બનાવનાર તત્ત્વ તો એ છે કે પરસ્પરની અપૂર્ણતાને મીઠાશ અને ધીરજથી સહી લેવી. સહજ અમથાં છિદ્રો તો હોય જ, પણ નરી મમતાનું દ્રવણ એ જ મોટો ચમત્કાર છે. ટાગોરે એટલે જ કહ્યું છે: 'My last salutations are to those who knew me imperfect and yet loved me.' મૂસિકારે આ વાતને આમ મૂકી છે:

"સંસારે વિચરો પરસ્પર ધરી આસ્થા અને ધૈર્યથી
સ્હેજો એકબીજાતણી ઊણપને: માંગલ્ય તેથી બધું!"

નરી મમતાનું આ દ્રાવણ, આ રમણીયતા એક જ સ્થળ કે એક જ પળને પ્લાવિત કરે એવાં ઓછાં છે?

ગિરિ, વન, નદી, મેદાને થૈ સરે રમણીયતા
પરણ પરની કીડીયે શી ધરે કમનીયતા!

પ્રકૃતિને ઝીણી નજરે જોઈ હોય તો જ આવું સૂક્ષ્મ ચિત્ર પંક્તિમાં ચીતરી શકાય.

કાવ્યના અંતમાં પણ વિસ્તરેલા વિસ્મયનું ટપકું છે. 'શાં રહી રહી નીતરે'–ત્યાં પહોંચીએ છીએ ત્યારે થાય છે કે, અહોથી અહો સુધીનું વિસ્મયનું વર્તુલ અહીં પૂરું થાય છે કે પછી આપણે ઈટાલિયન કવિની જેમ કહેવું પડે-

But as I am gazing
upon the garden,
I am more and more amazed....what is to me amazing
I've never felt such a child before....

પાર પામીએ છીએ છતાં પાર પમાતો નથી એવી ચાંદનીનાં 'વિમલ પરિમલ ગહન' જેવા નિરાકારી સૌન્દર્યને કવિએ આકાર આપ્યો છે. ક્યારેક થાય છે કે ઠાકોર જેવા સૉનેટ કંડારનારા કવિ ચારેક પંક્તિની બાદબાકી કરીને આ કાવ્યને સૉનેટનો આકાર આપત ખરા? – ન જાને! અને ચૌદ પંક્તિ થઈ એટલે જ સૉનેટ સિદ્ધ થયું એવું તો કોણ કહેશે?

મરવાનો તો મને કંઈ શોખ હોય નહિ,
સમયનો એવો થોથો માથા પર લઈને ફરું છું હમણાં હમણાં.
આ દેશમાં દુ:ખનું નામ છે ઋતુઓ,
તેવામાં મને આકાશમાં ઑગળી જવાનું આવે છે સ્વપ્ન.
ચાલતા માણસોની વચમાં એક ન થઈ શકાયું,
તેવા મારા શબ્દો.
એથી કયાં સુધી સફર થશે આ પૃથ્વી પર?
હાથને લકવો થતા જોઈને સમુદ્ર સ્તબ્ધ ન થઈ જાય,
તો અદશ્ય થઈ જવું સારું.
એ સિવાયનો માર્ગ છે,
આ અંધારી પૃથ્વીના પાતાળમાં સરકી જવાનો.
કોઈ કાળમાં બેસી ના શકું. લોકો સાથે પણ ગુફામાં,
અહીં નહિ,
ત્યાં નહિ.
એવી એકએક ક્ષણનું આ મારું શાપિત જગત.

હું પણ મારી નસોમાં
અદશ્ય થઈ ગયેલી સવારોને જોઈ ન શકું,
એવી ક્ષણોનો આ સમય
સ્થિર થઈ જઈશ હરવા–ફરવાનાં આ મેદાન પર
આકાશનો પડછાયો પણ ભ્રમ છે અહીં.
બધા જ કાચ તૂટેલા છે.
પણ પવન આવી ન શકે મારા શહેરમાં.
હવે હું રાતની રાહ જોઉં,
તો મને ઑગળી ગયાનું સ્વપ્ન આવે.

સામેથી આવતા અવાજો,
કાગળના કેનવાસ પર શહેર,
સ્વપ્નમાં તારો પરિચય
એમ બધું ફરે છે.
આ પવનની સાથે
નખ ભીંતમાં.
હાથ ઊડતા
સમયની સાથે.
અહીં આ ખભામાં.
રહેવાનું માણસ છીએ તેમ,
અસ્પષ્ટ સાથીદારો,
કાનમાં તાંબાની સળીઓ
ને ટેબલ–ખુરશી
રખડતા બધા
આમતેમ
હાડકામાં સમુદ્રો
લોહીમાં તૂટેલા કાચની વેદના
તારી અસમજની,
કયાંથી પામી શકું તને?
કહે,
કયાંથી ખોઈ શકું?

## પરી • ઉશનસ્

કો ભરતીની છોળે નીકળી આવ્યો'તો તવ આરે;
ઝંઝામાં તરી ઉપર-નીચે પછડાતી મઝધારે.

તવ તીરે લંગર નાખ્યું પણ કોઈ નહીં પિછાણ;
અમથી આંખ પૂછી બેઠી'તી તુજને: 'હે અણજાણ!
રાત આટલી પછી રહેવા તો દેશે ને તવદ્વારે?'
કો ભરતીની૦

આંખ મીંચાઈ થાકીપાકી ત્યાં ઝમક્યું લ્યો, આપ!
પરીનો ચ્હેરો ચમકી ઊઠ્યો મુજ સંમુખ નિષ્પાપ!
અદ્‌ભુત! આવ્યા અભિયાગતને અપનાવ્યો વરમાળે!
કો ભરતીની...૦

નિર્જન સૂનાં રાજ, રાજન! રાજનસૂના મ્હેલ,
કળશ હાથણી ઢોળી બેઠી દરવાજે જે પ્હેલ:
આપણે કોઈ વાત! પરીની પ્રીત પાઈ કઠિયારે!
કો ભરતીની૦

ભરતી ઓટ
ઉદધિ કરવટ
બદલે રોજ

વેલ ચઢીને
નિરખે ચારે કોર
પોતે એકલ

ફૂલ ચિતાનાં
સરવર જળમાં
બન્યાં પોયણાં !

## ત્રિદલ • મુરલી ઠાકુર

તમે ભૂલેચૂકે ન્યુયૉર્કમાં મેનહટ્ટન જાઓ તો આ ટેલિફોન નંબર યાદ રાખો : (૨૧૨) ૬૨૮ – ૦૪૦૦. આ નંબર ફેરવશો તો તમને કવિતાવાચનનો કાર્યક્રમ સંભળાશે.

કવિ જૉન જીઓનોર્નિ આ તુક્કો સૂઝ્યો હતો. એણે 'ડાયલ-એ-પોએમ'નો આ કાર્યક્રમ જાહેર કર્યો અને ટેલિફોનનું સંધાણ કવિતાવાચન કરતાં ટેપરેકૉર્ડર જોડે કરી રાખ્યું.

એના આ પ્રયોગને અણધારી સફળતા મળી. છ અઠવાડિયામાં સાડાત્રણ લાખ માણસોએ ફોન કરીને કવિતા સાંભળી.

આ આખોયે તાશેરો કદાચ એકાદ નવલોહિયાના ઉત્પાત જેવો લાગે પણ એમાંથી ઊપસી આવતી કવિતાની વશેકાઈ તરફ ધ્યાન આપવા જેવું છે.

એક શહેરમાં ૪૨ દિવસ દરમિયાન સાડાત્રણ લાખ માણસોએ કવિતાના નિમિત્તે ટેલિફોનના આંકડા ફેરવ્યા: એમાંના કેટલાએ આ માત્ર કુતૂહલથી કર્યું એ બીજો સવાલ છે, પણ કવિતાએ આટલા બધા લોકોમાં રસ કે કુતૂહલ પ્રેર્યા એ વાત કંઈ વીસરી શકાય નહીં.

જોકે કવિતામાં એકીસાથે આટલા માણસોને રસ જાગે ત્યારે જરૂર ક્યાંક ચેતવા જેવું હોય; એકવાર એલિયટના કવિતાવાચન વખતે સભાગૃહ ચિક્કાર થઈ ગયું ત્યારે 'લંડન ટાઈમ્સ'ના સમીક્ષકે પ્રશ્ન પૂછ્યો હતો : "What is wrong with mr. Eliot?"– એલિયટમાં ક્યાં કંઈ ખામી આવી કે એ આટલા લોકપ્રિય બની ગયા!

કવિતા એ પ્રજાના મર્મ જોડે સંકળાયેલી કલા છે; છતાં પ્રજાનો બહુ થોડો વર્ગ તેને સીધી રીતે માણે છે.

વિદ્વાનો તો કવિતા માણતા જ નથી હોતા–કવિતા વિશેની વિભાવના જ માણે છે! એકવાર એક અભ્યાસી વિદ્વાને કહ્યું: 'તમને વ્હીટમેનમાં રસ પડે છે, ગાલિબ ગમે છે, કોઈવાર એલન જિન્સબર્ગની વાત કરો છો, કવચિત્ 'શાકુન્તલ' ડોકાઈ જાય છે, તો કદીક ફ્રોસ્ટ અને રિલ્કે પણ તમને ગમતા હોય છે: ટાગોરની કોઈ કવિતાનો ઉલ્લેખ તમે ભાવથી કરો છો, તો તમારી કવિતાની વિભાવના કઈ?'

એ મિત્ર આત્મીય હતા એટલે ત્યારે તો કોઈ ઉત્તર ન આપ્યો, પણ પછી થયું: આપણે કવિતા માણીએ છીએ કે કવિતાની વિભાવનાને? આજના સંકુલ જીવનમાં ચોક્કસ પ્રકારની જ કવિતા ટકી શકે એવી વિભાવના બાંધી બેસીએ પછી વ્હીટમેન, ગાલિબ કે ટાગોરની વાત ન જ કરી શકાય?

ત્યારે જ આ પ્રશ્ન થયો : કવિતા ખરેખર કોણ વાંચે છે?

કહેવાતા વિદ્વાનો તો નહીં જ. તેઓ તો આપણે જોયું તેમ કવિતાની વિભાવનામાં મશગૂલ હોય છે.

તો પછી કવિતામાં કોને રસ છે?

પ્રાધ્યાપકો કવિતા શીખવે છે, વાંચતા નથી. વિદ્યાર્થીઓ શીખે છે એટલે વાંચતા

નથી. કવિઓ કવિતા લખે છે, એટલે વાંચવાનો સમય નથી મેળવતા ..

કદાચ વ્યાપક અર્થમાં કવિતા વાંચનારો માણસ પ્રજાનો સરેરાશ માણસ છે: એની લાગણીનો કોઈક તાર, એના ગુંજનનો કોઈક લય, એના ઉદ્‌ગારનો કોઈક સૂર કવિતામાં લપાયેલો છે–તેઓની ખોજ એ મેળવવાની હોય છે.

ટાગોરે એક ગીતમાં ગાયું હતું:

**"આવનજાવનના રસ્તાના કિનારે ગીત ગાઈને મારા દિવસો વીત્યા છે. હૃદયની પાસે જે વીણા વાગી રહી છે એ અહીંથી જતી વેળા કોઈને આપતો જઈશ ...."**

કવિ જે કોઈકને આ વીણા આપવા માગે છે તેમાં ફૂલોના રંગો છે, આકાશનાં વાદળાં પણ છે, પણ છેવટે તો એ રંગો કે વાદળો પાસેથી કોઈક માનવીના હૃદય પાસે જ કવિને પહોંચવું છે ...

માનવીનું હૃદય–

કવિતાનું એ જ વિરામસ્થાન છે, ને એ જ પ્રસ્થાનબિંદુ છે. ...

ઉમાશંકરે એક પ્રશ્ન કર્યો છે:

**"કાવ્ય, સમયની ચીસ શાશ્વતી અર્થે?"**

કાવ્ય એ શું છે? અમરત્વ માટેનો યુગનો પોકાર?

ક્ષણેક્ષણ સરતો રહેતો સમય અને આમાંથી શાશ્વતીમાં પલટાતી એક ક્ષણ. આ ક્ષણ પોતે અમર હોય છે–બીજાને પણ અમરત્વ આપી શકે છે.

ઉર્દૂ ભાષાના કવિ આદમે એક પ્રશ્ન કર્યો હતો:

**કહેતે હૈ ઉમ્રે - રફ્તાં, કભી લૌટતી નહીં?**

–શું વીતી ગયેલી વય ક્યારેય પાછી ફરતી નથી?

કવિને આ વાત મંજૂર નથી, એ તો પડકાર ફેંકે છે. કહે છે: વીતેલા કાળને પાછો લાવવાની મારામાં શક્તિ છે. બીજી જ પંક્તિમાં કવિ કહે છે:

**જા મયકદે સે મેરી જવાની ઉઠા કે લા.**

તારે વીતી ગયેલા સમયને ફરી લાવવો છે? તો જા, સુરાલયમાં જઈ મારા યૌવનને પાછું ઉઠાવી લાવ ...

આપણા લોકકવિએ પણ જોબનિયાને આંખના ઉલાળામાં, પાઘડીના આંટામાં કે માથાના અંબોડામાં બાંધી રાખવાની વાત કરી છે.

અને બીટ કવયિત્રી ડાયેના ડી પ્રિમા જ્યારે કહે છે: 'It hurts to be murdered, ત્યારે એ કયા ખૂનની વાત કરે છે અને કઈ ઈજા એને અભિપ્રેત છે?

કવિતા કદાચ સર્વત્રથી મળે છે; અને મીંચેલી આંખ અને ઉઘાડા હૃદયથી વિચારી શકે એવા સૌ એને પામે છે પણ ખરા—પછી એ વિદ્વાન હોય, કે ન પણ હોય!

## ગઝલ ● બરકત વીરાણી ‘ બેફામ ’

પ્રણયનાં ફૂલ ક્યાંથી ચૂંટીએ જ્યાં કરમાં બેઠી છે,
હવે તો પગમાં સાંકળ છે અને કાંટાની કેડી છે.

ઓ ખોતરનાર, તારી યાદ તાજી રાખવા માટે,
જખમ પરથી મરેલી ચામડી મેં પણ ઉખેડી છે.

તમે ક્યાં ચાંદ જેવાં છો કે હું જોઈ શકું તમને,
તમારી તો ગગન કરતાં વધારે ઊંચી મેડી છે.

સિતારા આભે આપોઆપ કંઈ ઊગી નથી નીકળ્યા,
અમે રાતોના જાગી જાગીને એ ધરતી ખેડી છે.

હવે ખુદ એ જ તરસાવી રહી છે ઝાંઝવાં થઈને,
જીવનની જે સરિતા મેં જગતના રણમાં રેડી છે.

સમયનો હાથ પહોંચે છે બધે, ખંડેર જોઈ લ્યો,
હતા જો બંધ દરવાજા તો દીવાલો ખસેડી છે.

અહીં બેફામ હું માથે કફન બાંધીને નીકળ્યો છું,
અને ત્યાં એમના માથા ઉપર કાળી પછેડી છે.

## મૂંગો, પણ ● ત્સુબી શિગેજી

જાપાનીઝ કવિતા

હું મૂંગો થાઉં તો, પણ
રહું વિચારતો.
વાત તો કદાચ હું નહીં કરું
પણ મને
દીવાલ માનવાની ભૂલ ના કરો.

ડાળખીયું નો'ય આ તેજીલી ટીશીયુંમાં
મ્હોર્યું ભુરાયું કો'ક મંન!
સમજુને ઝાઝું શું સમજાવું સાનમાં
ઝીણું બોલ્યાના આવ્યા દંન!

આજ લગી ફૂલને નો'તી પરોઢિયાથી
ચઢિયાતા થાવાની ચાડ!
એક જ ટૌકાર ભેળા જામેલા કેદુના
ઓગળ્યા અબોલડાના પ્હાડ!
દખણાદે જાળિયેથી લટને ઉઠાડતું
ઓરું આવીને ઊભું વંન!

આવું જોયાથી કોઈ રહી જાતી ડોક એમાં
વાંસળીયું વાગ્યાનો વાંક!
પાંપણ ઢળેલ જોઈ ટોક્યા જ્યાં સહેજ
તો કે' વાટું જોયાનો લાગ્યો થાક!
રાત્યુંની સોડમાં શીળી થઈ જાય બધી
દિ'ની અળખામણી અગંન!

ગીત ● ભાનુપ્રસાદ પંડ્યા

## ચાર ઇટાલિયન કાવ્યો

**આજ સાંજે**

કઠેરો લ્હેરખીનો
અઢેલવા આજ સાંજે
મારી ઉદાસીને

□

**મેની રાત**

આભ ધરંતું
મિનાર માથે
હાર કોડિયાં કેરાં

□

**કંટાળો**

આ રાત પણ વીતી જશે
આ ભમતી એકલતા
અબદબ પડછાયો ટ્રામના તારનો
ભીના ડામર પરે
નીરખી રહું સર કોચવાનના
અર્ધઊંઘ મહીં
લડથડતા

□

**ભોર**

સંત આન્તોનિયાના
માદળિયાને પંડ સોંપી
હળવે હિયે જતો
પેલો ખેડૂત
અને અતિ એકલ ને નગ્નતમ
ભ્રમણાવિહોણો
ઉપાડી જઉં મારો આતમ

જુઝેપ્પે ઉન્ગારેત્તી ● પ્રદ્યુમ્ન તન્ના

કન્નડ કવિતા
જળ શા માટે વહે છે?
તે વહે છે
સમુદ્રમાં ભળી જવા માટે?
તે ભળી જાય છે.
પરંતુ તેથી શું ?
જળ સમુદ્રમાં ભળી જવા માટે નથી વહેતું
તે વહે છે અને સમુદ્રમાં ભળી જાય છે.
બસ, બીજું કશું નહિ.
અગ્નિ શા માટે પ્રજ્વળે છે?
તે પ્રજ્વળે છે
અન્ન રાંધવા માટે?
તેથી અન્ન રંધાય છે.
પરંતુ તેથી શું?
અગ્નિ અન્ન રાંધવા માટે નથી પ્રજ્વળતો
તે પ્રજ્વળે છે અને અન્ન રંધાય છે.
અન્ય કશું નહિ.
સૂરજ શા માટે પ્રકાશે છે?
તે પ્રકાશે છે
ધરતીને પ્રકાશિત કરવા માટે ?
પ્રકાશ પ્રગટે છે
પરંતુ તેથી શું?
સૂરજ ધરતી પ્રકાશિત કરવા માટે નથી ઊગતો
તે પ્રકાશે છે અને ધરતી રોશન થાય છે.
અન્ય કશું જ નહિ.
સૃષ્ટિની ઉત્પત્તિનું પ્રયોજન શું?
તે ઉત્પન્ન થઈ
કર્મો વડે મુકિત મેળવવા માટે?
મુકિત મળે છે.
પરંતુ તેથી શું?
કર્મો વડે
મુકિત મેળવવા માટે સૃષ્ટિ ઉત્પન્ન
થઈ નથી.
તેની ઉત્પત્તિથી
કર્મનાં બંધન તૂટે છે.
બસ આટલું જ.
સમર્પણ ]

## આજ ફરીથી • મનોહર ત્રિવેદી

આજ ફરીથી હોઠે મારે પલળી ઊઠી પળ
રેત – સમયની સ્હેજ ખસી જ્યાં જાગ્યાં ભીતર જલ

મારગને કાંઠે કાંઠેથી પલાશ પાછા ફૂટ્યા,
ટેકરીઓના વળાંક ક્યાંથી આજ અચાનક ઊગ્યા
હથેળીઓના સ્પર્શો છાના કરી રહ્યા કલકલ

ઘર વચ્ચેનું મૌન પછીતે બારી થઈને ખૂલે
ઉજાગરાની ડાળે સ્મરણો ફૂલ થઈને ઝૂલે
સવાર થાતાં પાંદડીએથી વરસી કૈં ઝાકળ

હિન્દી કવિતા

ઊઠો મારા પ્રાણ
અને કંપતે હાથે આ વાતાયન બંધ કરી દો
આ બહાર ફેલાયેલો સમુદ્ર મારો છે
પણ આજે હું ત્યાં જોવા નથી માગતી
આ પ્રગાઢ અંધકારના કંઠમાં ઝૂમતી
ગ્રહો, ઉપગ્રહો અને નક્ષત્રોની
જ્યોતિર્માલા હું જ છું
અને અસંખ્ય બ્રહ્માંડોનો,
દિશાઓનો, સમયનો
અનન્ત પ્રવાહ હું જ છું
પણ આજ હું મને ભૂલવા ચાહું છું
ઊઠો
અને વાતાયન બંધ કરી દો
કે આજે અંધારામાં દૃષ્ટિ જાગી ઊઠી છે
અને હવાનો આઘાત પણ માંસલ થઈ ઊઠયો છે
ને હું મારાથી જ ભયભીત છું

## કનુપ્રિયાની ઉક્તિ • ધર્મવીર ભારતી

બંગાળી કવિતા

અમે તેનાં ગીત રચીએ છીએ.
જે જીવન પ્રશસ્ત છે, પ્રચુર છે,
પ્રબળ તરંગભંગથી યુગયુગાન્તરમાં ધસે છે
જેના જળની શીકરમાં
સોનું અને દૂધ ભળી ગયેલાં છે,
જેના સ્રોતમાં પંક અને ભંગુર નક્ષત્ર તણાયાં જાય છે
અલસ આવેશથી
જીવનને અમે મધુરરૂપે નથી જોયું;
લલાટે સ્વેદ ટપકે છે
તેનો સ્વાદ અમારા અધરે લાગ્યો છે
હૃદયમાં દુ:ખનો યજ્ઞ છે
તેની જ્વાલા પ્રત્યેક અક્ષરમાં રહેલી છે.
અમારું આકાશ રુક્ષ છે,
શ્યામ સ્વપ્નોથી તે સ્નિગ્ધ નથી.
ઉન્માદભરી જીવન–જાન્હ્વી
ઉદ્દામ ગતિથી ધસ્યે જાય છે
જીવન રહસ્યથી ભરેલું છે.
પૃથ્વી વ્યથાથી વિશાળ છે.
વમળોમાં પૂંજીભૂત કુત્સિત કચરો ખોવાઈ જાય છે.
અમારા પ્રાણોમાં એ જ પ્રાણ છે,
એ પ્રેરણા પામીને
અમે ગીતો રચીએ છીએ.
અમે એ જીવનના કવિઓ છીએ
નૃત્યાક્ષિપ્ત રિક્ત મહાકાલ
અમારા શિરસાથી છે.

વૈશાખી – ૧]

માનવજાતનાં હૃદયમાં જે સ્પંદનો ઊઠયાં હશે તેમણે શરૂશરૂમાં પ્રાગટય માટે કાવ્યનો રાહ નહીં લીધો હોય, પણ એ અલૌકિક સ્પંદનોએ જ્યારે કાવ્યનું માધ્યમ સ્વીકાર્યું હશે ત્યારે એમણે સ્વચ્છંદમાં નહીં પણ છંદમાં વિહરવાનું મુનાસિબ માન્યું હશે. માનવ-જાતિની આદિમ કવિતાના શિખરરૂપ વેદો એની સાક્ષી પૂરે છે. ઋગ્વેદસંહિતાના પુરુષસુકતમાં છન્દનો લયહિલોળ ઊંડાં સંવેદનો સાથે ગતિ કરતો અનુભવાય છે. ઋચાઓમાં પ્રગટ થતી ભાવની ગહનતાને છંદ નરવું–ગરવું સ્વરૂપ બક્ષે છે. વિચારઆંદોલનનાં મોજાં છંદમાં પડઘાનું રૂપ ધારણ કરતાં લાગે છે. વિચારને વાસ કરવા માટે જાણે છંદોનો આવાસ મળી ગયો! વૈરાજ, ગાયત્રી, ત્રિષ્ટુભ છંદો અને ગાયત્રીમાંથી અનુષ્ટુભ અને ત્રિષ્ટુભમાંથી આવિર્ભાવ પામતો જગતી છંદ ઋક્સાહિત્યના પ્રધાન છંદો છે. એ રીતે છંદોના સગડ વેદોમાં જોવા મળે છે.

રવીન્દ્રનાથ ટાગોરે કહ્યું છે કે નાનાં બાળકોની ઘરમાંની હિલચાલ પર દેખભાળ રાખવા માટે માતા બાળકોના પગમાં ઝાંઝરી બાંધે છે, એમ કવિ કાવ્યમાં ઝિલાતા વિચારોની ગતિવિધિ નીરખવા માટે છંદની ઝાંઝરી બાંધતો હશે ને?

કવિના ચિત્તમાં ઊઠતાં સ્ફુરણોનો ગુંજારવ લલિત કોમળ પદાવલિમાં કોની પાંખ પર બેસીને અવતરે છે? છંદની જ ને? એ રીતે છંદ કાવ્યભાવને વહન કરનાર સાધન બની ગયું છે.

રૉબર્ટ ફ્રોસ્ટે કહ્યું છે કે છંદ વિના કવિતા લખવી એ કંઈ અશક્ય નથી પણ મુશ્કેલ છે અને ચેતીને ચાલવા જેવું છે. છંદ વિના કવિતા લખવી એ જાણે નેટ વિના ટેનિસ રમવા જેવું છે. કવિ શિલર કાવ્ય રચવા બેસતા ત્યારે પ્રથમ લયતત્ત્વ જ પ્રકટ થતું અને પછી વિષય. તેઓ કહે છે: 'હું જ્યારે કાવ્ય લખવા બેસું છું ત્યારે ઘણુંખરું તો તેનું લયતત્ત્વ જ મારી સામે પ્રકટ રૂપે દેખાય છે, નહીં કે તેના વિષયનું સ્પષ્ટ સ્વરૂપ; વિષય-સ્વરૂપ ઘણીવાર મારા મનમાં અમુક અંશે અસ્પષ્ટ જ હોય છે.'[1] ટી. એસ. એલિયટનો પણ કંઈ એવો જ અનુભવ છે: "કોઈ ખંડ શબ્દસ્થ બને છે તે પૂર્વે તેના છંદોલયમાં તેને અનુરૂપ વિચાર કે બિમ્બને જન્માવવાનું સામર્થ્ય હોય છે.[2]

દરેક સાધનનો વિવેકપૂર્ણ ઉપયોગ કરીએ તો એના તમામ સામર્થ્યને અશેષપણે ઉદીયમાન થવાની ક્ષમતાને અવકાશ છે. છંદના વિનિયોગની બાબતમાં પણ તેમ જ છે. વિવેક ચુકાયો કે કાવ્ય છટકી જવાનું અને છંદ રહેવાનો. શ્રી ઉમાશંકર જોશી કહે છે તેમ:

'માનવહૃદયના અતલ અતિ ઊંડાણમાં લેવા મથે જે તાગ,
તે છંદ ખાલી હાથ આવી બ્હાર ડોલે મણિ વિનાના નાગ'[3]

છંદ એ સ્વયં કાવ્ય નથી જ. છંદ તો કાવ્ય રચવા માટે લઘુ-ગુરુના જોડકાનું કે માત્રાઓનું ગણિત આપે છે; કાવ્યના મિજાજને પામવાનો અણસારો આપે છે.

ધોધમાર આવતા વિચારો અમુક રીતે વહે તો એમાં સૌન્દર્ય અને વિચાર-સામર્થ્ય નિર્માણ થાય એવું પ્રારંભમાં અને ત્યાર પછી સદીઓ સુધી કવિઓને લાગ્યું છે. વેદના છંદોથી શરૂ કરી અત્યાર સુધી નિરૂપિત થતા છંદોની પરંપરા જોઈશું તો જણાશે કે છંદે કાવ્યનું નિર્માણ કરવામાં અને એની પ્રકૃતિ મુખરિત કરવામાં નોંધપાત્ર ફાળો આપ્યો છે. કાવ્યની ચાલ પારખવા છંદે જે કામગીરી બજાવી છે તેને કવિ અને વિવેચક સદીઓથી તપાસતા રહ્યા છે, અને ગદ્યથી પદ્ય જુદું છે એવી પ્રતીતિ કરાવતા રહ્યા છે.

ગદ્યનું વાહન જેમ શબ્દ છે તેમ પદ્યનું વાહન પણ શબ્દ છે. શબ્દ બન્નેમાં પ્રયોજાતો હોવા છતાં પદ્યની રચનાનો બંધ ગદ્ય કરતાં જુદો પડે છે. પદ્યમાં અક્ષરો લઘુ-ગુરુ, ગુરુ-લઘુ કે માત્રાઓમાં પ્રયોજાય છે. આ અક્ષરોનાં ઉચ્ચારણોને અમુક માપ છે. કવિ એ માપને છંદ રચવામાં નિયોજે છે. એનાથી એક જાતનો આકાર રચાય છે. શ્રી રામનારાયણ પાઠક કહે છે તેમ એ 'આકાર તે છંદ અને છંદોબદ્ધ વાણી તે પદ્ય.'[૪] ડૉ૦ હરિવલ્લભ ભાયાણી છંદ અને પદ્ય વિશે કહે છે કે, 'અમુક વર્ણએકમોની નિયત કાલાન્તરવાળી ગોઠવણીથી થયેલું માપ તે છંદ. આવા માપમાં ઢાળેલી વાણી તે છાંદસ વાણી કે પદ્ય.'[૫]

આપણે છંદના શાસ્ત્રને પિંગલ કહીએ છીએ. શાસ્ત્રના આદિ રચયિતા પિંગલ મુનિ છે એવી દૃઢ માન્યતા પ્રવર્તે છે અને એ કારણે છંદોને 'પિંગલ' તરીકે ઓળખવામાં આવતા હોય એવી શકયતા છે. બીજી શકયતા 'પિંગલ' શબ્દમાં જ છે. ગુરુ અને લઘુ કે લઘુ-ગુરુનો પિંડ બંધાઈ જે રચાય તે પિંગલ. આ પિંડ બાંધવામાં પણ કરામત જોઈએ, અને એ એવી કરામત કે કરામતો છે એ દેખાય નહીં. એટલે ગુરુ-લઘુ અક્ષરોને પાસે બેસાડી દેવાથી પિંડ નથી બંધાતો—માટી અને પાણી ભેગાં કરવાથી નથી બંધાતો તેમ. માટી અને પાણી માપ વિના ભેગાં થાય તો કાદવ-કીચડ થાય. એને સપ્રમાણ ભેગાં કરી બરાબર ગૂંદીએ તો પિંડ બંધાય. લઘુ-ગુરુના પિંડનું પણ તેમ જ છે. એમાં કક્કા-બારાક્ષરીની જેમ નિર્જીવ અક્ષરો એક પછી એક આવીને બેસી જતા નથી. એને ગોઠવવામાં કવિ કીમિયો કરતો હોય છે અને કવિની ઇચ્છા પ્રમાણે એ ગોઠવાતા હોય છે. તે વખતે તેના પદરવમાંથી ઊઠતો મંજુલ રણકાર અર્થ ધ્વનિનાં મોજાં સાથે આપણને પંક્તિઓના પ્રદેશમાં લઈ જાય છે અને સમગ્ર કાવ્ય પોતાનું આંતર–બાહ્ય સૌન્દર્ય પ્રગટ કરે તે પછી પણ એનું અનુરણન આંતર–પ્રદેશમાં ચાલ્યા કરતું હોય છે.

કવિએ ગહન ભાવોને પ્રગટ કરવા આમ યુગાન્તરોથી પદ્ય અને 'પદ્યગન્ધીગદ્ય'ને

પણ પિંગળ વિશે લખેલું અને ઈ૦ સ૦ ૧૮૫૭માં એમનું 'પિંગળપ્રવેશ' બહાર પડ્યું. પ્રસ્તાવનામાં કવિ નર્મદ લખે છે કે 'ગુજરાતી ભાષામાં કોઈ પણ કવિએ કોઈ પણ રીતનું પિંગળ બાબતનું પુસ્તક બનાવ્યું નથી.' નર્મદાશંકર પિંગળ વિશે લખવા કેમ પ્રેરાયા તે કહેવું મુશ્કેલ છે, પણ તેનો ઈશારો પ્રસ્તાવનામાં મળી રહે છે: "પારસી લોકો જેમ આવે છે તેમ કવિતાના વિચાર કાહાડે છે પણ તેઓને પિંગળની રીત માલમ નહીં તેથી તેઓથી કવિતાની રચના બરાબર કરી શકાતી નથી. તેમને આ ગ્રંથ કામનો થઈ પડશે."

'પિંગળપ્રવેશ'માં નર્મદે હ્રસ્વ-દીર્ઘાક્ષર, લઘુ-ગુરુ, ગણભેદ, અંકસંજ્ઞા, છંદરચનાના પ્રકારો વગેરે વિષય પર ચર્ચા-વિચારણા કરી છે. દલપતરામે અંકસંજ્ઞા વિશે ખુલાસો નથી આપ્યો તે નર્મદે આપ્યો છે: 'અક્ષર તથા માત્રાને ગણવા સારુ અને યતિ અથવા જતિ એટલે વિસામો કાંહાં લેવો તેને સારુ અંકસંજ્ઞા છે.' નર્મદે 'યતિ' માટે 'વિશ્રામ' શબ્દ પણ પ્રયોજ્યો છે. નર્મદે વીસ માત્રામેળ છંદોની અને પંચોતેર અક્ષરવૃત્તોની સ્વરૂપરચના દૃષ્ટાન્તો આપી સમજાવી છે.

શ્રી નવલરામ પંડ્યાએ 'દેશી પિંગળ' વિશે લખવાનો સર્વપ્રથમ પ્રયત્ન કર્યો છે. દેશી પિંગળ વિશે તેઓ લખે છે કે "પિંગળપ્રદર્શિત રીતિ વિના જેટલી રીતિ ગુજરાતમાં ચાલે છે તેને અમે દેશી કહીએ છીએ, કેમકે બીજા પ્રાન્તોમાંથી અથવા સંસ્કૃતમાંથી એ રીતો આવી નથી, પણ આપણા પ્રાંતોની ખાસ રીતિઓ છે." આધુનિક યુગનો આરંભ થતાં કવિ દલપતરામે અને નર્મદાશંકરે છંદોનો મહિમા ઘણો જ 'ગજાવ્યો.' શ્રી નવલરામ કહે છે તેમ, 'નર્મદાશંકર, દલપતરામ અને હીરાચંદનું પિંગળ બહાર પડતાં છંદનું જોર મજબૂત થયું. દેશી લખનારાઓ હલકા ગણાવા લાગ્યા...પણ છંદનો એ પ્રમાણે ગુજરાતમાં અપૂર્વ પ્રસાર કરાવનારા કવિઓ નર્મદાશંકર અને દલપતરામની કવિતાનો પણ ઘણો ભાગ છંદમાં નથી, પણ દેશીઓમાં જ છે.'

શ્રી નવલરામે પદ્યરચનાની બે રીતિઓનો ઉલ્લેખ કર્યો છે: સમકાળ ભાગની, સમસંખ્યા વર્ણમાળા ભાગની. તેમણે પ્રશ્ન ઉપસ્થિત કર્યો છે કે ગુજરાતી દેશીઓનું બંધારણ આ બેમાંથી કઈ રીતનું ? એમનું મન્તવ્ય એવું છે કે અક્ષરના સામ્ય પર—એટલે કે બીજી રીતિ ઉપર—દેશીઓ નથી જ રચાઈ.

શ્રી નવલરામે નર્મદાશંકર અને દલપતરામ પછી હીરાચંદના પિંગળનો ઉલ્લેખ કર્યો છે. ૧૮૬૫માં કવિ હીરાચંદ કાનજીએ 'પિંગળાદર્શ' નામના વ્રજભાષાના ગ્રંથને ગુજરાતીમાં ટીકા અને ઉદાહરણો આપીને પ્રગટ કરેલો. ૧૮૯૩માં જીવરામ અજરામ ગોરે પણ 'ભગવત પિંગળ' લખેલું. પણ આ સૌ ગ્રંથોમાં ૧૯૦૨માં શ્રી રણછોડભાઈ ઉદયરામે લખેલો 'રણ

પિંગલ' ગ્રંથ સીમાચિહ્ન જેવો છે. પિંગલાચાર્યથી લઈને સંસ્કૃત, પ્રાકૃત અને વ્રજભાષાના કવિઓના ગ્રંથો લક્ષમાં રાખીને પ્રસ્તુત પુસ્તક લખાયું છે. છંદનો વિગતવાર પરિચય મેળવવા માટે એ જમાનાનું એ એક અજોડ કાર્ય કહી શકાય.

ત્યાર પછી છંદક્ષેત્રે અતિ મહત્ત્વનો ગ્રંથ શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવરચિત 'પદ્યરચનાની ઐતિહાસિક આલોચના' છે. ઈ૦ સ૦ ૧૯૩૧માં તેમણે ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળામાં આપેલાં વિદ્વત્તાયુક્ત અને સંશોધનાત્મક વ્યાખ્યાનો મુંબઈ યુનિવર્સિટીએ ગ્રન્થસ્થ કરી બહાર પાડયાં. શ્રી ધ્રુવનું દષ્ટિબિંદુ છંદના બંધારણના સંબંધમાં 'શાસ્ત્રીય દષ્ટિએ વિવેચન કરવાનું' અને 'ઉત્પત્તિના સંબંધમાં ઐતિહાસિક દષ્ટિએ આલોચના' કરવાનું રહ્યું છે. આ બેનમૂન ગ્રન્થમાં લેખકે પ્રથમવાર જ વર્ણાત્મક પદ્યરચનાના ઉદય અને વિકાસનો વિષય સદૃષ્ટાન્ત ચર્ચ્યો છે. પદ્યરચનાની ઉત્ક્રાન્તિની ખરી રેખા દોરવામાં તેમણે ભાસ, કાલિદાસ અને અશ્વઘોષના પૌર્વાપર્યના પ્રશ્નમાં અને રઘુવંશ અને મેઘદૂતના ભિન્નકર્તૃત્વની ચર્ચામાં તેઓ ઊતર્યા છે. પદ્યરચનાની 'સાંકળના અંકોડાની મજબૂતાઈ તપાસવા માટે' તેમણે ભારવી, વિશાખદત્ત, માઘ, ભટ્ટિ અને અમરુની પરંપરા બાંધી છે. એ રીતે પદ્યના બંધારણને નિકષ તરીકે રાખી કાળની તવારીખમાં તેમનો સમય નક્કી કર્યો છે. શબ્દના આવા સામર્થ્યને પ્રકટ કરનાર શ્રી ધ્રુવ સાહિત્યજગતનું અમોલું ધન હતા.

પ્રાચીન-અર્વાચીન ગુજરાતી સાહિત્યમાં અને ભારતની તમામ ભાષાઓમાં પણ પિંગળક્ષેત્રે ઉજ્જવળ કીર્તિ પ્રાપ્ત કરે એવું કાર્ય તો 'બૃહત્ પિંગળ'નો આકરગ્રન્થ આપીને શ્રી રા૦ વિ૦ પાઠકે કર્યું છે. છંદશાસ્ત્રનાં પોપચાં પૂરેપૂરાં ઉઘાડી એની વિશદ છણાવટ કરનાર રામનારાયણ પાઠકના નિરૂપણમાં ઊંડાણ અને વિસ્તાર બન્ને છે. છંદોના તમામ પ્રકારોની વ્યાપક શાસ્ત્રીય છણાવટ તેમણે નવી દષ્ટિએ કરી છે. ડૉ૦ ભાયાણી અને શ્રી રામપ્રસાદ બક્ષી કહે છે તેમ "સૌથી પ્રથમ તો એ કે એમણે ત્રણત્રણ અક્ષરના ગણો ગણીને વૃત્તોનું સ્વરૂપ દર્શાવવાની પરંપરાગત પદ્ધતિ સ્વીકારી નથી. તેને બદલે તેમણે લઘુ-ગુરુ અક્ષરોના નિયત સમૂહથી પડતા સ્વાભાવિક સંધિઓને મેળનું નિષ્પાદન કરતું તત્ત્વ ગણ્યું છે. આ પદ્ધતિનો મોટો લાભ એ છે કે જુદા જુદા છંદોનાં સ્વરૂપોનો પરસ્પર સંબંધ વ્યક્ત થાય છે અને આને પરિણામે વૃત્તોની ગોત્રવ્યવસ્થા પણ શક્ય બને છે. ... દેશીનું પિંગળ એ તો રામનારાયણની ગુજરાતની અપૂર્વ ને બહુમૂલ્ય સેવા છે, અને એથી તો 'બૃહત્ પિંગળ' આપણું સળંગ પિંગળ બને છે...માત્રા-છંદોના મેળનું વિવેચન તથા સંસ્કૃત વૃત્તોના સંધિ અને યતિની ચર્ચા પાઠકસાહેબની ઊંડી સૂઝ અને વિશ્લેષક છતાં તત્ત્વાવગાહી દષ્ટિનાં સદાય દ્યોતક બની રહે તેમ છે."

'બૃહત્ પિંગળ'માં પંદર પ્રકરણો અને ૨૦ પરિશિષ્ટો છે. તેમાં મુખ્યત્વે તેમણે કાવ્યમાં છંદનું સ્થાન, છન્દોના મુખ્ય પ્રકારો, વૃત્તોના મેળની તપાસ, યતિ, સંધિ, છંદોના પરંપરાગત સ્વરૂપની ચર્ચા, તાલ, ડિંગલના છંદો, ગઝલ, સંખ્યામેળ, છંદોનો અરસપરસ સંબંધ, દેશી, પ્રવાહી છંદ વગેરેની ઝીણવટપૂર્વક ચર્ચા-વિચારણા કરી છે.

શ્રી રામનારાયણનું 'બૃહત્ પિંગળ' અને 'પ્રાચીન ગુજરાતી છંદો' પ્રાચીન કાળથી અર્વાચીન કાળ સુધી છંદક્ષેત્રે થયેલી કામગીરીનો કડીબદ્ધ અને વિગતે ખ્યાલ આપે છે. તેમણે બન્ને ગ્રંથોમાં વિવિધ છંદોનાં સબળ-નિર્બળ પાસાંઓની દૃષ્ટાન્તો આપી ચર્ચા કરી છે. વર્ષોની સાધના પછી તૈયાર થયેલા આ બન્ને ગ્રંથો છંદશાસ્ત્રનો અભ્યાસ કરનારાઓ માટે અનિવાર્ય છે.

---

૧ કાવ્યમાં શબ્દ, (૧૯૬૮): લે. ડૉ૦ હરિવલ્લભ ભાયાણી, પૃ૦ ૪૬.
૨ એજન: પૃ૦ ૪૬.
૩ અભિજ્ઞા: 'ભીતરી દુશ્મન' કાવ્ય, પૃ૦ ૩૭, (૧૯૬૭): પહેલી આવૃત્તિ.
૪. બૃહત્ પિંગલ, પ્રથમ આવૃત્તિ, પૃ૦ ૩.
૫. કાવ્યમાં શબ્દ, પૃ૦ ૭૫.

●

**પોષની એ રાત ● 'સ્નેહરશ્મિ'**

પાન્થ હું એકાકી
રાત અંધારી પોષની:
તાપણું:
પ્રજળે, કજળે, ઠરે –
ઠરે ને ઝબૂકે
બીજું ...ત્રીજું ...
મથું વીણવા
પ્રકાશની એ અલપઝલપમાં
ભેંકાર રાત્રિની નીરવતામાં
નૂપુર ઝંકાર
ચોમેર વેરાયેલા.

●

**હિલ્લ ● મીનાક્ષી દોશી**

આલેખી કોણે
ફૂલની ભાગ્યરેખા
લીલે પાંદડે

ઋતુઓ કેરા
મિજાજ સાચવતો
વડલો જૂનો

વૃક્ષ નીચે
બળદ છૂટયા ગાડા જેવું મન મારું
પડી રહ્યું:

બપોરની વહી જાય વેળ

પથની તો નહીં કોઈ સ્પૃહા
સમયની સાથે નહીં મળે કોઈ મેળ

મને મારા ઉપર તિરસ્કાર છૂટે

એની નીચે
પડયો પડયો
ધૂળમહીં ખોડાયેલા પૈડાંની ગતિને હું વાગોળું

● સુરેશ દલાલ

જ્યારે જગતના દુ:ખમાં કલા લઈ ગઈ મને
વસ્તુ નજર ન આવી કોઈ પારકી મને.

ત્હારા સિવાય કોની મદદ માગું ઓ ખુદા!
ત્હારા સિવાય કોઈ ઉપર હક નથી મને.

ચાલુ છું આદિ કાળથી પણ ત્યાંનો ત્યાં જ છું
લાગે છે કે સમયની મળી છે ગતિ મને.

સામાન્ય વાત છે તમે આખા જગતના છો
મારા તમે છો જોઈએ એ ખાતરી મને.

જીવનના ઝેર એવી છટાથી પીધા છે મેં
અમૃત બધા કરે છે વિનંતિ કે પી મને.

દુ:ખનો સબબ છે એ જ બીજો કોઈ પણ નથી
લાગે છે મારા ધોરણે દુનિયા સુખી મને.

હું તારી નેમતોનું ન વર્ણન કરી શકું
દેખાય છે કેમ આટલી દુનિયા દુ:ખી મને.

જાણું છું ભેદ તોય કશું બોલતો નથી
જોયા કરે છે દૂરથી પેગમ્બરી મને.

અપમાન મારી આંખનું આંસુથી ધોઉં છું
દેખાય છે હરીફ તમારી છબી મને.

એકાંત છે નિરાંત છે ક્યાં જાઉં હું 'મરીઝ'
ઘરના ખૂણામાં ચારે દિશાઓ મળી મને.

માટી ઝૂકી ઝૂકીને બધાયે દીધી 'મરીઝ'
જ્યારે મરી ગયો તો આ દુનિયા ઝૂકી મને.

મને ● 'મરીઝ'

## પોમ્પાઈ અર્થાત્ ઓમ્બાઈ નગરમાં એક ખેલ યાને વહાણુ નામે ભૂલ

ઇતિહાસ અને નૈતિહાસ વિષે કંઈક નિઓ-સરરિઅલ

સિતાંશુ યશશ્ચંદ્ર

આમ મોં વકાસી શિદને બેઠા સોદાગર!
વળતી સવારે કીમતી કાચલામાં ચમકતું નવું ઈંડું પડ્યું જ હશે વાડામાં.
આખી રાત મુર્ગા–મુર્ગીઓના કચકચાટથી ડામરિયો અંધકાર હલ્યા કર્યો
વિસૂવિઅસના ફાટેલા મોઢામાં.
રે પોમ્બાઈ નગરના રહેનારા! આવો
બહાર આવો સુખશય્યામાંથી, રસોડામાંથી, કાતરિયામાંથી, પાગલખાનામાંથી, ગ્રંથાગારમાંથી, જેલમાંથી, જેલમહેલમાંથી, હાં જી! સ્કૂલમાંથી, એક ભૂલમાંથી, ઉલમાંથી ચૂલ–માંથી! ઓ હો હો, કોવાયેલા મૂલમાંથી, અરે મુલ્લાંના મિનારામાંથી, ગંગાના કિનારામાંથી, યાં ઘોપમાંથી, ટ્રામ રોપમાંથી, સંતોપમાંથી, હોંશમાંથી, હો પોમ્બાઈના સાબલોક! બહાર નીકળો અટારીમાં, આયો છે આ મદારી ખટારીમાં, નાની ખટારીમાં, નીકળો જી બારીમાં ફેર જુલિયેટ! હજી તો પૈસા લેવા ઉતારી નથી મેં હેટ! બળદિયાઓ! છોડો તમારાં ગાડાં–ભેંશો! ઝટ વિયાવી લો તમારાં નર પાડાં. ને જુઓ! ખેલ ખેલ ખેલ.
ક્યાં?
શું ક્યાં?
જુઓ જી પોતપોતાની આંખોમાં થઈ બાડાં!
રસિકડાં! કોમ્રેડ! યાર! હાય! ઓમ્! હેઈલ!
હરિજન! ખેલ!
માંડુક્યોપનિષદ એટલે જ વહાણ નામે ભૂલ.
એડક્ તેડક
આમતેમ કૂદે છે મેડક.
કહો દેડકો, કહો મેડકો,
એ જ એ જ છે, મેડક દેડક.
ડક ડક ડક ડક
નહીં નાં તાકાં,
ખોલો તો એમાં બધ્ધુંય
મિનાર એમાં, કિનાર એમાં, અલબેલી એક નાર એમાં,
અશુભ અચાનક તાર એમાં, પગલાંની લંગાર એમાં,
તૃપ્ત સમયની હગાર એમાં
ને ભીડો તો કંઈ નહીં!

ને ખોલે નહીં પાર એમાં,
લાખ મડાની વખાર એમાં
ઝબક જીવન તલવાર એમાં, ઘટનાના તોખાર એમાં
એક યુદ્ધ નિસ્સાર એમાં,
ને ભીડો તો કંઈ નહીં.
ઠક ઠક ઠક ઠક કહો દેડકો, અહો મેડકો!
ડુક ડુક ડુક ડુક કૂપ ને મંડુક. ચૂપ!
કૂપ કહેતાં ઝાકળ. ના ના કૂપ કહેતાં દરિયો.
ઝાકળ ઊડી જાય ને ભેગી ઊડી ચાલી તરીઓ
મસમોટી ખાઈઓ પર દરિયો તો હમેશનો પૂલ
જીવ: 'આ એકવાર થઈ ગઈ મારાથી વહાણુ નામે ભૂલ'
ઈશ્વર: 'ભૂલ કરી તો કર્યાં ભોગવો.'
જન્મ્યા? બધ્ધાં મર્યાં ભોગવો.
બિઝન-શિંગડે, શીળી-ભીંગડે, કરવત મેલી. યાદવી ઘેલી.
ભાઈનું ખૂન. દધીચિ પૂન. સિંહગઢ માથે. ઈસા સાથે.–આવાનવા મારા સૌ મોત.
જીવવાનું છે હરદમ મારે આ બધ્ધાંયની સોત
કમાલ મારી નાડી ધબકે.
મારી નાડી ધબકે – તે હું.
ધબક-પલક મૂંગી રહે – તે હું.
હા ના હા ના હબ નબ હબ નબ
હબ નબ હબ નબ એઠક તેરક
આમતેમ કૂદે છે મેડક ...... એ જ એ જ છે.
ખરું!
ખરું કે?
રીંછનો ખેલ (જેમાં સવાલ જવાબ થાય છે).
ભાલુ ભાલુ રીંછાજી,
ક્યાં છે તમારાં પીંછાંજી?
બે પગ નાચે ને નહીં પીછાં
એ તો અમારી વ્યાખ્યા રીંછા!
કાળા રીંછ, ધોળા રીંછ, એક?–હોય! બે?–સોળા રીંછ.

પીળા રીંછ, રાતા રીંછ. મૂંગું મૂંગું ગાતા રીંછ.
ફિક્કા કે ઘઉંવરણા રીંછ. મૂળે ખરતા પરણા રીંછ.
રીંછ રીંછ: ભાગો રે, આઘેથી પગે લાગો રે.
રીંછ! તમારી માનું માનતા. અમને મોટા નફા નથી થતા.
તેમને રાજા ખફા નથી થતા.
લે, વરસાદ આણી ફા નથી થતા.
ને મકાઈ તેણી ફા નથી થતા.
અમને આપમાં ઊંડી આસથા. રીંછ, તમારી માનું માનતા.
(એક ત્વરિત, ધાર્મિક, સમૂહ-નૃત્યનો રિચ્યૂઅલ. ચર્ચગેટ પાસે ક્રોસિંગ પર)
ભાલુ ભાલુ ભાલુ! તું જ ધોલું તું જ કાલું તું જ રાત્રીનો પ્રચંડ અંધકાર
ભાલુ ભાલુ ભાલુ! તું જ વિશ્વને સમાલું. સૂર્ય-ચંદ્ર તારા નેત્રના પ્રકાર.
તું જો ભૂખ્યું થાય, તો પછી તો શું કેવાય? હોય આકડે કે બાવળે છો મધ
ઊંઘરેટું થાય, ના દિવસથી યે અવાય. ના બરફને ગીગળી જવાની સધ.
ભાલુ ભાલુ ભાલુ! તું પવિત્ર ને તું ચાલુ. બાપજી, તું સનાતન વિશુદ્ધ ધમ્મ.
ભાલુ ભાલુ ભાલુ! ક્રોસ પર તને નિહાલું.
તું મેમ્બર ને તું પેગમ્બર.
The Party. ડેન્ડી સ્માર્ટી.
પ્રાક્રમ મહીં: To kill યુનિવર્સિટીમાં પિલ,
કાર્યોમાં એગ્રિકલ્ચર, ખાનારમાં તું વલ્ચર, જીરો મહીં વનેચર,
The wall. ડાર્ક ટોલ. તું જ બ્રહ્મ.
(હજી મોટેથી ભાઈઓ, હજી મોટેથી) (ક્રોસિંગ પર ટ્રાફિક-જૅમ થઈ જાય છે.)
ભાલુ ભાલુ ભાલુ! તું જ ધોલું તું જ કાલું, તું જ રાત્રીનો પ્રચંડ અંધકાર
ભાલુ ભાલુ ભાલુ!! તું જ વિશ્વને સમાલું. સૂર્ય-ચંદ્ર?! તારા નેત્રના પ્રકાર
(ગુસપુસ અવાજે, મોટા!) (અંડર ગ્રાઉન્ડ ટનલમાંથી, ભયા!)
ક્યાં છે અમારાં પીંછાંજી!? રીંછાજી!
ક્યાં છે તમારાં પીંછાંજી? ભાલુ ભાલુ રીંછાજી.
તાલિયાં બજાવ (એક એનાર્કિસ્ટનું સપનું).
મેરબાન સાબલોક, તાલિયાં બજાવ.
યે લોખંડની મોટી સાંકલ છે. સાંકલમાં સાતસો સિત્યાન્નબે કડી છે.

હમારા હાથ, ખભા, છાતી અને હ્રિદયની આસપાસ, દેખો સાબલોગ,
આ સાંકલ ભરાવી છે. યે સાંકલ લોખંડની છે, લોખંડની મોટી સાંકલ
છે, કડીએ કડી સાબૂત છે. આપકા હાથ લગાવ.
અરે! ડરના મત. કંઈ હર્જ છે નથી. આપકા હાથ લગાવ. તૂટે છે?
ના? અચ્છા.
મેરબાન સાબલોક, તાલિયાં બજાવ.
હમે ફકત છાતી ફૂલાવીને, આ લોખંડી સાંકલને તોડી નાખીસું, બીજા
કોઈ સાધન બગેર.
મેરબાન સાબલો'ક, તાલિયાં બજાવ.

સાંજનો જાદૂઈ થેલો (પોમ્બાઈ સેન્ટ્રલ વેઈટિંગ હોલમાં, ખુદાબક્ષ મુસાફર સિ૦ ચ૦નું
ટિકિટચેકરને નિવેદન)
આ શહેર પર પોતાના પડછાયા પડે.
અત્યારે અહીં શોધનારને શું ન જડે?
જડે કોયલાની ખાણોના ગોળ અટપટા રસ્તામાં હિચહાઈકિંગ કરતો
થાકી ગયેલો ઈશ્વર.
જડે ઉછળતા જળના કોલાહલની આડે બંધ-પીઠ રાખી બેઠેલા
ખંધા-ખડકો નશ્વર.
જડે હડપ્પાના પાદરમાં અડધાપડધા નવા જ દાવો રમતાં
બચ્ચાબચ્ચી બાળક ફ્રોઈડજૂના ગિલ્લીદંડા વડે.
આ શહેર પર પોતાના પડછાયા પડે
રકત-થિજેલી નદીઓ ઉપર વાટસળગતા ડાઈનામાઈટી પૂલો આ દેખાય:
ઉધરસ થઈને આવે દિવસો, ત્યારે અશાંત સાગરમાં ટાપૂઓ ડૂબી જાય.
ચાલનારને રસ્તો નડે.
આ શહેર પર પોતાના પડછાયા પડે.*

*આ કવિતા શ્રી રઘુવીર ચૌધરીને અર્પણ કરું છું. —સિ૦

# કવિતા

ધી રજિસ્ટ્રેશન ઑફ ન્યૂઝપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ
૧૯૫૬ અન્વયે "કવિતા" પત્ર અંગેની માહિતી

ફોર્મ નં. ૪
[ જુઓ રૂલ નં. ૮ ]

| | |
|---|---|
| ૧. પ્રકાશનનું સ્થળ | સ્ટેટ્સ પીપલ પ્રેસ, જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, મુંબઈ -૧. |
| ૨. તેના પ્રકાશનની સામયિકતા | : દ્વૈમાસિક |
| ૩. મુદ્રકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| રાષ્ટ્રીયતા | : હિન્દી |
| સરનામું | : મધુ મેનશન, તેલંગ રોડ, માટુંગા, મુંબઈ-૧૯ |
| ૪. પ્રકાશકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| રાષ્ટ્રીયતા | : હિન્દી |
| સરનામું | : મધુ મેનશન, તેલંગ રોડ, માટુંગા, મુંબઈ-૧૯ |
| ૫. તંત્રીનું નામ | : સુરેશ દલાલ |
| રાષ્ટ્રીયતા | : હિન્દી |
| સરનામું | : બનારસી ભવન, ૧૦મો રસ્તો, ખાર, મુંબઈ - ૫૨ |
| ૬. જે વ્યક્તિઓ આ અખબારના માલિકો હોય અને કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનારા ભાગીદારો અથવા શેરહોલ્ડરોનાં નામ તથા સરનામાં. | સૌરાષ્ટ્ર ટ્રસ્ટ (બોમ્બે પબ્લિક ટ્રસ્ટ્સ ઍક્ટ ૧૯૫૦ અન્વયે રજિસ્ટર્ડ) જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, મુંબઈ - ૧. |

હું ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ, આથી જાહેર કરું છું કે, ઉપર આપેલી વિગત મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

તા૦ ૧-૪-'૬૯ પ્રકાશકની સહી: **ધીરુભાઇ ઝીણાભાઇ દેસાઇ**

# કવિતા

તને જોઈ જોઈ તોય તું અજાણી!



વર્ષ ૨ : અંક ૪ : એપ્રિલ ૧૯૬૯
સળંગ અંક ૧૦
મુખપૃષ્ઠ • સજાવટ • દિનેશ દલાલ

**સૂચનાઓ :**
વરસમાં છ અંકો દર બે મહિને, ઑક્ટોબર, ડિસેમ્બર, ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન અને ઑગસ્ટમાં વીસમી તારીખે પ્રકટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

**લવાજમ :**
દેશમાં રૂપિયા છ, પરદેશમાં રૂપિયા આઠ, ત્રૈવાર્ષિક રૂપિયા ૧૬, છૂટક નકલનો રૂપિયો એક. વરસથી ઓછું લવાજમ સ્વીકારવામાં આવશે નહિ.

**પત્રવ્યવહારનું સરનામું :**
જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧.

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક: ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, કોટ, મુંબઈ–૧.

# કવિતા

ધી રજિસ્ટ્રેશન ઑફ ન્યૂઝપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ
૧૯૫૬ અન્વયે "કવિતા" પત્ર અંગેની માહિતી

ફોર્મ નં. ૪

[જુઓ રૂલ નં. ૮]

| | |
|---|---|
| ૧. પ્રકાશનનું સ્થળ | સ્ટેટ્સ પીપલ પ્રેસ, જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, મુંબઈ -૧. |
| ૨. તેના પ્રકાશનની સામયિકતા | : દ્વૈમાસિક |
| ૩. મુદ્રકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| રાષ્ટ્રીયતા | : હિન્દી |
| સરનામું | : મધુ મેનશન, તેલંગ રોડ, માટુંગા, મુંબઈ-૧૯ |
| ૪. પ્રકાશકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| રાષ્ટ્રીયતા | : હિન્દી |
| સરનામું | : મધુ મેનશન, તેલંગ રોડ, માટુંગા, મુંબઈ-૧૯ |
| ૫. તંત્રીનું નામ | : સુરેશ દલાલ |
| રાષ્ટ્રીયતા | : હિન્દી |
| સરનામું | : બનારસી ભવન, ૧૦મો રસ્તો, ખાર, મુંબઈ - ૫૨ |
| ૬. જે વ્યક્તિઓ આ અખબારના માલિકો હોય અને કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનારા ભાગીદારો અથવા શેરહોલ્ડરોનાં નામ તથા સરનામાં. | સૌરાષ્ટ્ર ટ્રસ્ટ (બૉમ્બે પબ્લિક ટ્રસ્ટ્સ ઍક્ટ ૧૯૫૦ અન્વયે રજિસ્ટર્ડ) જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, મુંબઈ - ૧. |

હું ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ, આથી જાહેર કરું છું કે, ઉપર આપેલી વિગત મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

તા૦ ૧-૪-'૬૯ પ્રકાશકની સહી: **ધીરુભાઇ ઝીણાભાઇ દેસાઈ**

# કવિતા

## તને જોઈ જોઈ તોય તું અજાણી!



વર્ષ ૨ : અંક ૪ : એપ્રિલ ૧૯૬૯
સળંગ અંક ૧૦
મુખપૃષ્ઠ • સજાવટ • દિનેશ દલાલ

**સૂચનાઓ :**
વરસમાં છ અંકો દર બે મહિને, ઑક્ટોબર, ડિસેમ્બર, ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન અને ઑગસ્ટમાં વીસમી તારીખે પ્રકટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

**લવાજમ :**
દેશમાં રૂપિયા છ, પરદેશમાં રૂપિયા આઠ, ત્રૈવાર્ષિક રૂપિયા ૧૬, છૂટક નકલનો રૂપિયો એક. વરસથી ઓછું લવાજમ સ્વીકારવામાં આવશે નહિ.

**પત્રવ્યવહારનું સરનામું :**
જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧.

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક: ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, કોટ, મુંબઈ–૧.

# કવિતા

ઉશનસ
સુન્દરમ્
પ્રિયકાન્ત મણિયાર
સુરેશ દલાલ
જયન્ત પાઠક
પ્રાણજીવન મહેતા
રમેશ પારેખ
જગદીશ ત્રિવેદી
રાજેન્દ્ર શુક્લ
રમેશ જાની
જિનપદ્મસૂરિ
રાજશેખરસૂરિ
વિનયવિજય
જ્યોતિષ જાની
ભાનુપ્રસાદ પંડ્યા
કાન્તિલાલ કાલાણી
યશવંત ત્રિવેદી
ઝવેરચંદ મેઘાણી
નીતિન મહેતા
વેણીભાઈ પુરોહિત
સુમિત્રાનંદન પંત
વિશ્વ બંદોપાધ્યાય
વલ્લિયપ્પા
ઓત્સુઓ આહ્કી
કૌશિક પારેખ
જુઝુપ્પે ઉન્ગારેત્તી
પ્રદ્યુમ્ન તન્ના
યેવટુશેન્કો
ઈ. ઈ. કમિંગ્ઝ
વૉલ્ટ વ્હિટમેન
વિલોચન ત્રિવેદી
શ્રી અરવિંદ
ડબલ્યુ બી. યેટ્સ
મેઘનાદ હ. ભટ્ટ
હરીન્દ્ર દવે

# શરમાળ પ્રેમને ● ઉશનસ્

અહો, મારા વ્હાલા પ્રણય-પ્રભુ! ઓ દેવ, દયિત!
હવે તો અંધારી રજની–ગલીથી બ્હાર નીકળો,
ખૂલાં મેદાનોના જગતમહીં થોડું કંઈ ભળો,
ફરો ખુલ્લે ચ્હોરે રવિ–ઊજળી ભૂમાં તડકિત;

ફરો આ ક્ષેત્રોમાં: દૂધભર લચ્યાં છે કણસલાં,
જુઓ તો આ લજ્જા તમ, રતુમડી કૂંપળ થઈ
ફૂટી છે શાખાગ્રે તરુ તરુ કશો સંપુટ લઈ!
ચલો, પ્હાડી શૃંગો ઉપર ફરીએ દ્યૌથી ઊજળાં;

અહો, મારા વ્હાલા પ્રણય, અવ તો બ્હાર નીકળો:
વસંતી ટીશી શા ધરતીતલથી માથું ઊંચકી
હવામાં લ્હેરાઓ, વસન તમ ખુલ્લે ફરફરો,
રચો ઓળાઓની નકશી તડકામાં ઝીણી ખચી;

અબોલી ઝંખાનાં રજનીભર સાર્યાં અઁસવન
ઝગી ઊઠો સૂર્યે સ્મિત સ્મિત થઈ ઝાકળ કણ.

આ પવન—
કેવો વહે છે
ખુશખુશાલ!

શા ખબર
એને મળ્યા છે
કો ખુશીના,
શું મળ્યું છે,
શું જડ્યું છે,
શું નજર એને પડ્યું છે
અવલનવલું વા કમાલ?
આ પવન૦

શું જડી છે
કોઈ એને ગુલ બદનની,
ખુશ્બૂ કેરી કોઈ ખાણ,
કે કરાવી
કો ગયું તાજી ફરી
કો પુરાતન પ્રીતની પહેલી પિછાન?

કે નિહાળ્યું
કોઈ એણે
આંખ મીંચી
બાંકડે બેઠેલ બાગે
ક્યાંક સાંધી મનનો તાર?

કે હતું ત્યાં
ગોખમાં ઊભેલ કોઈ
દૂર દૂરે ફેંકતું નિજ
આહની લાંબી કતાર?

કે બજાવી
કો રહ્યું'તું
રણઝણંતી રેલની
આસાવરીની નિજ સિતાર?

કે સજાવી
કો રહ્યું'તું ·
મંદ મંદે બીન નિજની
માંડવા માદક મલ્હાર?

કે હસી કોઈ રહ્યું'તું
એકલું બસ એકલું હા
પેટ પકડી ખડખડાટ,
કે જપી કોઈ રહ્યું'તું
પ્રાણ બાંધી પ્રણવ પાવક
કો સરિતને પુનિત ઘાટ?

કે જતું'તું
ધીર પગલે
આંખ કો આસમાન જોડી
આ જગતની પેલે પાર?

કે પછી કો
આવતું'તું
દૂરને આસમાનથી શું
આંખમાં લૈ
સૃષ્ટિ કેરો પૂર્ણ સાર?

આ પવન,
પાગલ સમો,
કેવો વહે છે ખુશખુશાલ!
ખુશખુશાલ!!

# ત્રણ કાવ્યો ● પ્રિયકાન્ત મણિયાર

લગભગ સાત વાગતા
ભચ્ચ ધારથી એક ઝાટકે ગઈ કપાઈ કૂકરે કૂક
કૂકરે કૂકના કટકેકટકા
છરા ઉપરના ધાર–ટેરવે બુંદ થઈને અબોલ બેઠી
ઢળી પડીને રક્ત ચૂસતી ધૂળ ભીંજવે
ભરબપ્પોરે ગઈ ઓગળી
સમી સાંજના સ્તબ્ધ બની ગઈ
ગાઢ રાતના તારાઓમાં થાવા માંડી પાછી ક્યાંથી સળવળ સળવળ
ફરી સવારે સાત વાગતા
સૂઈ શોધતી એ જ બોલતી કૂકરે કૂક...
એક કૂકડા માંહ્ય કેટલી ભરી હતી તે કૂકરે કૂક!

●

પહાડની નીચે પતંગ જેવી રંગબેરંગી પાંખ
ફૂલ સરીખું ફફડયા કરે આભની જુએ આંખ
શ્વાસ ભરીને સમીર મથે ડુંગરો કંઈ ડોલતો નથી
પ્હાડ ઝૂકેલાં ઝાડવા ઝૂલે ડુંગરો હજી બોલતો નથી
દરિયો આવ્યો દોડતો ભરી વ્હાલની વાદળ-પોઠ
પલળે તો તો પાષાણ શાના? ગમતી નથી ગોઠ;
એક વેળા ત્યાં ધરતી ધ્રૂજી ડુંગરો જરા નમવા માંડયો
પ્રાણ ભરીને પતંગ પાછો આભમાં આછું રમવા માંડયો

●

બધે પથરાયલું અપાર અસીમ અગાધ આકાશ
પડતર પતંગના હલકા કાગળના કટકાની જેમ ફાટી ગયું.
ન વિખરાતાં ન વરસતાં વાદળો
વાદળની જેમ નીચોવાઈ ગયાં
હું એકલો
ખડકની ટોચ પર–ઘણી વાર ઊભો રહી
જર્જરિત, તરફડતા તારાઓને લઈને
નીચે ખીણમાં ઊતરુ છું
બકરીનાં બચ્ચાંની જેમ તે સહુને
લીલું ઘાસ ચરાવું છું
ટેકરી ચડી શકે એવાં
ફરી તાજાં થાય તો?

મારામાં વૃક્ષો બંધાયે, મકાન ઊગે –
અને વૃક્ષની પર્ણ-બારીમાં ચાંદો-સૂરજ
કિરણોનું આ સફેદરંગી સરઘસ લઈને આવે.

વાદળ જેવા વહી આવતા લોક કેટલાં
તારાઓ નારા આપે ને સહુ પુકારે –
અવાજનું ટોળું કાનોમાં કેદ;
આંખોમાં અંધારું થઈને પીળુંપીળું અજવાળું અકળાય.

મારામાં આ રાત–દિવસ સૌ
જતી–આવતી લિફ્ટ થઈને ઊંચેનીચે નીચેઊંચે
મારામાં આ ટેક્સી, મોટર, ટ્રેન અને આ લાલ રંગનું મકાન મ્હાલે ...
સીધું, વાંકું, આડુંઅવળું, ગોળ ગોળ
થંભે, દોડે, દોડે, થંભે, ઊભે, દોડે, થંભે–
હું સ્ટેન્ડ અને ગૅરેજ અને પ્લેટફૉર્મ અને હું ડિપો.

આમ જુઓ તો
હું ઘણું બધું ને કાંઈ કશું નહીં

હું ડામરનો રસ્તો ને ફંટાતા બબ્બે પાટા
અર્ધા ઉખડેલા પોસ્ટર જેવો પડી રહ્યો;
હું ટેલિફોનનું ફરતું ડાયલ, ડિરેક્ટરીમાં નંબર
હું રસ્તાનું સિગ્નલ ને હું પોલીસનો ભૂરો હાથ.
મારો હું સંગાથ છોડીને ભટકું સહુની સાથ.

મારામાં હું તૂટી પડું
ને મકાન ઊગે.

## આંસુડે ● જયન્ત પાઠક

આંસુડે વરસાદ પડ્યો ને ખેતરમાં ખારાશ;
હવે ઊગવું ક્યાંથી રણમાં એક ઝીણું યે ઘાસ!

ડૂસકે ડૂસકે ગયા દબાઈ આભ-ઊંચેરા પ્હાડ;
હવે ઝરણ ક્યાં! ભૂકો થૈને ઊડે હવામાં હાડ!

વજોગની વીજળીએ સળગી ગયાં વનોનાં વંન;
હવે ફૂલફળ કેવાં! તડતડ રહ્યાં તતડતાં મંન!

ગયા ગુલાબી ચાકરીએ ને મને મેડીએ મૂકી;
ભીને વાયરે ભડકા ઊઠે, ઘરની ગાય વસૂકી.

સાંભળતાં આવ્યાં તે સાચું; પ્રીત ન કરિયો કોઈ;
ભૂલી ગયાં ભાયગના દોષે, અમરવેલ આ બોઈ!

●

બળદકાંધે બાંધ્યા ઘૂઘરાઓમાં સીમ ગૂંજતી.
શિંગડાઓ તો બાજરાના ડૂંડાની જેમ
ડોલતાં આંખની સામે.
ડચકારામાં
આસપાસના ખીણ–પહાડ પડઘાતાં.
ચીલે પડી રહેલી ધૂળ પણ
પૈડે વળગી; થોડું આગળ ચાલી
પાછી હેઠ પડી રહેતી.
અડખેપડખેના ગામ વીંધીને
ગાલ્લું આગળ ચાલતું.
સમય વેરતો સૂરજ
પેલા પીપળ–થડની આડ લપાયો.
પક્ષીને તાજી ફૂટેલી પાંખોની જેમ
પાંપણ તો બસ ફફડ્યા કરતી ક્યારની.
પાણીના રેલા સમ ફેલાતા અંધકારમાં
હું સરતો જઉં ધીમે ધીમે
મારા ગામ ભણી.

## ગામ ભણી ● પ્રાણજીવન મહેતા

ગીત ● રમેશ પારેખ

દર્પણ-શી આંખ તમે ફેરવી લીધી
ને મારો ચહેરો ઢોળાઈ ગયો ધૂળમાં

એવો તો રોજ રોજ બળતો અવકાશ લઈ
શેરીમાં વાયરા ફૂંકાયા
ઘરમાં હતા એ બધા ઝળહળતા આયના
પાણીની જેમ રે સુકાયા
કેવું થયું કે મને હું યે ન ઓળખું
કે ઓળખે ન કોઈ ગોકુળમાં

દર્પણ-શી આંખ તમે ફેરવી લીધી
ને મારો ચહેરો ઢોળાઈ ગયો ધૂળમાં

●

કોણ પાગલ હાથ મારા ગીતને ઊંચકી ગયા?
ને આભના ભેંકાર રસ્તાઓ ઉપર
કોણે કહો મુજ ગીતના શબ્દો બધા વેરી મૂકયા?
તે રચાતા કો કવિના 'તારલા' ના ગીતમાં
ગૂંથાઈને આજે હવે લખલખ હસી મુજને રહ્યા!
કોણ પાગલ હાથ મારા ગીતને ઊંચકી ગયા?
પૃથ્વીની રજરજ મહીં
કોણે ભલા મુજ ગીતના શબ્દો દીધા સૌ ભેળવી?–
તે કો કવિનાં –
ફૂલ
ફળ
તૃણ
કણસલાં–નાં
–ગીતો મહીં ગૂંથાઈને લખલખ હૃદય ધબકી રહ્યા!

શબ્દ ● જગદીશ ત્રિવેદી

તારુણ્યનાં, તરલરેખ તણાં, પળોનાં
આ પંથના મિલન ભંગુર; તોય એનાં
આશ્ચર્યના ક્રમ રચાય અનંત, એનાં
નિઃસ્પંદન મૌનઝરતાં પગલાં ભરી દે
કૈં યાદ તમને ય અતીતનું કૈં
બંશી, કદંબ, યમુના, વ્રજ, ધેનુવૃંદ...
તો શૂન્યને ચપક ડૂબવતાં બધું ય
બંને ધરી અધરનાં દલ એકમેવ
છેલ્લું શ્વસી સઘન, લોચન, અર્ધમીંચ્યે
હાલામયી તરલ ગ્રંય ઝલાય એવું
ઊંડાણમાં, નિબિડમાં, તમમાં, ગુહામાં,
પાતાળમાં સરકિયે હળવેકથી કે
ઘોરે સમુદ્ર ઘનગર્જિત તોય એમાં
ડૂબે સમુદ્ર, પળ એક તર્યા કરે કૈં!



ક્યાંક પડ્યો વરસાદ નદીમાં પૂર આવિયાં,
વહી રહ્યો ઉન્માદ, નદીમાં પૂર આવિયાં.
છોળ ઉછળે છોળ નદીમાં પૂર આવિયાં,
આભલગાં અંઘોળ, નદીમાં પૂર આવિયાં.
જળને ઝીણે સૂર નદીમાં પૂર આવિયાં,
અમે તણાયા દૂર નદીમાં પૂર આવિયાં.
ક્યાં કાંઠો ક્યાં ગામ, નદીમાં પૂર આવિયાં,
ભૂલી ગયાં નિજ નામ, નદીમાં પૂર આવિયાં!.

સંજમસિરિહિસું ભોગ | .... સંયમશ્રી સહ ભોગ

શ્રાવણિ સરવણિ કડુયં મેહુ ગજ્જઈ વિરહિ રિઝિજ્ઝઈ દેહુ,
વિજ્જુ ઝબક્કઈ રક્‌ખસિ જેહુ નેમિહિ વિણુ સહિ સહિયઈ કેહુ?

[ શ્રાવણ માસમાં સરવડે વરસતો કડવો મેહ ગાજે છે અને વિરહિણીના દેહને રહેંસી નાખે છે. વીજળી તો રાક્ષસી જેવી ઝબકી રહે છે. હે સખી, નેમિ વિના એ કેમ સહન થાય? ]

ઈસુની તેરમી સદીના ઉત્તરાર્ધમાં વિનયચન્દ્ર રચિત ‘નેમિનાથ ચતુષ્પદિકા’માં રાજુલની આ ઉકિતમાં વિરહવેદનાનું પરંપરાગત છતાં ઉત્કટ આલેખન થયું છે. વર્ષાઋતુ તો આપણે ત્યાં છેક સંસ્કૃત કાવ્યરચનાઓથી વિરહનો પ્રધાન ઉદ્દીપન વિભાવ બની રહી છે. અપભ્રંશમાંથી ગુજરાતી તરફ ગતિ કરી રહેલી આપણી તત્કાલીન ભાષામાં અને કવિતામાં પણ એ પરંપરા અખંડ ચાલુ રહી છે.

જૈન ધર્મની ભગવાન નેમિનાથ અને રાજુલ(રાજીમતિ)ની પ્રખ્યાત પ્રીતિકથા જૈન મુનિવરોને હાથે ‘રાસ’, ‘ફાગુ’ કે ‘ભ્રમરગીતા’ જેવા કાવ્યપ્રકારમાં પ્રેમાદરપૂર્વક ખેડાઈ છે.

દ્વારિકામાં વરઘોડે ચડીને આવતા નેમિનાથે પોતાના લગ્નપ્રસંગને નિમિત્તે જાનૈયાઓને જમાડવા માટે વાડામાં બાંધી રાખેલા પશુઓને જોઈને ઊંડી વિરકિત અનુભવી લગ્ન કર્યા વિના જ સંસારત્યાગ કર્યો અને સાંવત્સરિક દાન દઈ રેવંતગિરિ પર દીક્ષા ગ્રહણ કરી કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું. રાજીમતિએ પણ એમની પાસેથી જ દીક્ષા લઈ સિદ્ધિ મેળવી.

જૈન સાહિત્યમાં એવું જ લોકપ્રિય, કવિપ્રિય અને ધર્મપ્રિય સ્થાન છે સ્થૂલિભદ્ર અને કોશાની પ્રેમકથાનું.

સ્થૂલિભદ્રસૂરજિ ગુરુઆજ્ઞાથી પોતાની પૂર્વ-પ્રેયસી કોશા ગણિકાને ત્યાં ચાતુર્માસ ગાળવા જાય છે. કોશાના રાગ-અનુરાગ અને રૂપનો પાર નથી. રૂપ, શણગાર અને અનુરાગનાં ત્રિવિધ આકર્ષણ પણ સ્થૂલિભદ્રના પૂર્વાશ્રમના બારબાર વર્ષના પ્રેમોન્માદને જાગ્રત કરી શકતાં નથી કારણકે એ તો બધાંથી પર થઈને ‘સંજમસિરિ’–સંયમશ્રી–ને વર્યા છે. શ્રી જિનપદ્મસૂરિકૃત ‘સ્થૂલિભદ્ર ફાગુ’માં કથાનાયક નાયિકાને કહે છે: હવે તું કશો ખેદ ન કરીશ. મારું હૈયું લોહથી ઘડાયું છે. તારાં વચનથી એ ભીંજશે નહીં. હવે તો સિદ્ધિરમણીને પરણવું છે: સંજમસિરિ સાથે ભોગ રમવા છે...

ગુજરાતી ભાષા અને સાહિત્યનું પગેરું કાઢતાં કાઢતાં આપણને ઠેઠ અગિયારમા શતક સુધી પાછળ જવું પડે છે. બારમા શતકમાં કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યરચિત ‘સિદ્ધ-

હેમ'માં સંગ્રહાયેલા દુહાઓને જાણવા અને માણવા પડે છે. અપભ્રંશોત્તર ગુજરાતીની સર્વપ્રથમ ઉપલબ્ધ કૃતિ તે જૈન મુનિશ્રી શાલિભદ્રસૂરિકૃત 'ભરતેશ્વર - બાહુબલિરાસ'!

આપણી ભાષા અને એના સાહિત્યના ક્રમિક વિકાસને સમજવા માટે જૈન-સાહિત્યનો અભ્યાસ અનિવાર્ય છે. એની કૃતિઓનો અંત અચૂકપણે વિરક્તિમાં પરિણમે છે, પરંતુ તે પહેલાં સંસારનાં સુખ-દુઃખ અને ભોગ-વિલાસથી ભર્યાભર્યાં આલેખનો પણ એમાં જીવંત રસિકતાથી કરવામાં આવતાં. જૈન મુનિઓની કાવ્યભાષાની એક લાક્ષણિકતા પૂર્વકાલિન ભાષાશૈલી અને એના સ્વરૂપને બને ત્યાં સુધી જાળવી રાખવાની હતી.

અને એ કવિમુનિઓનું પદલાલિત્ય અને કાવ્યત્વ તો અહીં આપેલાં ઉદાહરણોમાં સ્પષ્ટ જ છે. એનું ભાષાસ્વરૂપ આજના વાચકને વત્તેઓછે અંશે અપરિચિત લાગે એવું છે, અને છતાં યે એમાં ગુજરાતી ભાષાનો પિંડ બંધાતો દેખાય છે. થોડાક પરિશ્રમે અને પરિચયે એની સાથે આત્મીયતા કેળવતાં મુશ્કેલી પડતી નથી. એનો મધુર કોમલ નાદવૈભવ, એની પ્રાસ, આંતરપ્રાસ કે આંતર્-યમક સાંકળીની મનહર લીલા મનભર પણ ઓછી નથી!



## જિનપદ્મસૂરિકૃત 'સ્થૂલિભદ્ર ફાગુ'(સં૦ ૧૩૯૦-૧૪૦૦)માંથી વર્ષાવર્ણન

ઝિરિમિરિ ઝિરિમિરિ ઝિરિમિરિ એ મેહા વરિસંતિ,
ખલહલ ખલહલ ખલહલ એ વાહલા[૧] વહંતિ,
ઝબઝબ ઝબઝબ ઝબઝબ એ વીજુલિય ઝબકઈ,
થરહર થરહર થરહર એ વિરહિણિમણું[૨] કંપઈ.

મહુરગંભીરસરેણ મેહ જિમ જિમ ગાજંતે,
પંચબાણ નિય કુસુમબાણ તિમ તિમ સાજંતે,
જિમ જિમ કેતકી મહમહંત પરિમલ વિહસાવઈ,
તિમ તિમ કામિય ચરણ લગ્ગિ નિયરમણિ[૩] મનાવઈ,

સિયલ[૪]કોમલસુરહિ વાય જિમ જિમ વાયંતે,
માણમડપ્ફર માણિણિ ય તિમ તિમ નાચંતે,
જિમ જિમ જલભરભરિય મેહ ગયણંગણિ મિલિયા,
તિમ તિમ કામી તણા નયણ નીરિહિ ઝલહલિયા.

મેહારવભરઊલટિ ય જિમ જિમ નાચઈ મોર,
તિમ તિમ માણિણિ ખલભલઈ સાહીતા[૫] જિમ ચોર

### કોશાના શણગારનું આલેખન :

કન્નજુયલ[6] જસુ લહલહંત કિર[7] મયણ[8] હિંડોલા,
ચંચલ ચપલ તરંગચંગ જસુ નયણકચોલા,
સોહઈ જસુ કપોલપાલિ જાણુ ગાલિમસૂરા,
કોમલ વિમલુ સુકંઠુ જસુ વાજઈ સંખતૂરા.

લવણિમરસભર કૂવડિય[9] જસુ નાહિ ય રેહઈ,
મયણરાય કિર વિજયખંભ જસુ ઊરૂ સોહઈ,
જસુ નવપલ્લવ કામદેવઅંકુસ જિમ રાજઈ,
રિમિઝિમિ રિમઝિમ એ પાયકમલિ ઘાઘરિય સુવાજઈ.

નવજોવનવિલસંતદેહ નવનેહગહિલ્લી,[10]
પરિમલલહિરિ મયમયંત રઈ[11] કેલિપહિલ્લી,
અહરબિંબ[12] પરવાલખંડ વરચંપાવન્ની[13]
નયણસલૂણી ય હાવભાવ બહુ ગુણસંપુન્ની.

ઈય સિણગાર કરેવિ વર જવ આવી મુણિ પાસિ,
જોએવા કઉતિગિ[14] મિલિય સુરકિન્નર આકાસિ.

●

કોશા : બારહવરિસહં તણઉ નેહુ કિણિ કારણિ છંડિઉ,
એવડુ નિઠુરપણઉ કંઈ મૂંસિઉ તુમ્હિ મંડિઉ ?
થૂલિભદ્ર પભણેઈ :[15] વેસ,[16] અહ ખેદુ[17] ન કી જઈ
લોહિહિ ઘડિયઉ હિયઉ મજઝ[18] તુહ વયણિ[19] ન ભીજઈ.

...

મુણીવઈ જંપઈ : વેસ, સિદ્ધિરમણી પરિણેવા,
મણુ લીણઉ સંજમસિરિહિસું[20] ભોગ રમેવા.

☐

રાજશેખરસૂરિકૃત દ્વિતીય 'નેમિનાથ ફાગુ'(આશરે સં. ૧૪૯૦)માંથી–

### વસંતવર્ણન :

વિહસિય રતિપતિ ઋતુપતિ તઉ અવતરિઉ વસંત,
ભુવણ પરાજય સંમુહુ વમ્મહુ ચલિઉ હસંતુ.

રાગ વસંતહ અવસરુ નવસરુ જાણિય ગાઈ,
ફલિ દલિ કુસુમિહિ સોહઈ, મોહઈ મનુ વનરાઈ,

કેલિજલિ કમલિણિ લહકઈ, બહકઈ મલયસમીરુ,
વાણિ મૂ મધુરિમ દાખઈ, ભાખંઈ કોમલ કીરુ[21]
કોઈલ[22] કેલિ નિહાલિય બાલિય[23] મેલ્હઈ[24] માનુ[25]
ભમઈ સુ ભમરઉ રણિઝણિ, રુણિઝણિ ઝુણિહિ સગાનુ.
દેખિય મધુરસપિંજરિ મંજરિ વર સહકારિ[26]
બોલઈ પંચમ રાગિહિ રાગિહિ કોઈલ નારિ.
વિરહિણિજનમનુ કંપઈ, ચાંપઈ ભુવણુ અણંગુ[27]
બહલિય મહલિય કેલિહિં, કેલિહિ કામિય રંગુ.

*

અગણિય[28] રાજલ-વયણુ દાણુ સંવત્સર[29] દેઈ,
રેવય[30] ગિરિવરિ સામિસાલુ[31] સંજમસિરિ,
ચઉપન દિણિ અકલંક વિમલ કેવલસિરિ પામિય,
ઘણઈ કાલિ રાઈમઈ[32] સરિસુ સિવિ પત્તાઉ સામિઉ.

□

વિનયવિજયકૃત 'નેમિનાથ ભ્રમરગીતા'(સં. ૧૭૦૬) માંથી–

રાજુલની વિરહવ્યથા

સહીઅર નેમિનંઈ જઈ મનાવઉ,
હવે હઠ છંડિ પ્રીઉ વેગિ આવો,
જુ ધુરિ જાણતી મુગતિ–રાતઉ[33]
કરિ ગ્રહી રાખતી કંત જાતઉ[34]

ચંદ્ર તપિ સૂરજ પરિ,[35] દાદુર દઈ દુખ જોર,
ઘોર ઘના ઘન ગાજઈ, ન વલિ કંત કઠોર,
નીંદ ન આવિ વિરહણ, દેખું સુંહણે[36] નાહ,
બાપીયડો[37] પીઉ પીઉ કરિ, દૂણું[38] દિ[39] વલી દાહ.

જાણું હતુ જઈ પૂરિસ્યું, સાસરડિ સુખવાસ,
સાસૂનિ પાએ લાગિસૂં, સસરોજી પૂરસ્યઈ આસ.
સું જાણુ ઈમ નાહલુ[40] જાસ્યઇ દેઈ છેહ,
વયર વયાસું જે કીયું, નિસ - નેહાસું[41] નેહ.

*

નેમિજી રાજુલિ પ્રીતિ પાલી, વિરહની વેદના સર્વ ટાલી;
સુખ ઘણાં મુગતિ વેગિ દીધાં, નેમિથી વિનયનાં કાજ સીધાં

પાદટીપ:

૧-વાયુ, ૨-વિરહીમન. ૩-નિજ રમણી, ૪-શીતલ, ૫-પકડાયેલ. ૬-કર્ણયુગલ, ૭-ખરેખર. ૮-મદન. ...૯-લાવણ્યરસભરી કૂઈ. ૧૦-નવનેહથી ઘેલી. ૧૧-રતિ...૧૨-અધર-બિમ્બ. ૧૩-શ્રેષ્ઠ ચંપાવર્ણી. ૧૪-કૌતુકથી. ૧૫-બોલ્યા. ૧૬-વેષ્યા. ૧૭-ખેદ. ૧૮-મારં. ૧૯-વચને. ૨૦-સંયમશ્રીશું. ૨૧-પોપટ. ૨૨-કોયલ. ૨૩-બાલા- ૨૪-મેલે, મૂકે. ૨૫-માન. ૨૬-આમ્રવૃક્ષ. ૨૮-અનંગ. ૨૮-અવગણી.... ૨૯-સંવત્સર–દાન. દીક્ષા લેતાં પહેલાં વર્ષ સુધી દાન આપવું તે. ૩૦-રેવંત, ગિરિનાર પર્વત. ૩૧-સ્વામીકસાર, શ્રેષ્ઠ એવો સ્વામી. ૩૨-રાજીમતિ, રાજુલ. ૩૩-મુકિતમાં રાતો, અનુરકત. ૩૪-જાતો. ૩૫-પેરે, જેમ. ૩૬-સ્વપ્ને. ૩૭-બપ્પૈયો ૩૮-બેવડો. ૩૯-દે, ૪૦-નાથ, ૪૧-સ્નેહવગરના સાથે.

[ કવિમિત્ર મણિલાલ દે. ની મૃત્યુતિથિએ ]
આજે જ
તારી ચુપકીદીના સમુદ્ર ઉપર
પાંખ ફફડાવી ઊડી ગયેલા
એક આકાશ–પંખીને મેં સાંભળ્યું:
'અંધકારના રકતચાપથી સૂર્યનો એક શબ્દ વીંધું
એ જ હું, એ જ હું, એ જ હું.'

**સૂરજની સાક્ષીએ ● જ્યોતિષ જાની**

## ગીત ● ભાનુપ્રસાદ પંડ્યા

લ્યો, મોં–સૂઝણાના ગોંદરા લગી
રાત્ય વળાવી તારલા સર્યા !

લ્યો, શમણાંની સાહેલિયુંએ પણ
અળગાં થઈ 'આવજો !' કર્યા !

લ્યો, બારણે કૂદાકૂદ કરે અંજવાસ
ને લાગ્યા આંખ્યને ઠેલા !

લ્યો, શેરી પલાળી પાદરે પૂગ્યા
પાણિયારેથી રૂપના રેલા !

લ્યો, અણસારાએ હીંચનારાને
લઈને ચાલ્યા સીમના ચીલા !

લ્યો, હોલવાયા મેળાપના દીવા
ઓશિયાળાંના ઓરડા વીલા !

લ્યો, સુવાસ રીઝી ગૈ, સાંજની તે
અકબંધ વાળેલી મૂઠિયું ખોલી !

લ્યો, ડાળખી મેલી આભલે પ્હોળી–
થાય રે ઓલી ગીતની ટોળી !

લ્યો, એકલા ને અણોહરા ઊભા
વાછરુ ભેળા કોઢયના ખીલા !

લ્યો, ડુંગરા – નદી પાથરી બેઠા
કાંઈ ચારેપા વ્હાલની લીલા !

શબ્દ આપણને આ લોકમાંથી ભાવલોકમાં લઈ જાય છે. એની લીલા ન્યારી છે; એનું સ્ફુરણ અલૌકિક છે. એ નશ્વરનું અનશ્વર સાથે અનુસંધાન સાધી આપે છે. ઉમાશંકરે શબ્દને 'ચિરંતન જ્યોતિસ્તંભ' કહ્યો છે.

શબ્દની લીલા સર્જવામાં કવિ પાસે સ્થાપત્યસૂઝ અને ઉત્તમ નકશીકામની હથોટી જોઈએ. આ કામ એણે શબ્દના સૂક્ષ્મ સ્વરૂપ પાસે લેવાનું છે, અને એ અનાયાસે થવું જોઈએ. શબ્દ સ્વતઃ વિકસવો જોઈએ. ટી. એસ. એલિયટે કહ્યું છે તેમ you cannot build a tree, you can only plant it, and take care for it, and wait for it to mature in its due time.

ઠાકોરે આ જ વાતને આ રીતે ઉતારી છે:

**'નકશ–હુકુમ ઈમારત ચાલે, વૃક્ષ ચલે નિજ લીલા.'**

ઈમારત નકશા પ્રમાણે રચાય છે. એની details નક્કી થયા પ્રમાણે અમલમાં મુકાય છે. વૃક્ષનો લીલાવિસ્તાર કોઈ નક્કી નથી કરતું. કાવ્યમાં બન્નેનું સુભગ મિલન થાય છે. કવિ સૌન્દર્યના ટાંકણાથી શબ્દને સજાવે છે. એક વખત કાવ્ય કંડારાઈ ગયું પછી કવિતા એક સૃષ્ટિ બની જાય છે. આ સૃષ્ટિ નિર્માણ કરવામાં આયાસ-અનાયાસની પ્રક્રિયા એકીસાથે ચાલતી હોય છે. આયાસની પ્રક્રિયામાં છંદ, અલંકાર વગેરેનો સમાવેશ થાય છે.

છંદ નિયત લઘુ-ગુરુના ગુચ્છોનો, અમુક સંખ્યાની માત્રાના આવર્તનોનો અથવા નિશ્ચિત સંખ્યાવાળા અક્ષરોનો બનેલો છે. છંદશાસ્ત્રીઓએ અક્ષરોના બે બહોળા ભેદ પાડયા છે: લઘુ ઉચ્ચારવાળા અને ગુરુ ઉચ્ચારવાળા. અ, હ્રસ્વ ઇ અને ઉ સ્વરો અને એવા સ્વરોથી યુકત વ્યંજનો લઘુ અથવા એક માત્રાવાળા છે. એ સિવાયના સ્વરો અને એ સ્વરોથી યુકત વ્યંજનો ગુરુ અથવા એકથી વધારે માત્રાવાળા છે. જોકે એમાં કેટલાક અપવાદ છે.

લઘુ સ્વરવાળા અક્ષર પછી સંયુકતાક્ષર આવે તો તેનો થડકારો આગળના લઘુ સ્વરવાળા અક્ષર પર પડે છે અને એ ગુરુ બની જાય છે. એવી જ રીતે સ્વર પછી સ્વર ભળ્યા વિનાનો વ્યંજન આવે તો આગળનો લઘુ સ્વરવાળો અક્ષર ગુરુ બની જાય છે:

આયુષ્ય છે ત્યાં સુધી છે જ યુદ્ધ,
કો મૃત્યુ પૂર્વે ન સુપૂર્ણ બુદ્ધ —ઉમાશંકર

*

સંસારભીરુ – પ્રભુને અમે લહ્યા!

ઉપરની પંક્તિઓમાં આયુષ્યનો 'યુ', યુદ્ધનો 'યુ', મૃત્યુનો 'મૃ' અને બુદ્ધ નો 'બુ' લઘુ અક્ષરો છે પણ પછીના અક્ષરોના થડકારને લીધે ગુરુ બને છે. પણ પછીની પંક્તિમાં 'લહ્યા'માં 'હ્યા' અક્ષરનો ઉચ્ચાર તીવ્ર ન હોઈ 'લ' લઘુ જ રહે છે. લઘુ સ્વર પછી સ્વર વિનાના વ્યંજન આવે તો લઘુ સ્વર સહિતનો વ્યંજન અને પછીનો નર્યો વ્યંજન મળીને એક ગુરુ બને છે:

વહે અંતર્ લોહી, બહિર ઉપચારો વિફલ ત્યાં —બ. ક. ઠાકોર

અહીં 'અંતર્'નો 'તર્' બન્ને મળીને ગુરુ છે.

ઉચ્ચારણને લક્ષમાં રાખીએ તો આવા અપવાદ અનુનાસિકયુકત અક્ષરોમાં મળે છે. ગુજરાતીમાં અનુસ્વારનો ઉચ્ચાર સંસ્કૃતમાં હોય છે તેમ બધી વખત તીવ્ર નથી હોતો. કયારેક તે મંદ હોય છે. 'સુંવાળા' અને 'કુંવારા' શબ્દોમાં 'સું' અને 'કું' પર અનુસ્વાર આવવા છતાં એ ઉચ્ચારણો મંદ અથવા કોમળ હોઈએ અક્ષરો ગુરુને બદલે લઘુ ગણાય છે.

પિંગળકારોએ લઘુની સંજ્ઞા લ અથવા અર્ધચન્દ્ર (ᵕ) રાખી છે અને ગુરુ સંજ્ઞા ગા અથવા દા અથવા – પસંદ કરી છે, અને આ લઘુ-ગુરુને ત્રણત્રણ અક્ષરના સમૂહમાં વહેંચી દઈ એને ગણ એવી સંજ્ઞા આપી છે.

ગણની વ્યાખ્યા આપતાં માધવરાવ પટવર્ધન કહે છે કે, 'પંક્તિમાં અક્ષરોની સંખ્યા માપવા માટે અને તેમાં અક્ષરોનો લઘુ-ગુરુ ક્રમ બતાવવા માટે કલ્પેલું પરિમાણ એટલે ગણ.' ગણ એટલે સમૂહ અથવા સેવક એવો પણ અર્થ થાય.

ગણની સંખ્યા આઠ છે અને દરેક ગણમાં ત્રણ અક્ષર છે. મરાઠીમાં જો કે ચતુરક્ષરી કે પંચાક્ષરી ગણો હોવાનો ઉલ્લેખ છે.

ય, મ, ત, ર, જ, ભ, ન, સ એ પ્રમાણે આઠ ગણ છે. એને યમાતા, માતારા, તારાજ, રાજભા, જભાન, ભાનસ, નસલ, અને સલગા અથવા અનુક્રમે યશોદા, મીમાંસા, રાધિકા, જુવાળ, ભાવક, નવલ અને સકલા એવાં નામ પણ આપી શકાય. આમાં 'યમાતા'માં લગાગા છે, 'માતારા'માં ગાગાગા છે, વગેરે.

પ્રાચીન ગ્રીક છન્દોમાં પણ આવી જ પદ્ધતિ છે. એવું મનાય છે કે સૌપ્રથમ આર્કિલોક્સ નામના કવિએ લઘુ-ગુરુ (આયંબિક) અને ગુરુ-લઘુ(ટ્રોકેક)ની શોધ કરી, અને તેના પ્રયોગો કર્યા. આર્કિલોક્સની આ શોધને આધારે ત્યાં પણ આઠ ગણ (feets) મુખ્ય માનવામાં આવ્યા:

૧. એનોપેઈસ્ટસ (સગણ = લલગા)
૨. ડૅક્ટિલસ (ભગણ = ગાલલ)
૩. ટ્રિબ્રેક (નગણ = લલલ)
૪. મોલેસસ (મગણ = ગાગાગા)
૫. એમ્ફીબ્રેક (જગણ = લગાલ)
૬. એમ્ફીમેસર (રગણ = ગાલગા)
૭. બૈકયસ (યગણ = લગાગા)
૮. એન્ટીબૈકયસ (તગણ = ગાગાલ)

પણ પછીથી તો ત્યાં અસંખ્ય પ્રકારના ગણ અસ્તિત્વમાં આવ્યા. ચાર અક્ષરનો કોરિયામ્બ (ભગણ + ગા = ગાલલગા) અને પાંચ અક્ષરનો ડાકમૈક (યગણ + લગા = લગાગાલગા) પણ પ્રચલિત છે. સંસ્કૃત અને ગ્રીક છન્દોમાં કેટલીક બાબતોમાં નોંધપાત્ર સામ્ય છે. આ વિષય જુદું અધ્યયન માગી લે છે.

**સંધિ :** ગણના નિશ્ચિત સમૂહોથી પંક્તિ બને છે. પંક્તિ વાંચીએ છીએ અથવા ગાઈએ છીએ ત્યારે પંક્તિ સ્વાભાવિક રીતે અમુક ખંડોમાં વહેંચાય જાય છે. આ ખંડના ઘટક અવયવો છે લગાત્મક જૂથો. પિંગળની પરિભાષામાં આ જૂથોને સંધિ કહે છે. રામનારાયણ પાઠક સંધિની વ્યાખ્યા આ પ્રમાણે આપે છે: 'પઠનમાં સ્વાભાવિક રીતે વિલંબન આવવાથી જે અક્ષરજૂથો છૂટાં પડે છે તે જ સંધિઓ છે.'

માત્રામેળ છંદોમાં અમુક માત્રાની સંધિઓ પુન: પુન: આવતી હોય છે ત્યારે તેને આવૃત્ત સંધિ કહેવાય છે. દા. ત., હરિગીતમાં 'દાદાલદા' સંધિનું ત્રણવાર આવર્તન થાય છે. રૂપમેળ અથવા અક્ષરમેળ છંદોમાં સંધિઓનાં આ વર્તન થતાં નથી એટલે તે અનાવૃત્ત સંધિવાળા છંદો કહેવાય છે. એ રીતે સંધિના ત્રણ પ્રકાર છે: એકલ, અભ્યસ્ત અને આવૃત્ત. એકલ એટલે સંધિ એક જ વાર વપરાઈ હોય. અભ્યસ્ત એટલે સંધિ સતત બેવાર વપરાઇ હોય અને આવૃત્ત સંધિ એટલે યતિથી ઉપસ્થિત થતા વિરામ વિના સતત બેથી વધારેવાર તે ઉપયોગમાં લેવાઈ હોય.

**યતિ :** પંક્તિમાં લઘુ-ગુરુ કે ગુરુ-લઘુના લાંબા ચોસલાં આવે (દા. ત., શિખરિણીનું પ્રથમ લગાત્મક જૂથ લગાગાગાગાગા છે) ત્યારે વાચકે સ્વાભાવિક રીતે કયાંક ક્ષણિક વિરામ લેવો પડે છે. પિંગળની પરિભાષામાં આ અલ્પ વિરામને યતિ કહે છે. આ યતિને વિરામાત્મક માનવો કે વિલમ્બનાત્મક એવો પ્રશ્ન રામનારાયણ પાઠકે ઊભો કર્યો છે અને તેઓ યતિને વિલમ્બનાત્મ માને છે. તેમની દલીલ એવી છે કે યતિ જો વિરામાત્મક હોય તો સંધિની શ્લિષ્ટતાનો વિચ્છેદ ન થાય. એટલે યતિસ્થાન આવે ત્યારે વિરામ નહીં પણ વિલંબન ઉપકારક છે.

વિરામ અર્ધમાત્રાનો સ્વીકૃત હોવાથી વિલંબન શબ્દ વાપરવાની બહુ જરૂર દેખાતી નથી. શ્લોકો ગવાય જ એવી માન્યતાથી રામનારાયણે વિલંબન શબ્દ પ્રયોજ્યો લાગે છે. યતિ માટે અલ્પ વિરામ શબ્દ યોજીએ તો કેમ?

યતિનું મુખ્ય કામ પંક્તિને એક કે વધારે ખંડોમાં વહેંચી નાખવાનું છે. યતિ આવે તે પહેલાનો અક્ષર ગુરુ હોય છે.

શેરીમાં જે, જલ ટપકતાં, નેવલાં એક એક
ટીપે ટીપે, અવ ટપકતાં, ચાંદની શ્વેત શ્વેત! —લાભશંકર ઠાકર

આ મન્દાક્રાન્તા છંદ છે. એમાં ચોથા અને દસમા અક્ષરે એમ બે યતિ આવે છે. મૂળ પંક્તિઓમાં ચોથા અક્ષર પછી અને દશમા અક્ષર પછી અલ્પ વિરામ નથી પણ ત્યાં યતિ આવે છે એ સૂચવવા અલ્પ વિરામ મૂકયા છે. બન્ને યતિ આગળના અક્ષરો ગુરુ છે.

**યતિભંગ :** લઘુ-ગુરુ કે ગુરુ-લઘુના એક કે બે જૂથ પૂરા થયા પછી સામાન્ય રીતે યતિ આવે છે. એટલે શબ્દોને તોડવાનું અને યતિ પછીના બીજા લગાત્મક જૂથમાં યતિને લઈ જવાનું મોટે ભાગે બનતું નથી. પણ કયારેક કવિ લગાત્મક જૂથથી બહાર નીકળી બીજા લગાત્મક જૂથના કેટલાક અક્ષરો તોડી યતિભંગ કરે છે.

ભૃગુરાય અંજારિયા કહે છે કે દરેક યતિભંગના સ્વરૂપ અને તેની અસરનો આધાર તેની આસપાસના સ્વરવ્યંજન ઉપર રહે છે. કેટલીકવાર યતિભંગનો સંબંધ કાવ્યમાં અવતરતી કવિની જીવનદૃષ્ટિ સાથે પણ હોય છે. એટલે કાવ્યના દરેક અંગની જેમ યતિભંગનું ઔચિત્ય કે અનૌચિત્ય સ્થાન જોઈને વિચારી શકાય.

પ્રો. બળવંતરાય ઠાકોર માને છે કે યતિભંગ ભાવની અસાધારણતા પ્રદર્શિત કરવા માટે પણ યોજાતા હોય છે. વળી, કશી અસાધારણતા પ્રકટ કરવાની ન હોય ત્યારે પણ રવઘટનાની યુક્તિપ્રયુક્તિ ભર્યા નિર્દોપ-નિર્ગુણ યતિભંગોથી પંક્તિની ગતિ સચવાઈ શકે. આ રીતે, કવિના ભાવોને વિવિધરૂપે મૂર્ત થવામાં યતિભંગો પણ સાધનરૂપ છે.

યતિભંગનાં દૃષ્ટાંત :

વતનવનની, કેડીઓએ, ફરી ડગલાં ભરું,
શિશુવયની સં,-તાતી જ્યાંત્યાં પરી ઢૂંઢતો ફરું. —જયન્ત પાઠક

આ હરિણી છંદ છે. એમાં છઠ્ઠા અને દસમા અક્ષરે યતિ આવે છે. બીજી પંક્તિમાં હરિણીનું પહેલું ચોસલું લલલલલગા લક્ષમાં રાખીએ તો 'સંતાતી' શબ્દ તોડવો પડે છે. એમાંનો 'સં' યતિ પહેલાં અને 'તાતી' યતિ પછી જાય છે.

**શ્રુતિભંગ :** છંદમાં એક ગુરુને સ્થાને બે લઘુ કે બે લઘુને સ્થાને એક ગુરુ પ્રયોજાય ત્યારે શ્રુતિભંગ થયો કહેવાય. બ. ક. ઠાકોર શ્રુતિભંગનો ઉલ્લેખ કરતાં લખે છે કે, 'કવચિત' શબ્દનું માપ એક લઘુનું અને એક ગુરુનું ગણાય. પણ 'કેવળ' શબ્દનું માપ એક ગુરુ અને બે લઘુનું ગણાય. 'પણ' શબ્દનું માપ બે લઘુનું કે એક ગુરુનું જ્યાં જેવું ગણવું હોય તેવું ગણાય. આપણું ગુજરાતી ભાષાનું ઉચ્ચારણ જ એવું છે."

શ્રુતિભંગ સામાન્ય રીતે ચરણની શરૂઆતમાં કે અન્તે આવતો હોય છે, પણ એ માટે કોઈ જડ નિયમ નથી. દા. ત. :

વદન વપુને ન્યાળી જોતાં કસૂર નહીં જડે
ગગન તળિયે ચરનારાંના શિરોમણિમાં ઠરે —બ. ક. ઠાકોર

આ હરિણી છંદના પ્રથમ જૂથ લલલલલગા પછી ગાગાગાગા આવવું જોઈએ. 'ચરનારાંના' એ શબ્દની શરૂઆતમાં એક ગુરુ અક્ષરને બદલે બે લઘુ 'ચર' અક્ષરો મૂકી કવિએ શ્રુતિભંગ કર્યો છે.

**શ્લોકભંગ :** મનુષ્યનાં ચરણ બે અને પશુનાં ચરણ ચાર. કવિએ શરૂઆતમાં બે પંક્તિના શ્લોક રચ્યા હશે ત્યારે માનવીના બે પગ એની નજરમાં હશે. ચાર ચરણવાળો શ્લોક રચ્યો હશે ત્યારે હજારો ગાયોના સહવાસમાં રહેતા ઋષિ-મુનિઓને ગાયનાં ચરણ સ્મૃતિમાં હશે. એ રીતે લાંબા સમય સુધી કાવ્યમાં બે કે ચાર ચરણના શ્લોક રચાતા રહ્યા. અત્યારે તો કવિ પોતાના વિચારો કે ભાવ પ્રદર્શિત થઈ જાય ત્યારે શ્લોક પૂરો કરે છે. શ્લોક માટે વર્તમાન કવિએ પંક્તિઓની મર્યાદા સ્વીકારી નથી, એટલે આજની કવિતામાં શ્લોકભંગના ઉદાહરણો ઘણા મળશે.

**ખંડ :** પંક્તિમાં યતિ આવે એટલે પંક્તિ અમુક વિભાગમાં વહેંચાય જાય છે. એ પ્રત્યેક વિભાગ તે ખંડ એટલે પંક્તિમાં જેટલા યતિ તેનાથી એક વધારે ખંડ ગણવો.

પ્રિયમિલનની, વેળાની આ, બધે લહું રમ્યતા!
નતનયનની, નીચે નેહે, લસંત પ્રસન્નતા! —રાજેન્દ્ર શાહ

હરિણી છંદની આ પંક્તિઓમાં છઠ્ઠા અને દસમાં અક્ષરે એમ બે યતિ આવે છે. એ રીતે પંક્તિઓ ત્રણ વિભાગમાં વહેંચાઈ જાય છે, અને હરિણીમાં ત્રણ ખંડ આવે છે.

**અખંડ અને સખંડ :** યતિ વિનાનો છંદ તે અખંડ અને યતિવાળો છંદ તે સખંડ. અક્ષરમેળ અથવા રૂપમેળ છંદોમાં જ અખંડ અને સખંડ પ્રકારના છંદો છે. ઉ. ત., ઈન્દ્રવજ્રા ઉપેન્દ્રવજ્રા, રથોદ્ધતા, સ્વાગતા, દ્રુતવિલંબિત, તોટક, ભુજંગી, વસંતતિલકા, પૃથ્વી વગેરે યતિ વિનાના એટલે કે અખંડ છંદો છે. શાલિની, લલિત, માલિની, મન્દાક્રાન્તા, હરિણી, શિખરિણી, શાર્દૂલવિક્રીડિત, સ્રગ્ધરા, વગેરે સખંડ છંદો છે.

**છંદના પ્રકારો:** (૧) માત્રામેળ (૨) અક્ષરમેળ અથવા રૂપમેળ (૩) માત્રાગર્ભ (૪) સંખ્યામેળ.

**(૧) માત્રામેળ :** માત્રાની ગણતરીને અનુલક્ષીને જે છંદોનું બંધારણ થયું છે તે માત્રામેળ છંદો કહેવાય છે. માત્રામેળમાં એક પંક્તિમાં કુલ કેટલી માત્રાઓ આવવી જોઈએ તે નિશ્ચિત હોય છે. એમાં અક્ષરો કેટલા છે તે લક્ષમાં લેવામાં આવતું નથી. એટલે માત્રામેળમાં એક ગુરુના બે લઘું કે બે લઘુનો એક ગુરુ કરી શકાય છે. ચાર માત્રાનું એક

ગુચ્છ હોય ત્યાં અક્ષરોનાં લઘુ-ગુરુ સ્થાનોની અદલાબદલી થઈ શકે છે. પંક્તિમાં 'લદાલ' નું ગુચ્છ હોય તો દાદા કે લલદા કે દાલલ કરી શકાય. વળી, માત્રામેળમાં અમુક માત્રાની સંધિઓના આવર્તન આવે જ છે. એટલે એને આવૃત્ત સંધિ–માત્રામેળ કહે છે. આવર્તનો પછી ત્રિકલ, ચતુષ્કલ, પંચકલ કે સપ્તકલ સંધિઓનાં હોઈ શકે અને આ સંધિઓના સ્વરૂપમાં પણ ફેર પડતો નથી. માત્રામેળમાં યતિ મરજિયાત છે, છન્દનો આવશ્યક ભાગ નથી; જ્યારે ચરણાન્ત પ્રાસ અનિવાર્ય છે. તાલ એ માત્રામેળમાં મુખ્ય છે. ઉધોર, ચોપાઈ, કટાવ, પ્લવંગમ, રોળા, દોહરો, સોરઠો, હરિગીત, સવૈયા, ઝૂલણા, આર્યા, ગીતિ, કુંડળિયો, છપ્પા વગેરે માત્રામેળ છંદો છે. દરેક છંદની ચર્ચા કરતી વખતે એનાં દૃષ્ટાન્તો જોઈશું.

(૨) **અક્ષરમેળ અથવા રૂપમેળ :** આ પ્રકારના છંદોમાં લઘુની જગાએ લઘુ ને ગુરુની જગાએ ગુરુ અક્ષર આવવાનો. બે લઘુની જગાએ એક ગુરુ કે એક ગુરુની જગાએ બે લઘુ અક્ષરો રૂપમેળમાં આવી શકે નહીં. વળી, પ્રત્યેક પંક્તિમાં અક્ષરોની સંખ્યા નિશ્ચિત હોય છે. રૂપમેળ છંદોમાં સમાન સંધિઓ પુન: પુન: જોવા મળતી નથી તેને લીધે અને અક્ષરોનું સ્થાન નિશ્ચિત હોવાથી, લઘુ-ગુરુનાં ભિન્ન ભિન્ન સંયોજનો યોજી વૈવિધ્ય લાવી શકાતું નથી. માત્રામેળમાં યતિ અનિવાર્ય નથી; જ્યારે રૂપમેળના અખંડ છંદોમાં યતિ અનિવાર્ય છે. સખંડ અને અખંડ સમજાવતી વખતે આપેલા છન્દો રૂપમેળ છન્દો છે.

(૩) **માત્રાગર્ભ :** અક્ષરમેળ વૃત્તોની જેમ એનો ચરણનો અંતભાગ સંધિના આવર્તન વિનાનો અને સ્થિર લગાત્મક હોય છે, જ્યારે ચરણની શરૂઆતનો ભાગ અમુક સંખ્યાની માત્રાનો હોય છે. આ જાતના છંદો નહિવત્ છે. વૈતાલીય આ પ્રકારનો છંદ છે.

(૪) **સંખ્યામેળ :** માત્રામેળ છંદની જેમ સંખ્યામેળ છંદોમાં સંધિઓ છે અને સંધિઓનાં આવર્તનો પણ છે. પણ બન્ને વચ્ચે તફાવત એ છે કે માત્રામેળમાં માત્રાસંખ્યા નક્કી હોય છે, જ્યારે સંખ્યામેળમાં અક્ષરસંખ્યા નિશ્ચિત હોય છે. દા. ત., દોહરો કે સોરઠો માત્રામેળ છે અને એમાં માત્રાની સંખ્યા નક્કી કરેલી છે. મનહર અને ધનાક્ષરી સંખ્યામેળ છંદો છે ને એમાં અક્ષરસંખ્યા નિશ્ચિત છે. મનહર ૩૧ અક્ષરોનાં ચાર ચરણોનો અને ધનાક્ષરી ૩૨ અક્ષરનો છંદ છે.

રામનારાયણ પાઠકે માત્રામેળ, અક્ષરમેળ, માત્રાગર્ભ અને સંખ્યામેળ ઉપરાંત પદ કે દેશી – જેમાં ઢાળ, ગરબી, પદ વગેરે સર્વ ગેય પદ્યરચનાઓનો સમાવેશ થાય છે– અને સળંગ પદ્યરચનાના જે પ્રયોગો થયા છે તેને પિંગળમાં ગણાવ્યા છે.

હવે પછીનાં પ્રકરણોમાં પ્રત્યેક છંદની વિગતવાર ચર્ચા કરવા ધાર્યું છે.

તારા કુંવારા હાથમાં ઊગ્યું ગુલાબ
અહીં એની સુગંધનો ઘેરાતો રંગ,
જોઈ જોઈ મલકે છે આંખો ને આસપાસ
તરસ્યા ભમે છે કંઈ ભમરાના ડંખ.

મોગરાના દર્પણમાં કૂજે છે લાડભર્યા
કોયલના કાળજાના કોડ;
ડાળખીમાં વાયુની લચકાતી લ્હેરખીનો
રણઝણતો રૂપનો મરોડ.
આખુંયે વન જાણે હોય ને નવાબ
એમ સ્કંધ ઉપર ફફડે વસંત!

પંખીની પાંખમાં પૂર્યું છે આભ:
એના પીંછામાં ચાંદનીનાં શમણાં:
જરી પાસે આવો તો હું પાંખડીમાં પૂરીને
સૂરજને અવતારું હમણાં
ઊછળશે આખો આ દરિયો ને વાદળીની
રેશમી રજાઈમાં મયંક!

[ ૨ ]

સ્હેજ વાંસળી વાગે ને આ દોડે રાધા
ને પેલી રુકમણી હિંડોળે જઈ ઝૂલે;
ઝૂલા પર ઝૂલનારી જાણે નહીં કે
આવી ઘેલછામાં હૈયું કેમ ખૂલે?

મહેલમહીં મ્હાલવામાં માધવ તો દૂર:
અહીં વેદનામાં ઊઘડે અવતાર;
ખીલતી કળીને જઈ પૂછો કે કેમ કરી
ફોરમના રણઝણતા તાર;
એના ઝાંઝરમાં વૈભવનો કણસે સૂનકાર
હું તો વૈકુંઠ વેચું છું વણમૂલે!

પીંજરાના પોપટ ને મેનાની સાથ
ભલે સોનાના હીંડોળા – ખાટ;
તાણી જાય ચીર એવા શ્યામની સંગાથ
કહો, ગોઠડીની છૂટે કેમ ગાંઠ?
જરી સાનમાં કહું ને કબૂલે છે ક્હાન:
એક પળમાં પટરાણીને ભૂલે!

પ્રકાશના અરીસામાં તર્યા કરે છે જલસાઘરનાં ઝુમ્મરો.

હવે જલસાઘરમાં કોઈ રહ્યું નથી.

હમણાં ઓગળી જશે ઝુમ્મરની મીણબત્તીઓનાં આકાશ
બુઝાઈ જશે જીદ કરી સળગતી મીણબત્તીઓ
દીવાલોને તડ પાડી પિયારીબાઈની ઠૂમરી ડૂબી જશે હુગલીના પ્રવાહમાં
નાંગરેલી ફૂલોની નૌકા તળે.

ગડડડ ઢલવાતી પ્યાલીઓના રતૂમડા અંધકારમાં હમણાં જ હતા બધા.
પાનબીડામાં ચાવતા હતા કથ્થઈ જિંદગીની ઉપલી લીલાશ.
અંગારા સંકોરતી હુક્કાની ઘૂંટની મૃત નદીમાં વહી ગયા છે કેટલાક.
રાખ નીચે આંખો લપકાવતો સૂતેલો અગ્નિનો સિંદૂરિયો રંગ.
રંગની કીકીઓ તળે તરતી પ્રતિમાઓ.
આંખોમાં ઈલૌરાય થીજી ગયેલા દાયકાઓના સંગેમરમરમાં લવંગના પડછાયા.
લખલખે ઝુમ્મરના લટકતા હીરાઓમાં બરુઓનું રાન.
ગંગાનો ઘાટ.
ઝુમ્મરવાળી છત તોડીને લાલ ઈંટોનાં બાકાઓમાં ઊગેલા બિલાડીઓના ટોપ ઓઢી
હળુહળુ આવતો ઝાંઝરનો અવાજ.
આંગળીઓના સ્પર્શમાં પિયારીબાઈના સાજિંદાઓના પડી રહેલા વાયૉલિનનો કંપ
ઊગી જાય અંધકારમાં સૂરોને મશરુનાં વંન.
અંધકારમાં હમણાં ડૂબી જશે ઝુમ્મરો પછી કોઈ નહીં રહે જલસાઘરમાં.

કલકત્તા–મદ્રાસ મે'લની છેલ્લી વ્હિસલ થઈ ચીસી ઊકીશ શેપ પ્રહરને.
એલેન્બી રોડ પર કૂતરો બે ગૅસ લાઈટના થાંભલા વચ્ચેના અવકાશને ભસીને રડી પડશે.
પછી ગૅસલાઈટનું પીળું ધાબું તિરાડોમાંથી સરકીને ફરી સળગાવશે ઝુમ્મરો.
જલસાઘરમાં ઝુમ્મરો ફરી તર્યા કરશે પ્રકાશના અરીસામાં.
ફરી પિયારીબાઈનો કંઠ પ્રકાશના પીળા ધાબાના મૃદંગ પર ઠુમરાયા કરશે.

સવારે એલેન્બી રોડ પર ડામરની કેકમાં ખરી પડશે ગૅસલાઈટનું પીળું ધાબું.

હવે કોઈ નથી જલસાઘરમાં
તડકામાં તર્યા કરશે ખાલી ઝુમ્મરો.

(ગોળમેજી પરિષદમાં જતી વેળા)

છેલ્લો કટોરો ઝેરનો આ: પી જજો બાપુ!
સાગર પીનારા! અંજલિ નવ ઢોળજો, બાપુ!

અણખૂટ વિશ્વાસે વહ્યું જીવન તમારું:
ધૂર્તો – દગલબાજો થકો પડિયું પનારું:
શત્રુ તણે ખોળે ઢળી સુખથી સુનારું:
આ આખરી ઓશીકડે શિર સોંપવું બાપુ!
કાપે ભલે ગર્દન: રિપુ–મન માપવું, બાપુ!

સુર - અસુરના આ નવયુગી ઉદધિ - વલોણે,
શી છે ગતાગમ રત્નના કામી જનોને?
તું વિના, શંભુ! કોણ પીશે ઝેર દોણે?
હૈયા લગી ગરવા ગરલ ઝટ જાઓ રે, બાપુ!
ઓ સૌમ્ય–રૌદ્ર! કરાલ-કોમલ! જાઓ રે, બાપુ!

કહેશે જગત: જોગી તણા શું જોગ ખૂટ્યા?
દરિયા ગયા શોષાઈ? શું ઘન-નીર ખૂટ્યા?
શું આભ સૂરજ – ચંદ્રમાંનાં તેલ ખૂટ્યાં?,
દેખી અમારાં દુ:ખ નવ અટકી જજો, બાપુ!
સહિયું ઘણું, સહીશું વધુ: નવ થડકજો, બાપુ!

ચાબુક, જપ્તી, દંડ, ડંડા મારના,
જીવતાં કબ્રસ્તાન કારાગારનાં,
થોડાઘણા છંટકાવ ગોળીબારના –
એ તો બધાં ય જરી ગયાં, કોઠે પડ્યાં, બાપુ!
ફૂલ સમાં અમ હૈડાં તમે લોઢે ઘડ્યાં, બાપુ!

શું થયું – ત્યાંથી ઢીંગલું લાવો ન લાવો!
બોસા દઈશું–ભલે ખાલી હાથ આવો!
રોપીશું તારે કંઠ રસબસતી ભુજાઓ!
દુનિયા તણે મોંયે જરી જઈ આવજો બાપુ!
હમદર્દીના સંદેશડા દઈ આવજો, બાપુ!

જગ મારશે મેણાં: ન આવ્યો આત્મજ્ઞાની!
ના'વ્યો ગુમાની પોલ પોતાની, પિછાની!
જગપ્રેમી જોયો! દાઝ દુનિયાની ન જાણી!
અજાર માનવ – જાત આકુલ થઈ રહી, બાપુ!
તારી તબીબી કાજ એ તલખી રહી, બાપુ!

જા, બાપ! માતા આખલાને નાથવાને,
જા વિશ્વહત્યા ઉપર જળ છાંટવાને,
જા સાત સાગર પાર સેતુ બાંધવાને –
ઘનઘોર વનની વાટને અજવાળતો, બાપુ!
વિકરાળ કેસરિયાળને પંપાળતો, બાપુ!
ચાલ્યો જજે! તું જ ભોમિયો ભગવાન છે, બાપુ!
છેલ્લો કટોરો ઝેરનો આ પી આવજે, બાપુ! [યુગવંદના]

●

ગાતાં ખોવાઈ ગયું ગીત,
કે ગીત હવે શોધું કયાં કલરવની ભીડમાં.

ઘેઘૂર ઉજાગરામાં ઊગે તે રાતને
આથમી ન જાય એમ રાખું,
ભીડેલી પાંપણમાં કોણ જાણે કેમ
ફરી ઊઘડે પરોઢ તોય ઝાંખું.
આખું આકાશ પછી આવીને
બેસતું પંખીના ખાલીખમ નીડમાં.

આંગળીની ફૂંકથી ન ઓલવી શકાય
એવા પથ્થરમાં ઝળહળતાં દીવા.
પાણીથી ફાટફાટ છલકાતાં હોય તોય
ચીતર્યાં તળાવ કેમ પીવાં,
જંગલ તોડીને વહે ધસમસ લીલાશ
અને ભીંજે નહીં તરણું યે બીડમાં. [સમર્પણ]

**ગીત ● રમેશ પારેખ**

# મિત્રા દેસાઈવાળું શહેર

હું વિષાદી ચહેરે તારી પાસે
શા માટે આવું છું મિત્રા દેસાઈ?
મારો નિર્વેદ તારી આંખમાં
તલ બનીને નથી ફર્યા કરતો?
યાદ છે તને–
ચર્ચગેટ પાસેનું છ માળનું મકાન,
ક્ષિતિજની હથેળીમાં છુપાતાં
વાદળોની જેમ મારા હાથમાં
છુપાઈ જતો તારો ડૂસકાં ખાતો ચહેરો!
કબૂતરો ઊડી જતાં
ને આપણે સાંભળતા પવનને!
મરીનડ્રાઈવથી ચોપાટીના રસ્તા પર
વેરાઈ જતો તારો મૌસમી અવાજ
કેસૂડાં બની.
ને મારામાં દરિયો બની ઊછળ્યા
કરતું તારું આકાશી મૌન
યાદ છે તને મિત્રા દેસાઈ?
□
તને મળ્યા પછી,
મિત્રા, મેં એટલું જાણ્યું
છે કે: દુ:ખ ક્ષણિક છે
વેદના શાશ્વત છે.
કબૂતરની આંખોમાં
ઝરી ગયેલાં ઝરણાં શોધવા
મિત્રા દેસાઈ ગઈ છે.
મારા વિષાદી ચહેરા હેઠળ
દોડ્યા કરે છે એ જ
દોડધામ કરતું
અને પીઠ પાછળ ઉછળ્યા
કરે છે દરિયો, આકાશ ......
આંગળીઓમાં ઝણઝણ્યા
કરે છે સિતાર વગાડતાં
ખરી ગયેલાં મિત્રા દેસાઈ–
નાં આંસું –
કે જેમાં ડૂબ્યા કરે છે
મકાનો ...રસ્તાઓ ...
હું આંખો બંધ કરું છું.
□
દીવાની આસપાસ અંધાર બની
પ્રસર્યા છે પ્રસંગો
ને ટેલિફોનના નંબરની જેમ
ફર્યા કરે છે આંખોમાં
મિત્રા દેસાઈ સાથેના
વહી ગયેલા દિવસો.
(પાણીમાં વહી ગયા છે ગતસમયના
પડછાયા યાદ છે તને મિત્રા દેસાઈ?)
કદાચ હવે તે આવશે
ત્યારે બારીના કાચમાં તરતા આભના
ટૂકડામાંથી ચણોઠી ખરવા લાગશે
અને હું દૂર ... દૂર
બરફમાં સૂર્ય બની પીગળતો હોઈશ
કે મિત્રા કઠપૂતળી બની ક્યાંય
તાળીઓના અવાજમાં ખોવાઈ ગઈ હશે
તો પછી મિત્રા!
તારી પાસે મારો વિષાદી
ચહેરો લઈ કોણ આવશે?

## સાંજ પહેલાંની સાંજ • વેણીભાઈ પુરોહિત

હજી આ કેસરવરણો તડકો છે
સાંજ તો પડવા દો
હજી આ સૂર્ય બુઝાતો ભડકો છે
દિવસને ઢળવા દો......

હજી ક્યાં પંખી આવ્યાં તરુવર પર?
અને ક્યાં દીપક પણ પ્રગટ્યા ઘર ઘર?
હજી ના મનડું બેઠું મહુવર પર:
દેવ-મંદિરે નોબત સંગે
ઝાલર મધુર વગડવા દો...
સાંજ તો પડવા દો
દિવસને ઢળવા દો.

હજી ક્યાં દુનિયાદારી થાકી છે?
હવાની રૂખ બદલવી બાકી છે
હજી આ કિરણોમાં કરડાકી છે!
ગમતીલી ગોરજને ઊંચે
અંગેઅંગ મરડવા દો!
સાંજ તો પડવા દો:
દિવસને ઢળવા દો:

હજી આ ધરતી લગરીક ઊની છે,
ગગનની મખમલ તારકસૂની છે,
સાંજ તો શોખીન ને સમજુની છે:
કનકકિરણને નભવાદળમાં
અદ્ભુત રંગ રગડવા દો
સાંજ તો પડવા દો:
દિવસને ઢળવા દો.

આ કવિતા સાંજની છે અને છતાં નથી. સાંજ પહેલાંની સાંજ અને સાંજ એ બન્ને વચ્ચે એક અત્યંત પાતળી રેખા છે. કવિએ ભારે સલૂકાઈથી આ સૂક્ષ્મ રેખાના નાજુક તંતુને પકડી લીધો છે.

સાંજ વિશેનાં ઊર્મિકાવ્યો આપણા સાહિત્યમાંથી ય મળી રહેશે. આ પ્રકારની કવિતા mood–મિજાજને છતો કરે છે. જેમની કવિતાપ્રવૃત્તિ "ભીંત ફાડીને પીપળો રે ઊગ્યો" એના જેવી છે એ વેણીભાઈએ જ ખુદ સાંજની કેટલીયે અલપઝલપ છબીઓને ખેંચી લીધી છે.

સમી સાંજના શમિયાણામાં
ધીમો ધીમો ધૂપ જલે છે......



ઈન્દ્રધનુષનું ધરી ઉપરણું
ઝલક કિશોરી સાંજ રમે છે.

પશ્ચિમમાં પણ બે ભિન્ન યુગના કવિઓ પાસેથી સાંજનાં કેવાં જુદાં જુદાં ચિત્રો મળે છે:

It is a beauteous evening, calm and free,
The holy time is quiet as a Nun
Breathless with adoration; the broad sun
Is sinking down in its tranquillity;

(*Wordsworth*)

Let us go then, you and I
When the evening is spread out against the sky
Like a patient etherised upon a table

(*Eliot*)

વેણીભાઈએ સાંજ પહેલાંની સાંજને અને એના વાતાવરણને એક જ શબ્દથી જુદી પાડી છે અને તે 'કોકરવરણો'થી. ઉમાશંકરે "શેડકઢો તડકો" કહ્યો છે. ઉશનસ્ મેદાનમાં પડેલા તડકાને 'શિયાળુ કામળા' જેવો કહે છે. વેણીભાઈએ તડકાને કોકરવરણો કહીને એનો સ્પર્શ કેવો નવશેકો, સતપ હોય એનો અનુભવ આપ્યો છે. વેણીભાઈ,

ભાગ્યે જ વપરાતા અથવા તો કયારેય ન વપરાતા એવા શબ્દોનો ઉપયોગ કાવ્યમાં ઝાઝા ભાગે કુશળતાથી કરે છે. બેએક કાવ્યસંગ્રહો પ્રગટ થઈ જાય પછી એવું બનતાં જોયુ છે કે કવિની ભાષા ગંઠાઈ જતી હોય છે. 'સાંજ તો પડવા દો' એ ઉક્તિમાં, – જાણે કે સામે કોઈક હોય એની પ્રતીતિ થતી હોય છે. અને કોઈ ન હોય ત્યારે પોતે તો હોય જ છે ને? આમ પોતે અથવા કોઈ પોતીકું જન સાથેનો વાતચીતનો લહેકો જણાય છે. બીજી પંક્તિમાં તો કવિએ એક Paradox ઊભો કરી દીધો છે બુઝાતો છતાં પણ ભડકો કહીને. અને આ Paradoxમાં માત્ર માણસો જ નથી રહેતા; પ્રકૃતિનાં તત્ત્વોને પણ, આ Parodaxને જીરવવો પડે છે.

બુઝાવાની પૂર્વે અધિક ઉજળો દીપક બળે,
ડૂબી જવા પૂર્વે અધિકતર સંધ્યા ઝળહળે,
(સુન્દરમ્)

સાંજ આવે છે ત્યારે એનું એક નીરવ વાતાવરણ લઈને આવે છે. એ નીરવતાનો પણ એક રવ હોય છે: એનો પણ એક લય હોય છે. પોતાના નીડમાં પાછાં વળતાં પંખીઓ, ઊતરતા અંધકારને ભૂંસી નાખતા ઘરેઘરે પ્રગટી ઊઠતા દીપકો, હાશ કહીને દોડધામને અંતે મહુવર પર બેઠેલું મનડું અને બધી વૃત્તિઓ-પ્રવૃત્તિઓને અંતે કોઈક એક દિશા ચીંધતું દેવમંદિર, એની નોબત અને ઝાલરના રણકારમાં ઓગળી જતો કોલાહલ અને અહંકાર. સાંજનું વાતાવરણ હજી કયાં જામ્યું છે એવા પ્રશ્નો પૂછીપૂછીને સાંજના વાતાવરણને, મધુર અપેક્ષાની સૃષ્ટિને સાકાર કરી છે.

હજી કયાં દુનિયાદારી થાકી છે?
હવાની રૂખ - બદલવી બાકી છે.

કવિએ શબ્દોના ઉપયોગમાં સારી સૂઝ પ્રગટ કરી છે. દુનિયા કયારેય થકવી નથી દેતી, દુનિયાદારી જ માણસને હતો ન હતો કરી મૂકે છે. વહેવાર, છળ, કપટ, કાવાદાવા આ બધું જ જાણે કે દુનિયાદારી શબ્દમાં આવી જાય છે. દુનિયાદારી પોતે જ થાકીને લોથપોથ થઈ જાય ત્યારે સાચી દુનિયા – સાંજની દુનિયા ઊઘડે. સાંજ આવે છે અને હવાનો સ્પર્શ માત્ર જ આવતી સાંજના અસ્તિત્વની ચાડી ખાય છે. કાન્તે એક પંક્તિમાં ઘણું કહી દીધું છે:

હાવાં ઠંડી મૃદુ વહનથી સૂચવે છે પ્રદોષ.

કવિએ હજી સાંજ નથી પડી એ આ રીતે કહીને સાંજની ઝંખનાને વહેતી કરી છે. હવાની રૂખ બદલવી બાકી છે. સાંજની ઠંડીનો—એની ટાઢકનો તો ચમકારો જ જુદો. 'રૂખ' જેવો વ્યાપારી દુનિયાનો શબ્દ પણ અહીં એવી રીતે પ્રયોજાયો છે કે સહેજ પણ

અતડો નથી લાગતો. ફૈઝ અહમદ ફૈઝનો 'કારોબાર' શબ્દનો ઉપયોગ પણ નોંધવા જેવો છે :

ગુલો મેં રંગ ભરે બાદે નૌબહાર ચલે,
ચલે ભિ આઓ કિ ગુલશન કા કારોબાર ચલે.

ગમતીલી ગોરજના અંગમરોડનો લય તો કોઈ નૃત્યકાર જ સાકાર કરી શકે. કવિએ બહુ લાડથી એને શબ્દસ્થ કરી દીધો છે.

સાંજ પહેલાંની સાંજ વખતે ધરતીનો સ્પર્શ કેવો હોય એ પ્રશ્ન પાંચેક માણસોને પૂછી જુઓ. ધરતીના સ્પર્શથી વંચિત એવા સૌ કંઈક કહેશે ખરાં પણ એ બધા અનુભવ અને અનુભૂતિ વિનાનાં વલખાં જ હશે. કવિએ ધરતીને 'લગરીક ઊની' કહીને એની feel કેવી હોય એ પ્રત્યેક સહૃદય પર છોડી દીધું. પછી તો તારક સમી ગગનની મખમલનો ઉલ્લેખ છે. ઊની ધરતીની પડખે ગગનની તારકસૂની મખમલને મૂકીને કવિએ આડકતરી રીતે પણ પૃથ્વી-પ્રેમ તો પ્રગટ નથી કર્યો ને? ધરતી અને ગગનની વચ્ચે એના સંધિકાળે રહેલો માણસ એ તો લલકારી ઊઠવાનો: **"સાંજ તો શોખીન ને સમજની છે."** સાંજ તો ઊતરે છે બધે, પણ અવતરે છે કોઈકમાં જ. સાંજ તો એની, જે એને મન ભરીને માણી શકે: જેનામાં શોખ હોય અને સમજ હોય એ જ એને પામી શકે. અને નભવાદળમાં સાંજને સમયે જે રંગોની રમણા થાય છે એ બધા રંગોને રંગેરંગના નામ આપી અને જુદા જુદા કરીને બતાવવા એવું ઓછું છે? કવિએ એટલે જ રંગની આગળ અદ્ભુત વિશેષણ મૂકીને કળાકારનો ય કળાકાર આ ઈશ્વર જે રંગો પ્રગટ કરે છે એ રંગોને લાલ, પીળો અને વાદળીના નામે ઓળખવાને બદલે આપણે અદભૂતના નામે જ ઓળખીએ તો કેવું? એવું જાણે કે સૂચવી દીધું છે.

હિન્દી કવિતા :

ક્યા તત્ત્વથી તમે આપશો ઘાટ ભાવી માનવને?
ક્યા પ્રકાશે સભર સભર કરશો સમરોન્મુખ ભવને?
સત્ય-અહિંસાથી આલોકિત શું થાશે માનવમન?
અમર પ્રેમનું મધુર સ્વર્ગ શું થઈ જાશે જીવન?
આત્માના મહિમાએ મંડિત શું થશે નવ્ય માનવતા?
પ્રેમશક્તિને વશ થાશે શું બાપુ! આ પાશવતા?

તેજપુંજથી આત્મવાણીનું સાંભળીને આહ્વાન
હસી ઊઠે છે રોમ હર્ષથી પુલકિત થાતા પ્રાણ:
જ્યહીં અનાદિની સાથે છે નિજ દર્શન કલ્યાણ
ભૌતિક આ ધરતી સ્વર્ગનિ માટે છે સોપાન
યુગવિવર્તમાં થશે કેટલો જનક્ષય એ નહીં જાણું
સત્ય-અહિંસા માનવ માટે ઈષ્ટ એ જ પ્રમાણું:
નવ્ય સંસ્કૃતિ-દૂત: દેવોનાં કરવા કાર્ય
માનવ આત્મા ઉગારવાને આવ્યા તમે અનિવાર્ય!

બંગાળી કવિતા :

એના માથા પર નીલ આકાશનું છત્ર છે
પ્રત્યેક દિવસે એ ઉદયથી અસ્ત તરફ ઊડતું ચાલ્યું જાય છે.
માનવ રોજ એને જુએ છે
અને છતાં એને ખબર નથી પડતી
આ હંસ છે?
કે આ ગીધની હાર છે?
કે આ સૃષ્ટિના અગ્નિના
ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમંત ને વસંતના
આદિમ સ્ફુલિંગ છે?
એના કંઠમાં છએ ઋતુઓની ફૂલમાળા
નિરંતર ઝૂલે છે.
સૂર્યના કિરણોના પ્રખર ગતિવેગથી
એનું નિર્માણ થયું છે ?

પ્રત્યેક દિવસે એક પક્ષી ઊડીને આવે છે
અને પાછું ચાલ્યું જાય છે
બે ચંચલ ઊડ્ડયનોની વચ્ચે થરથર કંપે છે
મનુષ્યનું આયુષ્ય.
મહાચેતનાના ગોળ ગવાક્ષમાં
હું રોજ જોઉં છું:
એ કેમ આવે છે, કયા કામે આવે છે
અને શા માટે પાછું ચાલ્યું જાય છે?

એક પાંખમાં દિવસનો પ્રકાશ ફૂટે છે
અને બીજીમાં ઘેરાય છે રાત;
દિવસ-રાત મળતાં જ
પ્રવાહના વેગમાં
કોણ જાણે એ ક્યાં જઈને ખોવાઈ જાય છે?

પ્રત્યેક દિવસના રણને પાર કરવાને બહાને
વર્ષભર આ ઝુંડનું ઝુંડ
કોલાહલ કરતું શા માટે આવે છે?
અને વળી પાછું પોતાની
બન્ને પાંખોના આઘાતથી
સહુ કોઈની ચેતનાને ચકિત કરતું કરતું
કયા અદૃશ્યની તરફ ચાલ્યું જાય છે?
કેટલા દિવસ ગયા – કેટલાં પક્ષીઓ ગયાં ?
કેટલી રાત ગઈ!
આ બધું યે શું કોઈ ગણે છે ખરું?
(નેપથ્યમાં શું કોઈ આટલું એકાકી છે ?)
બધાનું જ જીવન આમ –
નિશ્ચિત રીતે હાથતાળી
આપી આપીને વહી રહે છે...
મનની બારી બંધ થતાં વેંત
બધું જ આંખોથી અદૃશ્ય થાય છે.

ગુનો • વલ્લિયપ્પા

તમિળ કવિતા :

ધર્મકાર્યને નામે
પરબ માંડનારાઓ
જીવજંતુથી ભર્યુંભર્યું જલ પીવડાવે
તો એ શું ખરાબ નથી થતું?

બાળકોને રમવા-કૂદવા માટે
વિશાળ મેદાન રચનારાઓ
વચ્ચે કાંટા પાથરે
તો એ શું દગો નથી?

'હું અન્નનું દાન કરીશ' એવી
ઘોષણા કરનારાઓ,
જીવાત, માટી અને કાંકરાવાળું અનાજ આપે
તો કહો, એ શું સારું કહેવાય?

ઘણાં બધાં પુસ્તકને જથ્થે
ગ્રંથાલય ખોલનારાઓ
બુદ્ધિ ભ્રષ્ટ કરે એવી ચોપડીઓ રાખે
હાય, આ કેવો ભયંકર ગુનો!

જાપાનીસ કવિતા :

ઘાસપત્તી પરે
વાયુની લહર જેમ
વળુંભી રહીશ.

કરોળીઆ–જાળે
પાંદડાની જેમ
ઝળુંબી રહીશ.

આરપાર પતંગની પાંખે
તેજની લકીર જેમ
ચળાઈ રહીશ.

એવું હૈયું રિક્ત, –
મહીં એવો અવકાશ,
બની રહું પાંદડું કે વાયુ કે પ્રકાશ.

વાયુ, પ્રકાશ અને પાંદડું • ઓત્સુઓ આહ્કી | કૌશિક પારેખ

સવાર
અનંત થકી
ઉજાળી રહું નિજને

●

પ્રજ્વલિત ગુલાબો
ઘંટારવના
સાગર પરે
અચિંતાની
તરતી આવે અન્ય એક સવાર

●

બ્રહ્માંડ
સાગર થકી
કર્યું છે મેં
એક કફન
ટાઢકભર્યું

●

પ્રગટે કદાચ
છે આપણને ભૂંસી કાઢતું ધુમ્મસ
પ્રગટે કદાચ એક સરિત અહીં ઉપરે.
સૂણી રહું ગાન જળપરીઓનું
શહર હતું ત્યહીં.

●

યાદ મહીં
એનું નામ હતું
મોહમ્મદ શાળ
બદાઉની અમીરોના
એ વંશજે
આત્મહત્યા કરી
કારણ એને હવે મા'ભોમ
ન્હોતી.

એણે ફ્રાંસને ચાહેલું
ને નામ બદલેલું.

મારસેલ કહેવાતો
પણ ફ્રેંચ ન્હોતો
ને જ્યાં
કૉફીનો આસ્વાદ લેતાં લેતાં
કુરાનના કવનનું શ્રવણ થતું
એવા એમના તંબુમાં
રહેતાં
એને હવે આવડતું ન્હોતું

ને ન્હોતું આવડતું
વહેતું મૂકતાં ગાન
નિજી એકલતાનું.

ર્યુ દ કારમે
પારિ(સ)ની એક
ચીમળાયેલી, ઢળતી શેરીના
પાંચમા નંબરે,
સામે જ્યાં રહેતાં હતા
એ હૉટેલની માલિકના સંગમાં
મેં એને વળાવ્યો.

સૂતો છે
એક વિખરાતા મેળાને દિવસે હોય
એવા સદાય જણાતા પરા
આયવ્રીના સ્મશાનમાં

ને કદાચ હું એકલો જ
હજી જાણું છું
કે એ જીવ્યો હતો –

રશિયન કવિતા :

જુવાનિઓને જુઠું કહેવું એ ખોટું છે.
જુઠાણું સત્ય છે એમ પુરવાર કરવું એ ગુનો છે.
ઈશ્વર સ્વર્ગમાં છે
અને દુનિયા હેમખેમ ચાલે છે એમ કહ્યા કરવું
એ પાપ છે.
તમે શું કહેવા માગો છો
તે જુવાનો બરાબર જાણે છે :
જુવાનો એ જનતા છે : માણસો છે;
એમને કહો :
કે ગણી ન શકાય એટલી બધી
મુશ્કેલીઓ છે.
અને શું થવાનું છે એ નહીં
પણ આ ઘડીએ શું થઈ રહ્યું છે એ
ખુલ્લી આંખે એમને જોઈ લેવા દો.
કહો કે વિઘ્નોનું જ અસ્તિત્વ છે
અને એનો સામનો કરવો જ રહ્યો.
ગમગીની અને હાડમારી જ વેઠવાની રહેશે.
જહન્નમમાં જાય એ બધું.
જે માણસો સુખનું મૂલ્ય જાણતા નથી
તે કદીયે સુખી થતા નથી
જેને તમે ઓળખી ગયા હો
એવી એક પણ ભૂલને ભૂલશો નહીં.
ફરી પાછું એનું પુનરાવર્તન થશે અને એનો ખડકલો થશે.
અને છેવટે આપણા જ શિષ્યો
આપણે જે ભૂલી ગયા છીએ એને માટે
આપણને કદી માફ નહીં કરે.

ધારો કે આ જીવન
શિર પર ધરી ફૂલછાબ
ડગ માંડી રહેલ કો વૃદ્ધજન,

મૃત્યુ નૌજવાન
કાફેમાં બેસીને મદમાતું
અંગૂઠા ને તર્જનથી સિક્કો ગ્રહી
ધીરે ધીરે મુશ્કરાતું!

(કહું છું હું તને:
"'પુષ્પો એ ખરીદશે શું?' અને
'મૃત્યુ તો છે અલબેલું નૌજવાન ......'
જ્યારે જિંદગીનાં જીર્ણ વસ્ત્ર
ફટકેલો વાન,
વધેલી દાઢી ને વળી શ્વેત કેશ,
લથડાતી ઠોકરાતી ચાલ,
જરા ઑસરી છે સાન."

તું નિરુત્તર, સ્તબ્ધ, શાન્ત.
તો ય પૂછું:
"જુએ છે જીવનને તું?
એ અહીંઆં ને ત્યાં છે,
એ પેલું છે ને આ છે,

એ કંઈ નથી, અથવા તો
ત્રણ તૃતીયાંશ ભાગ તન્દ્રામાં રહેતો
આદમી જરઠ જે પોતાને શિર વ્હેતો
ફૂલ કેરી છાબ! ......
હમેશાં એ
કોઈને સંબોધ્યા વિના પાડે સાદ:
'લિયો રે, લિયો રે,
મારાં સુંદર ગુલાબ! ... ...'

... ... પણ હા,
'એ' વ્હોરશે શું?—રે સુણ, પેલો નાદ:
'મારાં ફૂલ જુઓ મોંઘાં
લિયો રે, લિયો રે,
સાવ સોંઘાં?'")

—અને પ્રિય, મને થયું:
'હા, કદાચ ...'
એમ જાણે ધીરેથી તેં કહ્યું.
પણ, તે છતાં ય
મને તો ત્યાં કોઈ હવે
બીજાનો ય અણસારો વરતાય!

ત્યાં જુવાન મૃત્યુની સંગે
એક સુંદરી બેઠી છે ઉછરંગે.
('ભાવિ' એનું નામ ...
કેવી લલિત લલામ!)
એટલી જ ખબર મને છે:
એને ફૂલો તો ગમે છે!

[વૉલ્ટ વ્હિટમેનની ખૂબી એના ઉદ્‌ગારની સહજતામાં છે: એની કવિતાના શબ્દો ઠંડાગાર મુદ્રણમાં અટવાઈ જતા નથી, એમાંથી સર્જાય છે એક આકાર ... આ આકાર ધીરે ધીરે સ્પષ્ટ બને છે, પુસ્તકના પૃષ્ઠમાંથી એ આગળ વધે છે અને આપણી જોડે ક્યારેક હાથ મિલાવી લે છે, ક્યારેક આપણને આલિંગન પણ આપી બેસે છે.

એની કવિતા વાંચીએ ત્યારે કંઈક આપણા માટે જ, આપણને ઉદ્દેશીને કશુંક કહેવાયું હોય એવું લાગે છે. આપણી જોડે વાત કરનાર કવિ છે, આપણાથી જુદો છે, અને આપણે માત્ર ભાવુક છીએ, એવો ભેદ એ ભૂંસી નાખે છે, અને આપણે એ કવિને કોઈ મિત્રને મળતા હોઈએ એ રીતે મળી શકીએ છીએ.

અહીં આપાયેલાં એના ચાર કાવ્ય ખંડોમાંના પ્રથમ બે એના દીર્ઘ કાવ્ય ‘Song of my self’ના બે અંશોમાંથી તારવ્યાં છે; ત્રીજું કાવ્ય મૃત્યુ વિશેનું છે. માર્ક વાન ડોરેને કહ્યું છે: વ્હિટમેન જીવનનો કવિ છે, પણ એની ઉત્તમ કવિતાઓ મૃત્યુ વિશેની છે. એનો પરિચય આપણને આ કવિતા પરથી મળશે. ચોથું કાવ્ય તો નામ ધરાવતા સૌ કોઈને માટે છે.]

●

હવે મારે મારો પરિચય આપવાનો છે: ચાલો સૌ ઊભા થઈએ.

જે કંઈ ગોચર છે એને હું વિવસ્ત્ર કરું છું,
– જે અગોચર છે એની દિશામાં બધા જ પુરુષો
અને બધી જ સ્ત્રીઓને સાથે લઈ હું ગતિ કરું છું.

ઘડિયાળ ક્ષણનો સંકેત આપે છે.
પણ શાશ્વતિનો સંકેત શો છે?

શતસહસ્ર શરદો અને ગ્રીષ્મો આપણામાં વિલસીને
વિલય પામી છે;
આ પછી પણ શતસહસ્ર શરદો અને ગ્રીષ્મો વિલસવાની છે.
અને એ પછી પણ ...

જન્મોએ આપણને શ્રી અને વૈપુલ્ય આપ્યાં છે.
બીજાં જન્મો પણ આપણને શ્રી અને વૈપુલ્ય આપશે.

હું કોઈને યે મહાન કે લઘુ કહેતો નથી;
જે પોતાના કાળ અને સ્થળને સભર કરે છે,
એ બીજા કોઈની યે સમાન છે...

ભાઈ, બહેન, શું માનવજાત તારા માટે
વિકરાળ અને ભયાવહ રહી હતી?
મને તારા માટે વસવસો છે, મારા માટે તો એ એવી ન હતી;
સૌ કોઈ મારી જોડે મૃદુ રહ્યા છે - અને રુદનનો તો મેં
હિસાબ જ માંડ્યો નથી ...
(મારે અને રુદનને શું?)
જે કંઈ સિદ્ધ થયું છે, તેની પરાકાષ્ઠા હું છું,
જે સિદ્ધ થવાનું છે, તેનું પાત્ર પણ હું છું.

મારાં પગલાં સીડીનાં પગથિયાને અડકે છે:
પ્રત્યેક પગથિયે યુગોનાં ઝૂમખાં પડયાં છે,
અને પગથિયાઓ વચ્ચે એથી પણ મોટાં ઝૂમખાં છે...
નીચેના તમામ યુગોમાં હું ગતિ કરી ચૂક્યો છું,
અને હજી ઉપર ને ઉપર ચડું છું...

મારી પાછળ જાગે છે, એક પછી એક પ્રેત–ઓળાઓ;
સુદૂર નીચે હું જોઉં છું વિરાટ પ્રથમ શૂન્ય
હું જાણુ છું, હું ત્યાં પણ હતો.



હું જાણુ છું કે સમય અને સ્થળનું સર્વોત્તમ મારામાં સમાયું છે,
હું ક્યારે ય મપાયો નહોતો, ક્યારેય મપાઈશ નહીં.

હું અવિરામ યાત્રા પર છું – (આવો, સૌ સાંભળો)
વરસાદનો ડગલો, મજબૂત પગરખાં અને કાષ્ટનો દંડ:
આ છે મારી નિશાનીઓ
મારો કોઈ મિત્ર મારી ગાદીમાં આરામ લેતો નથી.
મારે ગાદી નથી, મઠ નથી, પંથ નથી,
હું કોઈને ય ભોજનના મેજ પર, પુસ્તકાલયમાં
કે વાર્તાલાપમાં દોરી જતો નથી......
પણ તમને દરેકને – દરેક પુરુષ અને દરેક સ્ત્રીને

હું ગિરિશૃંગ પર દોરી જાઉં છું,
મારો ડાબો હાથ તમારી કમર પર વિટંળાયો છે,
અને જમણે હાથે દેખાડું છું ખંડખંડનાં દશ્યો,
અને જાહેર ખુલ્લો રસ્તો...

એ રસ્તા પર હું કે બીજો કોઈ પણ તમારા વતી યાત્રા ન કરી શકે,
તમારે જાતે જ એ મજલ કાપવી રહી.

એ દૂર નથી - તમારી પહોંચમાં જ છે;
તમે જનમ્યા ત્યારથી એ માર્ગ પર છો, છતાં તમને એનો ખ્યાલ નથી;
એ બધે જ છે, આ જળમાં ને સ્થળમાં:

તારી બચકી તારા ખભે લઈ લે વત્સ,
અને હું મારી બચકી લઈ લઈશ:
ચાલો, આપણે ઝડપ કરીએ,
અદ્ભુત નગરો અને સ્વતંત્ર રાષ્ટ્રો
આપણા હૃદયને પુલકિત કરશે... ...

આજે પ્રાતઃકાળ થયા પહેલાં મેં ટેકરી પર આરોહણ કર્યું,
અને તારાઓથી ખચિત આકાશ સામે જોયું -
અને મારા અંતરાત્માને પૂછ્યું: 'આ જ્યોતિમંડળોને
આપણે જાણી લઈશું, એમાં જે કંઈ છે તેનો
આનંદ અને જ્ઞાન મળી જશે, પછી આપણે પરિપૂર્ણ થઈશું?'
અને મારા આત્માએ કહ્યું: 'ના, આપણે ત્યાં પહોંચીશું,
એને વટાવી જઈશું અને આગળ નીકળી પડીશું...'

●

મને શમણું આવ્યું કે,
જેને હું અહર્નિશ પ્રેમ કરતો હતો, તે મૃત્યુ પામ્યો છે–
મારા પ્રેમને જ્યાં દફનાવાયો હતો, ત્યાં હું સ્વપ્નમાં જ
જઈ આવ્યો પણ એ ત્યાં ન હતો;
એ પછી તો હું બધાં જ કબ્રસ્તાનોમાં ફરી વળ્યો,
અને મેં જોયું કે પ્રત્યેક સ્થળ કબ્રસ્તાન છે:

જે ઘરો જીવનથી પૂર્ણ હતાં, એ એટલી જ હદે
મૃત્યુથી પણ પૂર્ણ હતાં (આ ઘર પણ);
રસ્તાઓ, વહાણો, મનોરંજન સ્થળો, શિકાગો, બોસ્ટન,
મેનહાટન – આ બધાં જેટલાં જીવંત લોકોથી
સભર હતાં, એટલાં જ મૃત્યુથી પણ સભર હતાં…

મારા આ શમણાની વાત હું પ્રત્યેક માણસને પ્રત્યેક યુગમાં કહીશ,
મને જે સ્વપ્ન આવ્યું છે, તેનાથી હું બંધાયેલો રહીશ.
હવે હું કબ્રસ્તાનોની અવગણના કરવાને ઉત્સુક છું,
મૃત્યુ પામેલાનાં સ્મારકો ગમે ત્યાં મુકાય, હું જમું
કે સુઉં એ ખંડમાં પણ – તો યે મને સંતોષ છે.

*અને હું ચાહતો હોઉં એવા કોઈનું યે શબ*
કે ખુદ મારું પોતાનું શબ ભસ્મ થઈ જાય,
અને દરિયામાં પધરાવી દેવાય તો, તો યે મને સંતોષ થશે…
અને જો એ હવામાં ઉડાડી દેવાય, તો યે મને સંતોષ થશે…

●

મારું નામ ઉચ્ચારાતું સાંભળી આનંદ અનુભવતા
બાળકથી વિશેષ હું શું છું?
એ નામ વારંવાર રટયા કરું છે, એ સાંભળવા માટે
જુદો પડું છું અને કદી થાકતો નથી.

તમને પણ મારું નામ આટલું જ વહાલું હશે
તમારા નામના ઉચ્ચારમાં બે કે ત્રણ ધ્વનિઓ
સિવાય બીજું કશું જ નથી, એનો વિચાર કદી મેં કર્યો છે?

"ક્યહીં તમારી શસ્ત્ર સજેલી કૂચ તણો છે અંત ?રહ્યો, ઓ સંતાનો વોટનનાં ?*
તમ પદરવથી ભય પામીને ધરા ધ્રૂજતી, તમ આંખોમાં મૃત્યુ-ઝાળ છે હસતી."

"અમે લહ્યો સંકેત થૉરનો અને હથોડો નવસર્જનનો,
અમે લહ્યું છે બીજ રક્તનું જમીન પર ને, પુષ્પ રક્તનું વ્યોમે.
અમે કરતાં કૂચ પૃથ્વીનું નરક સરજવા અને સ્વર્ગનું દેવા એને નામ.
હૃદય અને માનવજાતિનું સત્ય વેદના તણા ચાબુકે છે ફટકાર્યું,
માતા પ્રભુની રક્તનીગળતી ઢળી રહી અમ શ્યામ સુનેરી સૂર્યોદયમાં."

"હું ચિત્કાર સુણું ભાંગેલ એક જગતનો, ઓ સંતાનો વોટનનાં."

"પૂછો જઈ જ્વાલામુખીને એ હોય સળગતો જ્યારે, દો ઠપકો અગ્નિને અને પેટ્રોલને!
રહી વેદના ખુરાક અમ શક્તિનો, યંત્રણા અમ આંતરડાં કેરી મોજમહા હા.
અમે રહ્યા નિષ્ઠુર, પ્રચણ્ડ ને પ્રસન્ન, દેવો અમ અમાનુષી અટ્ટહાસ્યથી ડરતા.
અમ હૃદયો છે વીર કઠોર, અમે મૃગશીર્ષ તણો પટ્ટો છે પહેર્યો.
અમ સંકલ્પે ધાર ચડી છે વજ્ર તણી, અમ કર્મો નહોર સિંહ તણા.
અમે રાચીએ અમ સર્જેલા દુખઃમાં રાચે મનુષ્ય જેવું ચુંબનમાં નારીના.

"તમે નિહાળ્યું ભાવિ તમારું તુલામહીં પ્રભુ કેરી, ઓ સંતાનો વોટનનાં,
અને લહ્યું તે પુચ્છ મકરનું ઝપાટ દેતું ફીણ પરે હા દૂરદૂરના
ત્યહીં સાગરો મધ્યે?"
"અમે પ્રભુનો ઠઠ્ઠો કરીએ, અમે જાપ સૌ શાંત કર્યા છે
પૂજારીઓના એ પ્રભુની વેદી પર,
અમ નેતા છે ભાવિ તણો હા નાથ, એહનાં ગુહ્યોનું માધ્યમ એ.
અમે મંનને શૂન્ય કીધ છે, રસ્સી લઈને વિચારને દઈ દીધો છે ટૂંપો;
હવે દયા ને માન મરણ ને શરણ, માત્ર છે શક્તિ પ્રકૃતિની સ્વામી.
અને નવું જગ-તંત્ર બાંધીએ; બૉમ્બ અમારા વોટન કેરી શાંતિ રહ્યા લલકારી.

અમે ભલ્લ છૈં વિધિના, છૈં સંતાનો વોટન કેરાં,
અમે માનુષી મહાદાનવો, અતિમાનવ ઋષિઓનાં સ્વપ્નો કેરા.
અમે સંકર છૈં પશુ-રાક્ષસનો, શક્તિ, અને સંકલ્પ ઈશ અમ છે હા;
જન્મ બન્યો અમ માનવતાના સૂર્યાસ્તે, છે રાત્રિ પ્રતિ અમ યાત્રા.
નષ્ટ થતાં રાષ્ટ્રોના દેહ પરે થૈ, આવી રહેલી ઘોર ક્રાંતિના ચિત્કારોની મધ્યે,
બૉમ્બ અને ગોળાની વેગી વર્ષા સંગે, ઘોર વિમાનો તણાં ગુંજનો સંગે,
અમે કરતાં કૂચ, સત્યની મૃત્યુ-ચિતાના અજવાળામાં,
યુગે સેતાની સ્થાપન કાજે જગમાં."
૧૯૪૦ ઑગસ્ટ,
('લાસ્ટ પોએમ્સ')

---

* વોટન એ સ્કૅન્ડિનેવિયાની દંતકથાઓમાં સર્વ પદાર્થોના આદિમૂળરૂપ દેવ છે, તે વકતૃત્વ, જ્ઞાન, કવિતા અને ખાસ તો પરાક્રમનો દાતા છે. એનું બીજું નામ ઓડિન છે. થૉર એ એનો પુત્ર, યુદ્ધનો દેવ છે. —સુન્દરમ્.

●

ઈન્દ્રદરબારની અજનબી કો અપ્સરાએ
સોનારૂપાના રેશમથી ગૂંથેલા
અને
વિભાવરી, નિશિથ અને ઉષાના ઋજુ રંગોની ઝાંયવાળા
મખમલી પરિધાન
જો હોત મારી પાસ
તો તો હે પ્રિયા!
એના કિનખાબી ગાલીચા પર તારાં કોમળ ચરણોનું
હું અર્ચન કરત.
પણ...
સુરમ્ય સ્વપ્નોની મધુરી મિરાત સિવાય
કશુંય નથી મારી પાસ.
મારાં સપના, મારી આશ, મારું સર્વસ્વ
તારાં અભિસારની અભીપ્સા સેવી રહ્યાં છે આજ.
કોમલાંગીની હે!
ધીરે, જરા ધી...રે
આ તો મારાં સ્વપ્નોનો ફુલ્લકુસિમિત મારગ છે
જરા ધીરેથી સંચરજે સખી
મારી સ્વપ્નસિકત એ કેડી પે.

..તો તો હે પ્રિયા ● ડબલ્યુ. બી. યેટ્સ | મેઘનાદ હ. ભટ્ટ.

# કવિતા



તાણ હૈયામાં વધી ગઇ છે, મથામણ મનમાં;
શાશ્વતી શબ્દનો અવતાર ધરે તો સારું.

◆

વર્ષ ૨ : અંક ૫ : જૂન ૧૯૬૯
સળંગ અંક ૧૧
મુખપૃષ્ઠ • સજાવટ • દિનેશ દલાલ

**સૂચનાઓ :**

વરસમાં છ અંકો દર બે મહિને, ઑક્ટોબર, ડિસેમ્બર, ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન અને ઑગસ્ટમાં વીસમી તારીખે પ્રકટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

**લવાજમ :**

દેશમાં રૂપિયા છ, પરદેશમાં રૂપિયા આઠ, ત્રૈવાર્ષિક રૂપિયા ૧૬, છૂટક નકલનો રૂપિયો એક. વરસથી ઓછું લવાજમ સ્વીકારવામાં આવશે નહિ.

**પત્રવ્યવહારનું સરનામું :**

જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧.

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, કોટ, મુંબઈ-૧.

# કવિતા

## હારે અમે • અનિલ જોશી

હારે અમે ફૂલ નહીં, રંગના ફુવારા કે ગંધના ઉતારા કે, વાયરે ઝૂલી પડયા : લે બોલ!
હા રે અમે હરણોના પગ્ગની ઉતાવળ, સુગંધની પાછળ કે રાનમાં ઝૂરી મર્યા : લે બોલ!
હારે અમે સરનામું વગ્ગરના કાગળ કે ઊડીએ આગળ કે હાથમાં ફરતા થયાં : લે બોલ!
હારે અમે મીરાં તે બાઈના ગાયા, પવનમાં વાયા કે ફૂંકમાં ખરતા ગયા : લે બોલ!
હારે અમે ટહુકામાં તરફડતી કોયલ, કબીરની જોયલ કે ગીતને આંબે બોલે : લે બોલ!
હારે અમે પડછાયા ફોરમના જોયા કે ધોધમાર રોયાં કે ચડતા લાંબે ઝોલે : લે બોલ!
હારે અમે ઊડતી પતંગના ઝોલાં, ને હાથમાં દોરાં કે આભમાં ગોથે ચડયા : લે બોલ!
હારે અમે સેવ્યા વગ્ગરના ઈંડાં કે લંબગોળ મીંડા કે રામને ઓથે પડયાં : લે બોલ!
હારે અમે શાયરના કંઠથી છૂટયા કે લયમાં તૂટયાં કે ગીતની અધૂરી કડી : લે બોલ!
હારે અમે છાકટા છકેલ કોઈ છોરાં, દેખાઈએ ઓરાં કે વાતમાં દૂરી પડી : લે બોલ!
હારે અમે ફૂલ નહીં, રંગના ફુવારા કે ગંધના ઉતારા કે વાયરે ઝૂલી પડયા : લે બોલ!

---

હા, ફલક કોરું ભરી શકતો નથી
એકાન્તને હું ચીતરી શકતો નથી

ચાંદ ઊગે છે હથેલીમાં અને
કોઈની આગળ ધરી શકતો નથી

તો પછી જીવતો રહીશ શબ્દો મહીં
હું મરીને પણ મરી શકતો નથી

સ્વપ્ન મારાં ક્યાં મને લઈ જાય છે.
કેમ હું પાછો ફરી શકતો નથી

પાંપણો મીંચી દીધાથી શું વળે
એમ કૈં સૂરજ ખરી શકતો નથી

હું પ્રસંગોમાં તણાતો જાઉં છું
હાથ છે, પણ કૈં કરી શકતો નથી

---

## ગઝલ • રમેશ પારેખ

## (૧) ચકાસણી

મેં ચંદ્રને જોયો ચકાસી,
ને વળી જોયો તપાસી,
ને વળી ચાખ્યો અદાથી
કો પતાસાની સદશ,
બટકાવી એને કોરથી જોયો મેં કણ કણ,
કે ભરી બટકું ય મોટું લીધ મુખથી
ને ગળ્યો લાગ્યો ઘણો,
તો કદી ફિક્કો ય લાગ્યો
ને કરી થૂ થૂ તજ્યો મેં મુખ થકી.

મેં શીતતા એથી ય માણી,
ને બહુ ઠંડો ય લાગ્યો,
હૂંફ–હીણો, શબ સમો,
તો સોડથી સરકાવી મેં દીધો ય એને.
મેં ચારુતા એની ય માણી,
કુમુદની જાણે નરી કાંતિ અહા શી!
પણ મેં લહ્યાં ત્યાં કંદરા ને ડુંગરો
એના પરેનાં,

ના એક ત્યાં યે પાંદડી તરણા તણી,
ના હવાની પ્રાણદાતા કો લહર,
વર્ષા નહિ, ના ગ્રીષ્મ, કે ન વસંત કો ત્યાં,
ના જંતુ કો ત્યાં, જીવ કો ત્યાં,
ના રુદન, ના હાસ્ય, ના કો જિન્દગીના
અંગ ભંગ ત્રિભંગ શત શત રંગ ત્યાં.

ચંદ્ર એવો,
ચાંદનીનો, કૌમુદીનો કાન્ત એવો –
ઠીક હા, મૂક્યો છે એને એટલે હા દૂર,
કે ત્યાં જઈ વસવાનું કોઈને ચડે ના શૂર.
તો ય આ માનવ હજી ત્યાં છે જવાનો તો જરૂર,
લેશું ગરૂર, એની સફર કરશું મુબારક.

તો ય આ પૃથ્વી તણું જે હમ-વતન.
આ જે અહીંની છે હવા,
આબોહવા, પાણી પવન,
પંચતત્ત્વોનાં ભવન,
પ્રાણી પ્રાણીનાં આ વન,
મિત્રો મિલન,
આ નફા ને ખોટનાં નિત્યે ભ્રમણ
આ ચંક્રમણ કરતાં સદા
આગે જવું,
એવી તો
બીજે ક્યહીં ન્હોયે સવડ.
આ ભૂમિને ભરપટ નિહાળી,
આ ભૂમિ પે ભરપટ વસી,
એનાં હસી લે હાસ્યને,
એનાં રડી લૈ રુદન,
એના લડી લૈ જંગને,
જીતી ભલે વા હારીને
હું લઈશ મારી વિદા
ને ચંદ્રને મુજ શિર ચોડી
ચંદ્રમૌલિ થઈ રહીશ દ્રવતો સુધા.
એ કૈં નહીં તો આમ ધરાનું
છે મહા ભૂપણ સદા

## (૨) અનુપમ શશી

હે અનુપમ શશી સુન્દર!
આવ આવ હે, મુજ નંદિત કર અંતર.
તું પ્રતિપદમાં દશ્ય ન તોયે,
ચક્ષુ તને પેખે છે નભની ભીતર,
ગૂઢ રૂપ તવ કેવું અહો મનોહર!
બીજ વિષે તું પ્રગટ, રેખ તવ બંકિમ
તું પ્રસન્ન કરતો શંકર,
હું તુજને અંજલિમાં ધારી
આરાધું મુજ દેવ સહુ પ્રતિ મંદિર.
ને ત્રીજ ઊગે, તવ પુષ્ટ રેખને પેખી,
બાલનેત્ર મમ પુલકિત રહે નિરંતર,
હું મુગ્ધ નવોઢા સમ મુજ પિયુની
કટાર જેવો રહું રમાડી લઈને તુજને મુજ કર.
ચતુર્થીને દિન દેવ ગણપતિ તણો બને તું કિંકર.
સહુ શુભનો તું શુભ, પૂરો અભયંકર,
હું પૂજું તુજને મોદક લઈ,
ખાઉં ખવાડું, હસું હસાવું હાસ્ય અટ્ટ અમલંકર.
પંચમીને દિન કોઈ તને નહિ નિહાળવાને આતુર,
હું બેસું તુજ પાસ તદા મુજ ગવાક્ષને ઉંબર,
ને મુજ પ્રેયસી તણા વિકસતા સ્તન શા ઈષત્ ઉન્નત
તને સ્પર્શીને પુનઃ પુનઃ રોમાંચ ગ્રહું રસ-સંભર.
પછી અહા, તું કશો વધે, તું બાલ મટી પદ ધરે કિશોરાગારે,
ને સપ્તમ, અષ્ટમ પગલે તારાં અંગ ખીલે,
મઘમઘતાં મીઠાં યૌવનના પગથારે,
ને નવમીને દિન હું તારું વદન નિહાળું
મુજ પ્રેયસીના પ્રૌઢ વદન શું મોહક,
દશમીને દિન નહીં રહી શકું અલિપ્ત, તારો
ચશચશી પૂરો રસ પી લઉં સંમાદક.

એકાદશીનો દિન, દશ દિનનો આપણ મહા રસોત્સવ,
સ્મરી સ્મરીને શાંત ભાવથી બની રહું ઉપવાસી,
દ્વાદશીને દિન કરું પારણાં, મહા પ્રમોદે
આમંત્રું તુજને મુજ રમ્ય અગાસી,
સૌ તારક ઝાંખા કરતી તુજ ઉજ્જવલ નિરખી કાંતિ,
મને થતું તું ખરે ગગનનો વાસી.
ત્રયોદશીની નિશા, દિશા સૌ કરતી તુજ અભિવાદન,
રાજ શશી હે! આજ કશું તવ અકથ્ય રસ-ઉત્પાદન,
તૃપ્ત તૃપ્ત પ્રતિ ઈંદ્રિય મારી સહુ સિદ્ધિ-સંપાદન
ચતુદર્શીનો દિન, નહિ કહેશે કોણ તને નહિ પૂનમ?
હું ભૂલી સહુ ભાન થાળ મુજ પૂજા તણો સજાવું,
ને તું રમ્ય હસી કર મારો સાહી વદે, હજી રાખો,
વાત કાલની આજ ન કરવી, આજ તણો રસ ચાખો.
અને પૂર્ણિમા, પૂર્ણ શબ્દનો અર્થ આજ હું જાણું,
જે રસ તેં નહિ કાલ દીધ તે આજ માગીને માણું,
આ નભમાં કેવલ તું એક જ, હું એક જ તવ
ગણું પણું આરાધક.
સૌને રસ નિજ નિજના મારે
તવ રસ તે મમ સર્વ રસનો વાહક.
અહો પૂર્ણ મુજ કલારૂપ, તું આજ ન નર, વા નારી,
હું ત્રાટકમાં લીન બની તવ
પ્રીત પામું મહતારી.
અખિલ વ્યોમમાં, સ્થળે સ્થળે તું,
કેવલ તું, કેવલ તું,
ને હું ક્યાં, ક્યાં નહીં કહે 'હું' –
હું શશી-લીન, પરમ તવ રૂપે રૂપિત નંદિત
ઉભય રૂપ-યુત હું-તું
ઉભય રૂપ-યુત તું-હું

પૂજ્ય કાકાસાહેબ મારી પાસે બેઠા હતા એટલે સંગદોષને કારણે થોડીક શબ્દ-રમત કરવાનું મન થાય છે. બહુ વૃદ્ધાવસ્થામાં પણ માણસ શબ્દ જોડે રમવાનું છોડતો નથી. શબ્દની પણ એવી માયા હોય છે. 'કવિસંમેલન'ને હું મધ્યમપદલોપી સમાસ ગણું છું. એમાં જે વચલો ભાગ રહી ગયો છે તે સહૃદયો, રસિક સજ્જનો અને સન્નારીઓ. કવિસંમેલન એટલે કવિઓનું અને સહૃદયોનું સંમેલન. માત્ર કવિઓનું તો થયા જ કરતું હોય છે અને એક કવિ બીજા કવિને એકદમ દાદ આપે એવું બનતું નથી. એટલે તમે સહુ અહીં છો એ બદલ કવિઓના વતી હું ખુશી પ્રગટ કરું છું.

સાંત જ્યાં પર્સ નામના ફ્રેન્ચ કવિએ એક બહુ અર્થગર્ભ વાક્ય એકવાર ઉચ્ચારેલું: " A book is the death of a tree"–એક પુસ્તક એટલે "એક વૃક્ષનું મૃત્યુ". જે પુસ્તક રચે છે તે એક વૃક્ષ જે કાંઈ કરે છે તેનું સાટું વાળી આપે છે ખરો? વૃક્ષ છે તો એનો પર્ણમર્મર છે, પંખીઓનો ટહુકાર છે, તેજછાયાની રમત છે, એની નીચે બે પ્રેમીઓની ગુફતગો છે, પાસે વહેતી સરિતાના જળનો કલ્લોલ છે, ઉપરનું આકાશ છે. આ આખો એક બ્રહ્માંડ જેટલો વિસ્તાર એ વૃક્ષની સાથે છે. તો જે ગ્રંથ રચે છે તે આ બધાંનું સાટું વાળી આપે છે? વૃક્ષ પ્રત્યેનું ઋણ ચૂકવે છે? કાવ્યની પોથી હાથમાં લેતાં સાચા રસિકને આ પ્રશ્ન થાય છે. એટલે જ એક ચબરાક વિવેચકે પાંચેક કવિઓના કાવ્યસંગ્રહોનું અવલોકન કરતાં શીર્ષક આમ બાંધેલું: Five poets in search of six lines. તો જે આ છઠ્ઠી લીટી છે તેની શોધાશોધ ચાલે છે એ કોને ભાગે ગઈ તે જોવાનું.

કવિસંમેલન આપણા સંસ્કારજીવનનું એક અગત્યનું પાસું છે. થોડાક દેખાદેખીથી પણ કવિતા સાંભળવા જતા હશે એમાં કાંઈ ખોટું નથી. કલકત્તામાં જુવાન કવિઓએ એકવાર ઝુંબેશ ચલાવેલી: પૈસે પૈસે કવિતા. એમના જાણીતા ઈડન ગાર્ડનમાં જઈને કવિતા વાંચો એમ લોકોને કહેલું. મને લાગે છે કે એ કાંઈ ખોટી પ્રવૃત્તિ નથી. કવિ હમેશાં અલગારી બનીને રહે, એ પોતે આપણી વચ્ચે છતાં હદપાર થઈને રહેવાની જ ખુમારી ભોગવતો રહે, એની પૃથક્તાને પંપાળે તે જરૂરી નથી. આપણા થોડાક શબ્દોની જો એની કવિતામાં સેળભેળ થઈ જાય તો એનો ઝાઝો વસવસો કરવાનું કારણ નથી. પણ આપણે એનો વાદ ન બનાવીએ. કવિનું બેસણું સહૃદયતાથી બહુ દૂર હોતું નથી. પ્રેમાનંદ તો શ્રોતાઓથી બહુ ઊંચે બેસતો નહોતો. એ તો બાજઠ પર જ બેસતો હતો. અહીં તમારી સામે ઊંચો મંચ છે. કવિ થોડો દૂર ચાલ્યો જતો હોય એવું લાગે છે. એનાં

પ્રતીકો તો એનાં આગવાં જ હોવાં જોઈએ પણ એ ખાનગી ન હોવાં જોઈએ. એની રચના એ એના પોતાના છંદ રચે એ અર્થમાં સ્વચ્છંદી ખરી પણ સાથે સાથે એ અતંત્ર ન હોવી જોઈએ કારણકે એના હૃદયનું તંત્ર આપણા હૃદયના તંત્રને રચી આપે છે, અને એ તંત્રના લયથી વિશ્વનું તંત્ર ચાલે છે. કવિતા પાસે આપણી અપેક્ષા આવી હોવી જોઈએ.

કવિતા અહમ્‌ના કંડૂયનની વૃત્તિ નથી; પોતાના પોતાપણાને લડાવાતા લાડનું નાટક નથી; પણ સાથે સાથે આપણે એ પણ સમજવાનું છે કે ભાવકે પણ પોતાની લાગણીનો તાળો મેળવવાને કવિતા પાસે જવાનું નથી. કવિતા આપણને મૂંઝવી નાખે તો, હું એને સદ્‌ભાગ્ય ગણું. એ સહેલાઈથી ગળે ઊતરી ગઈ એવું લાગે પણ પાછળથી કદાચ મુશ્કેલી ઊભી કરે. એકાદ પંક્તિ આપણને રહી રહીને પજવ્યા કરે. આ Baffelment પણ એક જાતની કવિતાની કસોટી છે. જો કોઈ કવિતા વાંચતાં એવો અનુભવ થાય જ નહીં, પંક્તિએ પંક્તિએ આપણે માથું ડોલાવતાં રહીએ તો કાં તો કવિતામાં વાંધો છે કાં તો આપણામાં વાંધો છે. ક્યાંક કશું એવું હોવું જોઈએ, જે આપણને પડકારે. કવિને પણ એવો પડકાર ઝીલવાનો આવે તો સજીવતા આવે. કાફ્‌કાએ એક જગ્યાએ કહ્યું છે: "My strength flows from my adversories." આમ કવિતાનો સ્વીકાર એ અઘરી વસ્તુ છે. આપણે અહીં બેઠા, કવિને સાંભળ્યા એટલે કવિતા આપણા સુધી પહોંચી ગઈ એવા વિશ્વાસથી આપણે ઘરે જઈ શકીએ નહીં. મને આશા છે કે, આપણા કવિઓ હવે એવી કવિતા તમને આપશે નહીં. કોઈક લાગણીને છંછેડીને તોફાન જગાવે એવા કવિની હું વાત કરતો નથી પણ તમારી સૃષ્ટિના અક્ષાંશ-રેખાંશને બિલકુલ બદલી નાખે એવો કીમિયો જો કવિને આવડતો ન હોય તો હવે આજે એ કવિતા લખવા ન બેસે એટલી સભાનતા એનામાં છે. આપણી પાસે પણ એને ચકાસવા માટેની અમુક કસોટી છે, અને એ કસોટી કવિઓએ જ આપણને આપી છે. એવી કસોટી આપનારા આપણા એક કવિ 'કાન્ત'નું નામ લઈને આપણે સંમેલન યોજ્યું છે.

કવિતામાં શબ્દો આવે છે. કવિ જો ભાગ્યશાળી હોય તો એની કવિતા વાંચતાં એમાંના દરેક શબ્દના જન્મ વખતે એ હાજર રહ્યો હોય એવું બને છે. સંસ્કૃત એ પર્યાયબહુલ ભાષા છે. સ્ત્રી માટે એક શબ્દ જોઈએ તો ઢગલો વાળી દે. પછી જો નાયિકા વિરહિણી હોય તો ય છંદને કારણે કેટલીકવાર એને કામિની કહેવી પડે. ભાષાની આ પર્યાયબહુલતા કવિની કસોટી કરે છે. કેટલાક કવિઓ તો એવો પણ આગ્રહ રાખે છે

કે વધુ પડતી વિદગ્ધતા–Sophistication–કવિતાને બિલકુલ લુખ્ખીસુખ્ખી રાખે છે. એમાંથી બહુ રસ આવતો નથી. તો શા માટે મધ્યકાળના કવિઓની બાની ન વાપરવી? એમાં Sophistication નથી છતાં હૃદયનો રસ નથી એમ તો ન કહેવાય. એટલે એઓ પાછા હઠીને ત્યાં જવાનો પ્રયત્ન કરે છે. કવિ પાસે તો અત્યાર સુધી ગુજરાતી ભાષામાં ખેડાયેલી બધી જ કવિતાની સંપત્તિનો વારસો છે. જ્યાંથી એને લેવું હોય ત્યાંથી એ લઈ શકે પણ લીધા પછી એનું શું કર્યું તે સહૃદયે જોવાનું છે. અને સાચો વિવેચક સહૃદય હોય છે.

કવિતામાં ઘણા વાદ છે. કોઈ સંકલ્પપૂર્વક લખે છે, કોઈ પોતાના અંતરાત્માને અનુસરીને લખે છે. દૈવીપ્રેરણાથી લખનારા ભાગ્યશાળીઓ પણ હશે. પણ આપણી પાસે જે કવિતા આવે છે તેને આપણે એમ ને એમ સ્વીકારી ન લઈએ, એને પણ આપણે પડકાર ફેંકીએ તો કદાચ કવિને પણ એથી લાભ થશે. સહૃદયોની પણ એટલી ફરજ છે. આપણી પાસે અહીં અદ્યતન અને સદ્યતન બધી જ પેઢીના પ્રતિનિધિઓ છે. જૂની પેઢીના કવિ હોય તે પણ નવા લાગવા માટે જુવાન કવિના લખાણનું અનુકરણ કરે અને એ રીતે નવા થવાનો કરુણ પ્રયત્ન કરે એવું કદાચ અહીં નહીં બને, આપણે એના સાક્ષી નહીં બનીએ. દરેક પેઢીનું આગવું અર્પણ હોય છે અને પોતપોતાના કંઠે જો આપણા કવિઓ બોલતા હોય તો એથી આપણી કવિતા સમૃદ્ધ બને જ છે. એટલે મારે મન આ એક અસાધારણ પ્રસંગ છે.*

---

* કે. જે. સોમૈયા કૉલેજના ત્રીજા પ્રકાશન 'ઉપહાર'ના ઉદ્‌ઘાટન પ્રસંગે યોજાયેલા કવિ-સંમેલનના સંચાલક તરીકેના વકતવ્યમાંથી.

શીશી ખાલીમાં
તડકો રમે, જાણે
તનમાં પ્રાણ

O

પતંગિયાને
પર્ણ પર્ણ ને પુષ્પે
પર્ણકુટિઓ

વૃંદાવનની
વાટો ભીની, વરસ્યાં
ગોપીનયનો?

ચણી દીવાલો
ચારે કોર, માનવ
ઝંખે છે મુકિત

O

આગ આગમાં
ફેર ઘણો છે, ચાંદો
સૂરજ જાણે.

## પછી તો હું મળીશ નહિ • રઘુવીર ચૌધરી

વાપીને કિનારે
મારે અંધકારે
સામી પાર જીર્ણ પગથારે
સ્મૃતિશેપ સમયમાંથી જાગતા ઓથારે
ઊતરતા અવાચક વિસ્તારે
ફેલાઈ જવાનું હોય છે ત્યારે
હું મળી જાઉં છું મને

રુદ્રમહાલયનાં તોરણથી તે
મૃગજળમાં ઓગળતા મિનારા સુધી
પદચિહ્ન વિનાની કોઈક ગતિ
દોરી જાય છે મને અહેતુક,
દૂર દેશે ભસ્મથી પંખી રચતા પ્રાણ
સ્ફૂરે છે ત્યારે
અહીં મંત્રોચ્ચારે
નિકટના ગગનમાં પ્રતિધ્વનિત થતાં થતાં
હું મળી જાઉં છું મને

વળી પાછી
પરાજિત હૃદયની કોઈ અલિખિત કથા,
અંતરાલે એની કયારેક અસ્ફૂટ વ્યથા,
વેદના પ્રજાળતી એ તમસાને
હશે મારી ક્ષીણધાર સાબરમતીની તથા ?
હું તો અહીં સૈકતસંગ ઊછરતો નગરજન
પારકી ગતિએ હરીફરીને
પાડી બેઠો ભાપામાં જ જીવવાની પ્રથા.
કયાંથી મળું અન્યને?
કોઈ ગલીના વળાંકે
મળી જાઉં છું ગઈ કાલના મને.

આ છિન્ન વિચારો
નથી ને રચી બેસે ઉચ્છ્વાસ;
વેરાન ચિત્તમાં ઊગી આવશે ઘાસ,
વાદળ છવાઈ જશે વતનની આસપાસ,
સાગર ઓળંગતા પંખીને લોભાવશે
સરોવરનાં વિશદ જળે સંચિત ઉજાસ,
તો તો હું પ્રસરીશ અનાયાસ
ઝમીશ જલધારાઓમાં,
લહીશ કશોક આભાસ,
સ્મૃતિપ્રદેશે
ઊઘડશે આછા આછા પરિચિત ચાસ,
પછી તો હું મળીશ નહિ,
ભળી જઈશ.

---

મૂક કબરો     તમારી રેખા
પવન સુસવાટે   ○   ચિત્ર બની જાય
વાતો આરંભે     આકાર વિના.

---

**દ્વિદલ • ઓમેરાન**

ક્યાંકથી
ક્યારેક તો
વહી આવશે પેલો પવન,
ને પાંદડાના ઘૂમટાને એ જશે ફફડાવતો –
ત્યારે અચાનક
ક્યાંકથી
આવી ચઢેલા
કોઈ કવિ
કે કોઈ પ્રેમી –
(એમ તો આ વન વીંધી બહુ બહુ જનારા હોય છે!)
–નાં ગુલાબી નેનમાં બિડાઈને
આ અડાબીડ વન મહીંથી ચાલવા માંડીશ હું!

સપન નદીમાં વહી આવ્યો કોઈ સોનપરીનો વાળ,
તે ક્ષણથી રઢ લાગી ગઈ, ને જીવ અહીં અંતરિયાળ

તે ક્ષણથી લોચનિયે જીવન અધ-ઊંઘનું કોઈ શમણું,
વાળ રચે કોઈ વેણી, વેણી મુખ રચે કોઈ નમણું;
કોઈ જનમનું નામ દઉં ત્યાં પીગળે પરદા પાર ...
સપન નદીમાં ○

રાત પડે ને તડપી રહે જીવ 'અણ-અહીંયાં'ની વાતે,
કહે છે: કદી કો કિંકિણી રવ હજી વહી આવે છે ઘાટે,
કહે છે, કોઈ પનિહારી હેલે ભરી લાવે ઝંકાર; ...
સપન નદીમાં ○

તે ક્ષણથી લાગી ગયું અમને 'અહીં'નું અણિયલ મ્હેણું,
પરી વરીને વળીશું પાછા, પૂરું અહીંનું લેણું;
પંખાળે ઘોડે ગાજે દૂર શમણે ડુંગરમાળ ...
સપન નદીમાં ○

બરફને ટુકડે તોડયો કાચ...
કાચની કણી કણી વેરાણી :
બરફનું છેવટ પાણી પાણી–
　　અજંપો ખંડિત દેવ-પિશાચ :
　　બરફને ટુકડે તોડયો કાચ.

કાચમાં મૃગજલ ને રણ જોયું,
ડમરીએ ડોયું : હેલીએ ટોયું :
સિન્ધુ ને સૂર્ય-ચન્દ્રથી સોહ્યું–
　　કિરણનું સ્વપ્ન : કિરણનું સાચ :
　　બરફને ટુકડે તોડયો કાચ.

અજબ આ આરપારની કહાણી !
દિશાઓ દર્પણમાં વહેંચાણી :
તરંગો ગયા બિમ્બને તાણી–
　　કિનારા ગમશે નહીં કદાચ :
　　બરફને ટુકડે તોડયો કાચ.

બરફને ટુકડે તોડયો કાચ...
કાચની વેરણછેરણ વાણી
બરફની રંગબિલોરી લહાણી–
　　અવાચક મૌન ઉવાચ ઉવાચ–
　　બરફને ટુકડે તોડયો કાચ.

---

કાંઈ જોયાના ઝોંકા લાગ્યા, ઉતરનાર તેડોની, સૌ !
ઊભે મારગ ડાભોળિયાં વાગ્યાં કે વગડા વેડોની, સૌ !

તૂટયો વાતુંનો નવલખો હાર ખોયેલ વેણ ખોળોની, સૌ !
ખર્યો નદીયુંમાં ગોઠડીનો સાર કે નીર બધાં ડ્હોળોની, સૌ !

રૅાફ મેડીનો ઊતરી કયાં ભાગ્યો પગથિયાંને પૂછોની, સૌ !
હશે ચાકળે ઓછાયો એક માગ્યો કે આભલાં લૂછોની, સૌ !

લઈ હાલી કૈં મોજડીની ભાત્યું આ શેરીયુંને રોકોની, સૌ !
મારે ઢોલિયે સોહામણો અજંપો ટોકે તો એને ટોકોની, સૌ !

## એક ગામે • રવીન્દ્રનાથ ટાગોર • નારાયણ દેસાઈ

બેઉ જણાં અમે રહીએ છીએ એક ગામે
એ જ અમારું એકલું માત્ર સુખ
"દોયલ" પંખી ગીતડાં ગાય એને દ્રુમે.
એને ગાને ઊજળું મારું મુખ.
તેનાં પાળ્યાં બે મજાનાં ઘેટાં
ચરતાં ફરે મારા વડની હેઠે,
મારી વાડમાં એ જો પાડે છીંડા
ઊંચકી લાવું તેને હું તો કેડે.

અમારા આ ગામનું નામ છે ખંજના,
અમારી આ નદીનું નામ છે અંજના,
મારું નામ તો જાણે ગામના પાંચ જણા—
અમારી એ ઓલ્યીનું નામ છે રંજના.

બેઉનાં ફળિયાં સાવ છે સોડે સોડે
એક ખેતરવું બેઉને સ્હેજે સાંધે,
એમના વનમાં મધમાખો જે ઊડે
મધપૂડા એ અમારા વને બાંધે.
તેમના ઘાટની પૂજાફૂલની માળા
વહેતી આવે અમારા બાંધેલા ઘાટે,
છાબડી ભરી એમનાં ફૂલ રૂપાળાં
વેચવા આવે અમારે ત્યાંને હાટે.

અમારા આ ગામનું નામ છે ખંજના
અમારી આ નદીનું નામ છે અંજના,
મારું નામ તો જાણે ગામના પાંચ જણા,
અમારી એ ઓલ્યીનું નામ છે રંજના.

અમારા આ ગામના પાદરે પરે
આંબો મ્હોરે લચે આંબાવન.
તેમને ખેતરે અળશી પાકે જ્યારે,
અમારે ખેતરે ત્યારે ખીલે શણ.
તેમને છાપરે જ્યારે ઊગે તારા,
અમારે છાપરે દખણાદો વા વાયે;
તેમને વને ઝરે શ્રાવણધારા,
અમારે વન કદમ્બ ખીલી જાયે.

અમારા આ ગામનું નામ છે ખંજના
અમારી આ નદીનું નામ છે અંજના
મારું નામ તો જાણે ગામનાં પાંચ જણા,
અમારી એ ઓલ્યીનું નામ છે રંજના.

ક્ષણિકામાંથી. ]

અ. ભા. શાંતિસેના મંડળ, રાજઘાટ.
વારાણસી, તા. ૧-૭-૬૯.

પ્રિય સુરેશભાઈ,

કવિતાનું વિવેચન લખવાનો વિચાર એ ફૂલની પાંદડીઓ પીંખીને એનું પૃથક્કરણ કરવા જેવો નથી? તેથી વિવેચનને બદલે 'આસ્વાદ'ની વાત મને ગમી.

વારંવાર જે ઉઘાડીને વાંચવાનું મન થતું હોય એવી કોઈ કવિતા તમે મગાવી. એક કરતાં વધુ કવિતાઓ એવી છે, પણ એક પસંદ કરીને મોકલાવું છું.

"એક ગામે" કવિતા મને એટલા માટે ગમે કે તેમાં જીવનના એક રોમાંચકારી કાળનું–તારુણ્યપ્રવેશકાળનું–સહજ, સરળ, અનાયાસ ચિત્રણ છે. કોઈ ગંભીર વિચારને વહીને નિર્જીવ બની જતી કવિતા કરતાં હસતી-રમતી, નાચતી-કૂદતી, કે જરૂર હોય તો નિસાસો નાખતી કે આંસુ સારતી કવિતા મને વધુ સાચા અર્થમાં કવિતા લાગે છે. દિલનો એક ભાવ, મનની એક યાદ, હૃદયની એક ચોટને એક લસરકામાં ચીતરી દે તેવી કવિતા મને ગમે.

"એક ગામે" કવિતા ગમવાનું કારણ કદાચ "સબ્જેક્ટિવ" પણ હોય. મારી કિશોર અવસ્થાને એ પાછી રજૂ કરે છે એ પણ કારણ હોઈ શકે. પણ કવિતાને 'ઓબ્જેક્ટિવ" બનાવવાની જરૂર જ શી છે? એને સારુ તો સાહિત્યમાં બીજાં ઘણાં માધ્યમો પડ્યાં છે.

રવીન્દ્રનાથની અનેક 'મૂડ' સાથે મેં પણ એવી જ 'મૂડ' અનુભવી છે. 'નૈવેદ્ય' અને 'ગીતાંજલિ'નાં ગીતો ગાતાં મેં આંખ ભીંજવી છે, 'બલાકા'ની પાંખો સાથે મેં પણ મારી પાંખો ફફડાવી છે. 'સ્મૃતિ' સાથે મેં પણ મારાં પ્રિયજનોને સ્મરણાંજલિ અર્પી છે, પણ 'એક ગામે' કવિતા સાથે ખંજના ગામની અંજના નદીને કાંઠે એ કવિતા જ મારે સારુ રંજના બનીને રાસ રમવા લાગે છે.

–એનો અનુવાદ સાથે બીડું છું.

સ્નેહાધીન નારાયણ

---

શ્રી નારાયણ દેસાઈ અખિલ ભારતીય શાંતિસેના મંડળના સંચાલક છે.

## અભી તો મૈ જવાન હું ● હાફિઝ જાલન્ધરી

ઉર્દૂ કવિતા

હવા ભી ખુશગવાર હે, ગુલોંપે ભી નિખાર હે
તરજુમે હઝાર[1] હે, બહાર પૂર બહાર હે!
કહાં ચલાહે સાકીયા
ઈધર તો લૌટ, ઈધર તો આ
અરે યે દેખતા હે કયા
ઉઠા સુબુ,[2] સુબુ ઉઠા
સુબુ ઉઠા પ્યાલા ભર, પ્યાલા ભરકે દે ઈધર!
ચમનકી સિમ્ત[3] કર નઝર, સમાં તુ દેખ બેખબર
વો કાલી કાલી બદલીયાં
ઉફક પે[4] હો ગઈ અયાં[5]
વો એક હુજુમે મૈકશાં[6]
હે સુએ[7] મયકદા[8] રવાં
યે કયા ગુમાં[9] હે બદગુમાં,[10] સમઝ ન મુઝકો નાતવાં[11]
ખ્યાલેઝો હ્દ[12] અભી કહાં, અભી તો મૈ જવાન હું!
ઈબાદતોંકા[13] જીક્ર હે, નજાતકી[14] ભી ફિક્ર હે
જૂનું[15] હે સવાબકા,[16] ખ્યાલ હે અઝાબકા[17]
મગર સુનો તો શેખજી
અજીબ શે હે આપ ભી
ભલા શબાબો આશીકી[18]
અલગ હુએ ભી હે કભી?
હસીં જલ્વરેઝ[19] હો, અદાએ ફિત્નાખીઝ[20] હો
હવાંએ ઈત્રબીઝ[21] હો, તો શૌક[22] કયુ ના તેઝ હો
નિગાહાયે ફીતનાગર[23]
કોઈ ઈધર, કોઈ ઉધર
ઉભારતે હો ઐશ પર[24]
તો કયા કરે કોઈ બશર?[25]

ચલોજી કિસ્સા મુખ્તસિર,[26] તુમ્હારા નુકતાએ નઝર[27]
દુરસી હે તો હો મગર, અભી તો મૈ જવાન હું!

યે ગશ્ત[28] કોહસારકી,[29] યે સૈર જુએબારકી[30]
યે બુલબુલોંકે ચહચહે, યે ગુલરૂખોંકે[31] કહકહે[31]
કીસીસે મેલ હો ગયા
તો રંજોફિક્ર ખો ગયા
કભી જો બખ્ત[33] સો ગયા
યે હંસ ગયા, વો રો ગયા
યે ઈશ્કકી કહાનીયાં, યે મદભરી જવાનીયાં
ઉધરસે મહેરબાનીયાં, ઈધરસે લનતરાનીયાં[34]
યે આસ્માં યે જમીં
નઝારા[35] હાયે દિલનશીં
અુન્હે હયાતઆફરીં[36]
ભલા મૈં છોડદું યહિં
હે મૌત ઈસ કદર કરીં, મુઝે ન આયેગા યકીં
નહિ નહિ અભી નહિ, અભી તો મૈ જવાન હું!

ન ગમ કશુદોબસીકા,[37] બલન્દકા[38] ન પસીકા[39]
ન બુદકા[40] ન હસીકા,[41] ન વાદાએ અલસીકા[42]
ઉમિદ ઔર યાસ[43] ગુમ
હવાસ[44] ગુમ ક્યાસ[45] ગુમ
નજરસે આસપાસ ગુમ
હમાબજુઝ ગલાસ[46] ગુમ
ન મયમેં કુછ કમીં રહે, કદહસે[47] હમદમી રહે
નશીસ્ત[48] યે જમીં રહે, યહી હમાહમી રહે।
વો રાગ છેડ મુતરિબા[49]
તુર્બ[50] ફીઝા[51] અલમ[52] રૂબા[53]
અસર સદાએ સાઝકા
જીગરમેં આગ દે લગા
હરેક લબમેં હો સદા, ન હાથ રોક સાકીયા
પીલાયેજા, પીલાયેજા, અભી તો મૈ જવાન હું!

મને આ ગીત ગમે છે, અત્યંત ગમે છે, ઘણીવાર સાંભળ્યા છતાં વારંવાર સાંભળવું ગમે છે; વારંવાર ગાવું, ગણગણવું ગમે છે. એના ઉર્દૂ શબ્દો સમજાતા ન હતા ત્યારે પણ તે ગમતું હતું. જુદી જુદી પ્રકૃતિના ઘણા બધા મિત્રો સમક્ષ મેં (મારા જરાપણ કેળવાયેલા ન કહિ શકાય તેવા કંઠે) આ ગીત ગાયું છે. અજબ લાગે તેવી વાત છે પણ સમજાયું હોય કે ન સમજાયું હોય, લગભગ બધા જ સાંભળનારાઓને તે ભારે અસરકારક લાગ્યું છે. કવિતાની દષ્ટિએ અપ્રસ્તુત પણ મારા ગમવા માટેનાં કારણોની દષ્ટિએ પ્રસ્તુત એવા કેટલાક અંગત ઇતિહાસ વિના આ ગીત મને શા માટે ગમે છે તેનું પૃથક્કરણ કરી શકું તેમ નથી.

—એ વખતે હું કૉલેજના બી. એ.ના વર્ષમાં હતો—લગભગ વીસેક વર્ષનો હોઈશ. રેડિયો ચાલુ હોય અને વાંચવા કે બીજાં કામો કરવાની ટેવ. રેડિયો પર આવતાં ગીતો—ખાસ તો ફિલ્મી ગીતો—જાણે પાર્શ્વ સંગીતનું કામ કરતાં. એમાં વળી કોઈ ગમતું ગીત આવી જાય ત્યારે મૂળ વાંચવાની પ્રવૃત્તિ બાજુએ રહેતી અને ગીત પર ધ્યાન કેન્દ્રિત થતું. આવા એક સમયે રેડિયો સિલોન પરથી ઉપરનું ગીત સાંભળ્યું. એ કોણ ગાય છે, કોનું લખેલું છે, કશી જ ખબર ન હતી. પણ એ ગીતની બે-એક પંકિતઓ આવી અને એકાએક એણે ધ્યાન આકર્ષ્યું. વાંચવાનું બંધ કરી હું રેડિયો પાસે પહોંચી કાન દઈ સાંભળવાં માંડયો. પહેલા કદી આવું બન્યું ન હતું. સામાન્ય રીતે જાણીતાં ફિલ્મી ગીતો સિવાય ધ્યાન ખેંચાતું નહિ, અને રેડિયો પાસે જઈ એકરસથી સાંભળવા જેટલું ધ્યાન તો ભાગ્યે જ ખેંચાતું. બે ભાગમાં ગવાતું ગીત રસતરબોળ થઈ સાંભળી રહ્યો. કોનું ગીત છે, કોણ ગાનાર છે વગેરે સાંભળવા હું આતુર હતો પણ એ જાહેરાત વિના જ કાર્યક્રમ પૂરો થયો.

આ ગીતની અસર એવી જબરી હતી કે તેણે મને તેના શબ્દો જાણવા, કવિ-ગાયકના નામ જાણવા વિવશ કર્યો. એટલી તો ખાતરી થઈ ગયેલી કે આ કોઈ ફિલ્મનું ગીત નથી. એની ગાયકી, ગાનારનો કંઠ, એના ભારેખમ ઉર્દૂ શબ્દો, તેનું શાંત-સૌમ્ય સંગીત—બધું જ બિનફિલ્મી હતું. એ ગીત ફરી સાંભળવા 'એક હી કલાકાર કે ગીત' એ કાર્યક્રમ ખાસ સાંભળતો, કારણ, પહેલાં તે કાર્યક્રમમાં જ તે રજૂ થયેલું. ત્રણ-ચાર માસ પછી એ ગીત ફરીવાર સાંભળવા મળ્યું—"તો પેશ હૈ હાફિઝ જાલન્ધરીકી નઝમ 'અભી તો મૈં જવાન હું,' ગાયક કલાકાર હૈ મલીકા પુખરાજ—"

હું રેડિયો પાસે નોટ-પેન્સિલ લઈ બેસી ગયો. ગીત ઉતારવામાં મને ઠીક ઠીક

સફળતા મળી કારણ એ બહુ ધીમી ગતિએ ગવાતું હતું. જોકે ઉર્દૂ શબ્દો ઉતારવા–સમજવામાં મેં ગજબ ભૂલો કરેલી (દા. ત., 'ઉન્હે હયાતઆફ્રીં'ને બદલે મેં ઉતારેલું 'ઉન્હે હું યાદ આખરી!') અને એ રીતે ઘણું બધું ખોટું ઉતાર્યું હતું. પણ એ ગાઈ શકાય એવા પ્રાસાનુપ્રાસમાં તો ઊતર્યું જ હતું. મેં એ ગીત મોઢે કરી નાખ્યું—(આવું લાંબું તથા મારે માટે કઠિન અને અર્થહીન શબ્દોવાળું ગીત હોવા છતાં એ મોઢે કરવામાં જરાય શ્રમ નહોતો લાગ્યો!). હું અવારનવાર તે ગીત ગાતો. પછી તો એક ઉર્દૂ સાહિત્યના જાણકાર ભાઈએ આખું ગીત ગુજરાતી લિપિમાં અઘરા ઉર્દુ શબ્દોના અર્થો સહિત ઉતારી આપેલું ત્યારે તે ગીતનો સાચો પાઠ અને શબ્દના અર્થો સમજાયેલા. ત્યાર પછી તો અઘરા ઉર્દુ શબ્દોના અર્થો સહિત હિંદી લિપિમાં પ્રગટ થતી ઉર્દૂ કવિઓની શ્રેણીમાંથી હાફિઝ જાલન્ધરીની કવિતાઓનું પુસ્તક ખરીદેલું—ખાસ આ ગીત માટે.

મારે કબૂલ કરવું જોઈએ કે ઉર્દૂના સાચા શબ્દો મળવાથી, તેના અર્થો જાણવાથી આ ગીત વિષેની મારી સમજણમાં થોડો વધારો થયો હશે, પણ આ ગીત મને ખૂબ ખૂબ ગમે છે તે ઘટનાને આ સમજૂતી સાથે ઝાઝી નિસ્બત નથી.

આ ગીત પહેલી જ વાર સાંભળ્યું અને બહુ ગમી ગયું તેનું કારણ શું હશે? કદાચ તેનું સંગીત અને મલીકા પુખરાજની અદ્‌ભુત ગાયકી. અલબત્ત, આ ગીતની સ્વરરચના કર્ણપ્રિય છે તેની ના પાડી શકાય તેમ નથી. દરિયાકાંઠે મોજાંઓ આવીને પાછા ફરે છે તેની વચ્ચે ઊભા રહેવાનો અનુભવ કંઈક અનેરો છે. પાછા ફરતા મોજાંના પાણીનો વેગ કંઈ ભારે નથી હોતો પણ એ વેગથી તળિયા નીચેની રેતી સરી જાય છે અને ગલગલિયા સાથે ખેંચાયા કે ખેંચાશું એવો અનુભવ આપણને થાય છે. એવો જ આહ્‌લાદક અને રોમાંચક અનુભવ આ ગીત સાંભળતી વખતે થાય છે. ધીમાં ધીમાં સ્વરગુંજનોનું વહેણ તાણીને ક્યાંય લઈ જતું હોય એવું લાગે છે. પરંતુ જ્યારે વિચાર કરું છું કે આ સ્વરરચનામાં આવી અસર કરનાર કયું તત્ત્વ છે ત્યારે જણાય છે કે આમ તો કોઈ ખાસ સાજના સંગાથ વિનાની એકવિધ લઢણમાં સરતી આ સ્વર-રચના છે, જાણે એ નર્યો કાવ્યપાઠ છે; અલબત્ત, ભાવવાહી રીતે થયેલો પાઠ, અને ત્યારે લાગે છે કે આ ગીતનું સંગીત તેની સ્વરરચનામાં નથી, એ સંગીત એ ગીતમાં જ છે. એ ગીતના શબ્દો જે રીતે સંયોજાયા છે, જે રીતે તે શબ્દો વહે છે તેમાં જ તેનું સંગીત છે. આ જ લઢણમાં લખાયેલું એક ગુજરાતી ગીત મેં જોયું છે. તે ગીત 'અભી

તો મૈ જવાન હું'ની બંદિશમાં બેસે છે. પણ તેમાંથી સંગીત જન્મતું નથી. ફિલ્મી ગીતના રાગમાં ગવાતા ગરબા કે ગરબાના ઢાળમાં બેસાડેલાં ફિલ્મી ગીતો કેવાં વરવા લાગે છે? સંગીત સરખું છે, પણ તે ગીતમાંથી પેદા થયેલું નથી તેથી આ વિચિત્ર પરિણામ આવે છે. 'અભી તો મૈ જવાન હું' ગીતમાં સંગીત છે પણ તે સંગીતકારે આપેલું સંગીત નથી, પણ કવિએ શબ્દયોજના દ્વારા સિદ્ધ કરેલું સંગીત છે.

મલીકા પુખરાજના અન્ય ગીતો પણ મેં સાંભળ્યા છે. ચોક્કસ પ્રકારનાં ગીતો માટે જોઈતી હલક એમની જ છે. એમની આગવી ગાયનશૈલી અપ્રતિમ છે પણ તેમના બીજાં ગીતોમાંનું કોઈપણ ગીત તો શું, તેની મુખ્ય પંક્તિઓ પણ મને યાદ નથી, જ્યારે 'અભી તો મૈ જવાન હું' એ ગીત એવું ને એવું અકબંધ જળવાઈ રહ્યું છે એ કદાચ એમ સૂચવે છે કે 'અભી તો મૈ જવાન હું'ની સ્વરરચના કે મલીકા પોખરાજની ગાયકીએ હાફિઝના આ ગીતને માણવામાં મદદ કરી હશે પણ તેનું મૂળ આકર્ષણબળ તો તે ગીતની પોતાની સંગીતશકિતમાં જ રહેલું છે. આ સંગીત માણવા માટે આ ગીતને સાંભળવું જોઈએ, તેનો પાઠ કરવો જોઈએ (કહે છે કે હાફિઝ જાલન્ધરી બહુ જ સુંદર કાવ્યપાઠ કરતા અને તેમના પાઠ પછી રજૂ થતી બીજી રચનાઓ ફિસ્સી લાગતી! ). હું માનું છું ગીત, કવિતા, એ ચૂપચાપ વાંચી જવાય તેવું સાહિત્ય નથી. તેનો યોગ્ય રીતે પાઠ થાય—પછી ભલે તે પાઠ મનોમન હોય—તો જ તે માણી શકાય. આવા યોગ્ય પાઠ દ્વારા કવિતાનું સંગીતમય પદ્ય પ્રગટતું હોય છે જેને કોઈપણ કવિતાનું એક મહત્ત્વનું લક્ષણ ગણવું ઘટે.

બાકી રહી આ ગીતને સમજવાની વાત. એ પહેલીવાર સાંભળ્યું ત્યારેય એટલું તો સમજાયું જ હતું કે આ જીવનનું ગીત છે—જીવનનો આનંદ માણવાની, જીવનની માદક મસ્તી પીતા રહેવાની તીવ્ર આરઝુ આ ગીતમાંથી ટપકે છે. આ પ્રતીતિ સિવાય કાવ્યનો કોઈ બોધ મને તે વખતે થયો ન હતો. કાવ્યના શબ્દો કે અર્થોની સમજણ પ્રાપ્ત થઈ તેથી તે ગમ્યું એમ કહેવું વ્યાજબી નહિ ગણાય. બલકે વધારે સાચું એ છે કે તે ગમ્યું તેથી તેના શબ્દો મેળવવાનો, અર્થ સમજવાનો પ્રયત્ન થયો. મેં કયાંક વાંચેલું કે સાંભળેલું—અર્થ સમજાય તે પહેલાં જ સાચી કવિતા પ્રભાવ પાથરવા માંડે છે. આ વાત આ ગીત વિષે મારે માટે અક્ષરસઃ સાચી છે. એ સાંભળતાં જ જાણે મારામાં પડેલા મૂક ભાવોના પડઘાઓ સંભળાવા માંડે છે. જાણે તેથી જ તે અસર કરે છે. ભાષા અને

શબ્દોના અર્થો કદાચ મદદ કરતા હશે પણ તેની કોઈપણ સભાનતા વગર જાણે સીધો જ ઈન્દ્રિયબોધ થાય છે—

છે ચિત્રના જેવો જ અનુભવ 'આદિલ'
અહીં શબ્દના વેપારની વાત જ ક્યાં છે?

સંગીત પાસે ધ્વનિઓનું—સ્વરોનું માધ્યમ છે, ચિત્રકલા પાસે રંગો અને છાયાઓનું માધ્યમ છે પણ શબ્દના માધ્યમ દ્વારા આ બન્ને માધ્યમોના ઉત્તમ લાભો સાચી શુદ્ધ કવિતા મેળવે છે ત્યારે અર્થો, સમજૂતી બાજુએ રહી જાય છે.

ઘણીય કવિતાઓ વાંચતાં આવો અનુભવ થયો છે. કશોય અર્થબોધ ન થાય છતાં કૃતિ ગમવા માંડે. ઉદાહારણ તરીકે અત્યારે મને સુરેશ જોષીની 'કવિનું વસિયતનામું' એ કવિતા યાદ આવે છે. આ કાવ્ય 'ક્ષિતિજ'માં પહેલીવાર વાંચ્યું અને ગમી ગયેલું. આપણી જ ભાષામાં લખાયેલું કાવ્ય અને ન સમજાય એવા કોઈ અઘરા શબ્દો એ કાવ્યમાં નથી. છતાંય મને તે વખતે પૂછ્યું હોત કે આ કાવ્યનો અર્થ શો? (અથવા પરીક્ષાની ભાષામાં—'કવિ આ કાવ્યમાં શું કહેવા માગે છે?') તો હું કશો જ જવાબ આપી શક્યો ન હોત. આજે પણ એ વિષે બહુ સ્પષ્ટ જવાબ ન આપી શકું. છતાં મને એ કવિતા તરીકે ગમી ગયેલી. તેના શબ્દસંવિધાનમાંથી ઊભું થતું વિશ્વ જાણે કે ચેતનામાં ઢબૂરાઈ પડેલા ભાવોને સ્પર્શી ઢંઢોળે છે. હાફિઝના ગીતનો પણ જાદુ અનન્ય છે.

---

૧. બુલબુલ, ૨ સુરાહી, ૩. તરફ, ૪. ક્ષિતિજ પર, ૫. પ્રગટ જૂથ, ૬. પીનારાઓનું જૂથ, ૭. તરફ, ૮. મદિરાલય, ૯. શંકા, ૧૦. શંકાશીલ, ૧૧. નિર્બળ, ૧૨ ધર્મના વિચારો, ૧૩. ભકિત, ૧૪. મુકિતની, ૧૫. ઘેલછા, ૧૬. પુણ્યની, ૧૭. પાપનો, ૧૮. યૌવન અને ઈશ્ક, ૧૯. નજરે પડનાર, ૨૦. ઉદ્રેક જગાડનાર, ૨૧. સુગંધમય, ૨૨. પ્રેમ, ૨૩. ઉદ્રેક જગાડનાર, ૨૪. કામ, ૨૫. મનુષ્ય, ૨૬. ટૂંકમાં, ૨૭. દષ્ટિબિંદુ, ૨૮. સહેલ, ૨૯. ગિરિમાળાઓની, ૩૦. ઝરણાંની, ૩૧. ગુલાબ જેવા ચહેરાઓના, ૩૨. અટ્ટહાસ્યો, ૩૩. નસીબ, ૩૪. પ્રત્યુત્તરો—ચર્ચા, ૩૫. દશ્યો, ૩૬. ઉન્માદ જન્માવતા દશ્યોને, ૩૭. બાંધોડનો, ૩૮. ઉન્નતિનો, ૩૯. પતનનો, ૪૦. ભૂતકાળનો, ૪૧. વર્તમાનનો, ૪૨. ઈશ્વર અમારો માલિક છે એવા માનવીએ આપેલા કોલનો, ૪૩. નિરાશા, ૪૪. સંવેદનો, ૪૫. સમજશકિત, ૪૬. પ્યાલા સિવાય સર્વ, ૪૭. પ્યાલા સાથે, ૪૮. મહેફિલ, ૪૯. કિન્નર, ૫૦. આનંદ, ૫૧. વધે, ૫૨. દુ:ખ, ૫૩. ઘટે.

---

શ્રી મહેશ દવે માનસશાસ્ત્રના પ્રાધ્યાપક છે. હાલ તેઓ અમદાવાદમાં રહે છે.

## ચંદ્ર ● હરીન્દ્ર દવે

જ્યાં માનવીના ચરણનો સ્પર્શ થયો છે
એ અવકાશી પદાર્થ
મારી કવિતાના આકાશમાં ચમકે છે
એ ચન્દ્ર નથી.

એ ધરતી, એ ધરતીની ભીની માટી
અને ત્યાં દેખાયેલાં દશ્યો –
એ બધું સુંદર છે,
પણ એથી યે સુંદર છે,
મારી કવિતાના અવકાશના એ ચન્દ્ર સાથે
વિરહની રાતે રચાતું તારામૈત્રક

એ માટીના કણોમાં મારી પ્રિયતમાનો
ચહેરો ન શોધતા.
એ વિપુલ અવકાશમાં મારા સ્વપ્નોનું હરણ
કયાં સંતાયું છે એની ખોજ ન કરતા.

દુર્વાસાના શાપે જેને
શત સહસ્ર જ્વાળામુખીઓની આંખો ફૂટી છે
એ આ અગોચર પ્રદેશના રમણીય દર્શનથી
હું પણ સ્તબ્ધ અને મુગ્ધ છું, પણ
એ મારી કવિતાના આકાશમાં ચમકે છે
એ ચન્દ્ર નથી.

મરજીવાનાં
આંસુ લૈ; કાંઠે બેઠાં
એકલા છીપ

ધુમ્મસભીનાં
ફૂલ મૂકી, રાખવો
પથ્થર-લીલો!

## દ્વિદલ ● લલિત જાટકિયા

## જે ધરા પર....! • બરકત વીરાણી

જ્યારે કોઈ રૂપને જોશો ને ઠોકર લાગશે,
એ પછી મૂર્તિ નહીં લાગે એ પથ્થર લાગશે.

શોધ પણ એની થશે ને એ જ સહચર લાગશે,
બહાર જીવનની હશે ને મનની અંદર લાગશે.

જ્યારે કંઈ પણ વાત કહેતાં તારાં ઝાંઝર લાગશે,
આ અમારા પત્રની સાંકળ એનો ઉત્તર લાગશે.

જિંદગી ને મોતનો જો ભેદ ના રાખો તમે,
જેના ખાલી હાથ છે એ સૌ સિકંદર લાગશે.

એ તો શું, એની મદદ પણ ક્યાંય દેખાશે નહીં,
એટલું માનો પછી સર્વત્ર ઈશ્વર લાગશે.

આંસુમાં તરતાં કમળ જેવાં વદન પણ હોય છે
આપ જોશો તો નયન મારાં સરોવર લાગશે

રૂપ મળશે પ્રેમને તો પ્રેમ પોતે થઈ જશે,
જો નદી ભળશે સમંદરમાં, સમંદર લાગશે.

એ ચણાયું નહિ છતાંયે એની બરબાદી જુઓ,
જે હશે ઉજ્જડ જગા એ આપણું ઘર લાગશે.

જે ધરા પર ચાલતાં ચરણો લથડિયાં ખાય છે,
ઊંઘશું 'બેફામ' ત્યારે એ જ બિસ્તર લાગશે.

ગાંધી,
શતાબ્દી માટે ખાપ શું તમારો ?!

## ?! • કિરાત વકીલ

મીના,
નયનાની આંખો
તારી આંખો જેવી જ છે.
મોટી, તરલ અને પાણીદાર.
તેના અધરો પરથી નીતરે છે
આપણા પ્રથમ સ્પર્શની ચાંદની!
પ્રથમ દર્શને,
યક્ષ-કિન્નરીના
પથ્થરના ખંડિત સ્તન
જેવો લાગતો,
તારી સ્મૃતિનો ચંદ્ર –
તો અહર્નિશ વધે ને ઘટે છે
મારી આંગળીઓના નખમાં.
મીના,
હું હવે ચાહું છું નયનાને.
કારણ કે,
તને ક્યારેય ભૂલી નથી શકતો!

## મીનાને • મંગળ રાઠોડ

## ગીત ● મનહર ચરાડવા

વેદનાની ભોંય-ઊગ્યા બળબળતા બાવળનાં ઝુંડ નહીં હવે કેમ કાપું?

મારગડે ઊભ્યા ઈ એમ લાગે ડુંગરા ઊડે હવામાં આજ કાંકરા,
ધબકારે ફૂટયાં ફૂલ હસે કાંઈ એવું કે સૂકા ઉજાસ જાય આકરા!
વન ઝૂલતું મૂંગી આ આંગળીના ટેરવે ઈ લીલમનું પૂર કેમ માપું?

રુદિયામાં છલબલતું વ્હેણ ઓલ્યા વેણનું અંકાશી ગીત ગળ્યું ગાતું,
લીલાછમ સૂરોની ફૂટે સરવાણી એવું હોઠોમાં મૂઈ, કાંક થાતું!
ઓરેરું આવીને પીગળી જાય પાંપણમાં એનો અણસાર કેમ આપું?

મે'માનમઈ આવતાં પાથરેલી જાજમના મોર અંઈ ઓરડામાં ગાતા
આંખ્યુંના લાલચોળ આખા યે આભમાં વાદળ સૌ, યાદનાં છવાતાં!
આલ્લે આ ઊમટયા વરસાદે હરિયાળા ચહેરાને ઉર કેમ ચાંપું?
વેદનાની ભોંય-ઊગ્યા બળબળતા બાવળનાં ઝુંડ નહીં હવે કેમ કાપું?

તમે હાથ હેઠા કરી ઘો હવે
કે સંબંધ તોડી શકાતા નથી

ઘણા પાળિયાઓ નજરમાં તરે
અને કયાંય ખોડી શકાતા નથી

છે મારા જ, પણ મારી સાથે કોઈ
પ્રસંગોને જોડી શકાતા નથી

તમે ફોડી શકશો અરીસા કદી
ચહેરાઓ ફોડી શકાતા નથી

નથી સાથે ચાલી શકાતું હવે
કે દિવસોને છોડી શકાતા નથી

તમે હાથ હેઠા કરી ઘો હવે
કે સંબંધ તોડી શકાતા નથી



## ગઝલ ● રમેશ પારેખ

## વ્રજ • પ્રદ્યુમ્ન તન્ના

કોણ કહે વ્રજ વિસરાયું, વ્રજ વિલસે રે કણકણમાં!

અવ કેવું વ્રજ, કેવો કાનો?

કહી કહી છો તર્મી કરે સહુ હાંસી,

અનહદ તોયે રોમરાજિમહીં એ જ સુણાયે બાંસી,
(કે) ઘેલી ઘેલી રહું ઘૂમી ચિતવનની ગલનગલનમાં!
કોણ કહે વ્રજ વિસરાયું, વ્રજ વિલસે રે કણકણમાં?!

નિત નિત જેની થાય પ્રતીતિ, એ વીત્યું કયમ માન્યું?
અલપઝલપ કેં અલપઝલપ આ મોહન મુખ પરખાણું!
રે હરખ હિલોળે લિયે લ્હેરિયાં યમુના દોઉ નયનમાં!
કોણ કહે વ્રજ વિસરાયું, વ્રજ વિલસે રે કણકણમાં?!

ને વ્રજ નવ એક જગ્યા કે દાખું જયહીં જાળાનાં રસ્તા,
નહીં બાલાપણ, નહીં જરા, વ્રજ ભરજોબન શી અવસ્થા,
એ જ એ જ ચીર ગોપન - લોપન લીલા ચલત ક્ષણક્ષણમાં!
કોણ કહે વ્રજ વિસરાયું, વ્રજ વિલસે રે કણકણમાં?!

---

ઝાકળ પર્ણે
પર્ણે ઝળકે: સૂર્ય
વળ્યો શું ટોળે?

આ પર્ણ છે, આ
ઝાકળ; ના - સૂર્યનું
પારણું પર્ણ

## દ્વિદલ • રક્ષા દવે

તારા ગયા પછી
મારી બારીએ પડે છે
સૂર્યના કિરણોના ટકોરા;
હું જોઉં છું
અને બારી ખોલતો નથી

મારા ઘરની સામેના વૃક્ષ પર
ડાળીને વળગીને એક પારેવું બેઠું છે;
આંખ ફફડાવીને મને કહે છે:
"ખોલી નાખ દ્વાર અને હું આવું"
હું સાભળું છું
અને બારણાં ખોલતો નથી.

હું બારી-બારણાં બંધ કરી
ઘરમાં બેઠો છું
અને મારામાંથી
બહાર નીકળી ગયો છું

કદાચ,
હું જ પેલું સૂર્યનું કિરણ
મારી બારીએથી હું જ વળું પાછો.

કદાચ
હું જ પેલું પારેવું પણ!

તારી આશ–નિરાશાના વચ્ચેના મૌનની ઘડી
થવા માટે મને હૈયે થતી ઇચ્છા ઘડી ઘડી!

દૂર દૂર દીવડા પાસે અંધાર,
મૂંગી મૂંગી આ કોઈ આવી રહી છે અહીં
ભીના વસંતની મીઠી બહાર.

આ રે આંખોને નથી આડાશ હવે રે કોઈ
ઝગઝગતાં તેજની ના કોઈ દીવાર,
મખમલિયા રજનીનો સાગર અસીમ મારી
નૌકાની આંખોને કરતો પુકાર.—દૂર દૂર૦

ઘેરું ઘેરું આ કોઈ આંજણ આવે છે અને
સોનલિયા શમણાંનાં ઊઘડે આકાશ,
રણઝણતા કંકણના આવે બે હાથ કોઈ
લાવે છે મ્હેક ભરી પ્રીતિના પાશ.—દૂર દૂર૦

ડુંગર ડુંગર સહુ નીચા બને છે અને
સભરે ભરાઈ સહુ જાતી છે ખીણ,
આ કાંઠો એ કાંઠો એવું રહ્યું ન કંઈ,
એક તારાં જોઈ રહું નયણાંનાં મીન.—દૂર દૂર૦

તમને ક્યાંથી હોય ખબર કે —
દિવસોની ખાલીખમ પળના ખંડિયેરમાં
થીજી ગયેલા પથ્થરના ચહેરાઓ પાસે
કાળા ભમ્મર નિસાસ ભરતો
શીત વાયરો —
દૂર દૂરના દેવળના ઘંટારવ ઝીલી
ખંડખંડ પથરાયો ત્યારે
ઝળહળ ઝળહળ થતા શબ્દના અજવાળામાં
અવાજના પીગળતા મીણના પગરવના પડઘાઓ
ભૂરી દીવાલ પરથી ચકલી થઈને ઊડયા
ઊડતા ઊડતા પાંખ મહીંથી ખર્યું થાકનું પીંછું
વિશાળ નભની છાયામાં તે રહી જશે વણપ્રીછ્યું ?

• સનત જોશી

લોકસાહિત્ય • માટીની મહેક

જોગી તારા હાથમાં લવંગીઆ લાકડી,
જોગી તમે ઠમકે ચાલ્યા જાવ હો,
મનડાં મોહ્યાં રે જોગીએ ...

પ્રણયીને લોકગીતે જોગી કહ્યો છે. પ્રેમ એ પણ જોગ જ છે ને! લોકહૈયામાંથી જાગતો આ ભાવ દેખીતી રીતે સાવ વિરોધાભાસી હોવા છતાં કેટલો સાચો છે! પણ અહીં નીચે આપેલી પંક્તિઓમાં એ જ શબ્દ એક નવો જ અર્થગ્રહણ કરે છે:

જોગીડો તો આઈવો છે પરોણલો!
હું તો મારી ઝૂંપડીની રહેનારી રે
જોગીડા, તું કયા મલક લઈ જાય?

*

હું તો તારી સૂરત જોઈ જોઈ ડરું રે!
જોગીડા, તું કયા મલક લઈ જાય?

– પરોણલો થઈને આવેલો જોગીડો કોઈ અજાણ્યા મલકનો તેડાગર છે. ઝૂંપડીની રહેનારને તો પોતાનું આ ઠામ ગમી ગયું છે; અને છતાંયે ગયા વિના ચાલે એમ નથી. જેની સૂરતથી અને ઠમકાભરી ચાલથી મોહી પડાય એવો આ પોતાના જીવનભરનો સંગાથી પ્રિયતમ નથી. એ તો કોઈ અકળ ભય પ્રેરે એવો અને તો યે જેનો સંગાથ કરવો જ પડે એવો 'જોગીડો' છે.

એક જ શબ્દને નવા જ સંદર્ભમાં મૂકીને એની સમૂળગી અર્થછાયા બદલાવી દેતી લોકહૈયાની આ કલ્પના કેવી હૃદયસ્પર્શી છે! કાયાને વહાલથી 'મારી ઝૂંપડી' કહીને, સમગ્ર સંસારને, લોકકવિએ જતા જીવ પાસે વાણીનું કેવું વેદનામધુર પ્રેમાલિંગન દેવડાવ્યું છે!

જન્મથી માંડીને મૃત્યુ સુધીની માનવીની સંસાર-યાત્રા લોકસાહિત્યના ભાતીગળ બોલમાં વ્યકત થાય છે. વચમાં હર્ષ અને શોકનાં આંસુએ છલકાતાં માનવીજીવનનાં વહેણ-ની પુરાતન અને છતાં યે નીતનવી લીલા પ્રગટ થાય છે. એ વહેણ ક્યારેક બાળક જેવાં રમતાં-ભમતાં કિલ્લોલતાં હોય છે, ક્યારેક બેય કાંઠા ભાંગતા તોફાની મસ્ત પૂર સમાં હોય છે તો ક્યારેક નાખી નજરે ન પડે એવાં ઊંડાં, ઘેર-ગંભીર અને શાંત થઈ ગયાં હોય છે. એવાં વહાલાં-વસમા વારિનો તાગ કાં તો વ્યાસ-વાલ્મીકિ જેવા કે કાં તો સમગ્ર લોકસમૂહનો આત્મા મેળવી શકે! વચલા વાંધાના કોઈ એકાદ કવિનું એ ગજું નહીં!

લોકસાહિત્યને ધરતીનું ધાવણ કહ્યું છે. એમાં ધરતીની મીઠપ છે, ધરતીનો ઉલ્લાસ અને એની વેદના છે, ધરતીની ધીરજ અને એનું ગૌરવ છે, એની મુક્ત હવાની મોકળાશ છે, એની સાદગી અને સરળતા છે, એમાં જનસમૂહનો નાદ એકતારો બનીને ગૂંજી રહે છે.

...... ભાષાના શબ્દાર્થાલંકારોની કૃત્રિમ મથામણ વિના, પ્રતીકરચનાની જટા-જાળમાં અટવાયા વિના એ પોતાની વાત હૈયાસોંસરવી ઉતારી દે છે અને છતાં યે વાણીની આ ખૂબીઓને એ પૂરી સાહજિકતાથી પોતાની કરી દે છે.

દેશ-વિદેશની ભાષાના સીમાડા અહીં જાણે એક થઈ જાય છે—એનાં કલ્પના, વૈભવ અને કથનશૈલીમાં એવી એકતાનતાની લીલારમણા છે. એ બધાના તુલનાત્મક અભ્યાસને અહીં અવકાશ નથી, પણ એ જાણવા-માણવા જેવો વ્યાસંગ છે!

લોકકવિતાના રામ સીતાજીને લવિંગની લાકડીએ મારે, તો સીતા પણ ફૂલદડીએ વેર વાળે એવાં હોય છે. દામ્પત્યજીવનની મધુરપ આ સિવાય બીજી રીતે વર્ણવી શકાય? અને પછી તો એ ગીતનાં રામ અને સીતા આપણા સામાન્ય જનસમાજનાં કોઈ પણ દમ્પતી બની જાય છે!

અને આ પંક્તિઓનાં વેદના અને આહ્લાદ કેવી વાસ્તવિક ભૂમિકા પર મંડાયેલાં છે:

"કેમ મેલું સુંદર સાસરી રે, કેમ મેલું મા ને બાપ?
હસતી મેલું સુંદર સાસરી રે, રોતાં મેલું મા ને બાપ!
સુખમાં સંભારું સુંદર સાસરી રે, દુ:ખમાં સંભારું મા ને બાપ,
જેમ મેલે ગાય વાછરું રે, તેમ મેલું મૈયરની વાટ!'

'લવિંગની લાકડી' જેમ 'ગાય-વાછરું' અને મૈયરવાટ'ના સાદશ્ય સંબંધોથી આપણી લોકકવિતા ભાવકના તનમનને રોમાંચિત કરી દે એવી અનુભૂતિ જગાવવા સમર્થ છે.

નારીના રૂપને 'ચાંલ્લા'માં તાદશ કરતી, એના વીજળી શા ગતિશીલ દેહમરોડને સાકાર કરતી આ પંક્તિઓ પણ એવી જ વેગવતી છે:

પેલી ચાંલ્લાવાળી કોણ?
એનો ચાંલ્લો ઝપાઝપ
મારું મન મોહ્યું રે!
પેલી દોલ્લાવાળી કોણ?
એનો દોલ્લો ઝપાઝપ
મારું મન મોહ્યું રે!"

આવી ગોરાંદે કેવી છે? મોહી પડેલો જુવાન ગાઈ ઊઠે છે :

પાન સરખી રે પાતળી,
જી રે, બીડલાં વાળી દઉં!
એલચી સરખી રે ગોરી સોરંખી
જી રે મુખડે ભરી લઉં!

અને પ્રણીયજન કેવો છે. કચ્છી દુહામાં એનું વર્ણન આવું છે :

પારેવેજીં રત્તીયું, સરે જીં પાંસરિયું,
ઘાટે કસુંબે ઘૂંટીયું, મુંની વાલમજી અંખિયું!

(—કબૂતર શી રાતી ને તીર શી પાધરી, ઘાટા કસુંબાના કેફે ઘૂંટેલી આંખોવાળો છે મારો વહાલમ ......)

માત્ર આંખોના વર્ણનથી જ એ જુવાનનું ચિત્ર ખડું થાય છે—'એલચી સરખી સોરંખી' (સૌરભભરી) કહેવાથી પેલી જુવતીનું ચિત્ર ખડું થાય છે તેમ!

... પ્રકૃતિ, પ્રેમ અને શૌર્યના, કૌટુંબિક આનંદ—પ્રમોદ અને કલહના શ્રમ-જીવનના સાંસારિક શાણપણ અને રીતભાતના ... જીવનના એવા પ્રત્યેક પાસાને લોક-ગીતમાં આલેખવામાં આવે છે. સામાજિક ન્યાયઅન્યાય, રૂઢિ-કુરૂઢિ અને સમાજ કે ભોમકાને ચરણે અપાતાં બલિદાનની કથાઓ પણ આ સાહિત્યમાં ઓછી મનહર અને મનભર નથી!

મેઘાણીભાઈએ કહ્યું હતું તેમ "એ ગીતોને યાદ કરી કરી, મારા ઘરનાં શિયાળુ માટીનાં માટલાંમાં જે માટીનું સુગંધે મહેકતું પાણી પીઉં છું ને ધરવ નથી થતો..." તેમ લોકસાહિત્યનું પાન કરીને પણ ધરવ નથી થતો!

એવી મહેકભરી છે એ લોકવાણી! એમાંથી થોડુંક અહીં રજૂ કર્યું છે ......

આષાઢી પૂનમ દિને, વાદળભીનો ચંદ,
તો ભડલી[1] જોષી કરે, સઘળાં ઘર આનંદ,

...

શ્રાવણ પહેલાં પાંચ દંન, મેહ ન મંડે આવી
પિયુ, પધારો માળવે, અમે જાશું મોસાળ!

...

માગસર ન વાયા વાવલા, આર્દ્રા ન વૂઠા મેહ;
ભરજોબન ના'યો બેટડો, ત્રણે હાર્યા તેર!

 ૧ – 'ભડલી વાક્ય' નામના ભવિષ્ય ભાખનારી લોકરચનાઓ.

મારા વીરાના વાડામાં મોગરિયો,
ફૂલ વીણંતાં દા'ડો જાય રે,
વીરાને કેમ વીસરું?

મારા જેઠના વાડામાં બાવળિયો,
કાંટા વીણતાં દા'ડો જાય રે,
જેઠને કેમ સાંભરું[1]?

મારા પિતાના ઘરમાં ચંપેલિયો,
ફૂલ વીણંતાં દા'ડો જાય રે;
પિતાને કેમ વીસરું?

મારા સસરાના વાડામાં થુવેરિયો?
દીરી[2] વીણતાં દા'ડો જાય રે;
સાસરાને કેમ સાંભરું?

એક ઝીણી રે પછેડીની ઓઢણી,
એને ખસી જાતાં નવ લગી વાર રે,
અવસર આવો ફરી નહીં મળે!
એક ઝીણી રે૦

એક મોગરિયાની ડાળ પાતળી,
એને બહેકી જાતાં નવ લાગી વાર રે,
અવસર આવો ફરી નહીં મળે!
એક ઝીણી રે૦

એક પીળી રે માટોડીની માટલી,
એને ઝરી જાતાં નવ લાગી વાર રે,
અવસર આવો ફરી નહીં મળે!
એક ઝીણી રે૦

એક લીલા તે વાંસનો માંડવો
એને સડી જાતાં નવ લાગી વાર રે,
અવસર આવો ફરી નહીં મળે રે!
એક ઝીણી રે૦

૧. 'સંભારું' ના અર્થમાં. ૨. નાની પાતળી સળી જેવી દાંડી

ખાયણાં

અમ્મર પે'રું ને કેડમાં તો ખૂંચે,
ઘરમાં પરોણા પૂછે;
કે બેની ક્યાં ગયાં?

સોનાની સોટી સમુદરમાં તરતી,
ગાયો – ભેંસો ચરતી,
કે મારા વીરની!

મારા તે ભાઈનો પંચકલ્યાણી ઘોડો,
મોટો છે અંબોડો,
કે ભાઈની નારનો!

ભાઈલો ભોળો ને ભાભી તે ધુતારી
હૈયેથી ઉતારી
કે વીરાએ બેનને!

સાસરે જતાં સામાં મળ્યાં બે તાડ,
કે માતપિતાનાં લાડ
મને કેમ વીસરે?

માતાના દેશમાં પેસંતી પાયે લાગુ,
નીસરંતી માગું,
આંખ, ચાંલ્લો ને ચોટલો!

સૂડી વચ્ચે સોપારીનો કટકો,
દિયર તારો લટકો,
દેરાણી ટાળશે!

તળાવની પાળે સાસુ - વહુ બે લડયાં,
ડુંગર તો ડોલ્યા,
કે મારા બાપના!

પાણી ભરું ને ઓઢણી મારી ફરકે,
પાદરે ટોપી ઝળકે,
કે મારા વીરની!

તળાવની પાળે મા ને દીકરી મળ્યાં,
કે ધ્રુસકે ધ્રુસકે રડયાં,
કે સરોવર ભરાઈ ગયાં!

કાળો ઘોડો ને કાળો કામળો રે રાજા રામ ચાલ્યા વનવાસ!
તમે તો ચાલ્યા રે રાજા, ચાકરી રે; તમારી રાણીને કોનો આધાર?
રાજા, રાણીને કોનો આધાર રે?

પાન સરખી રે હું તો પાતળી રે, મને બીડલે વાળી લઈ જાવ રે;
એલચી સરખી રે હું તો મઘમઘું રે, મને દાઢમાં ઘાલી લઈ જાવ રે ...
રાજા, રાણીને કોનો આધાર રે.

સોપારી સરખી રે હું તો વાંકડી રે, મને ગજવે ઘાલી લઈ જાવ રે;
સોટી સરખી હું તો પાતળી રે, મને હાથમાં ઝાલી લઈ જાવ રે ...
રાજા, તારી રાણીને આધાર કોનો રે.

સૂઉં ત્યારે પિયુ સાંભરે, જાગું તો પિયુ જાય;
રેણે કે સ્વપનાનીરે, કેમ જીવું? મોરી માય?

...

સજાણ એહવાં કીજીએ, જેવા કૂવાના કોસ;
પછાડયા પાણી દીએ, રુદે ન આણે રોષ!

...

કાપડ ફાટયું હોય, તાણો લૈને તૂનીએ
(પણ) કાળજા ફાટયું કોય, (એનો) સાંધો ન મળે સૂરના!

...

થંભા થડકે ઘર હસે, ખેલણ લાગી ખાટ;
સો સજાણાં ભલ આવીઆં, જેની જોતાં વાટ!

...

પહેલો પોર રેનરો, દીવડા ઝાકમઝોળ;
પિયુ કાંટાળો કેવડો, ધણ કંકુની લોળ.

...

બીજા પોરે રેનરો, વધીયા નેહ સનેહ
ધણ ત્યાં ધરતી એ રહી, પિયુ આષાઢો મેહ!

[જે સ્થાન ઈંગ્લૅન્ડમાં શેકસ્પિયરનું છે, ભારતમાં કાળિદાસનું છે તે સ્થાન જર્મનીમાં યોહાન વોલ્ફગાંગ ફૉન ગુઈથેનું છે. ૧૭૪૯માં તેમનો જન્મ અને ૧૮૩૨માં ૮૩ વર્ષની વયે મૃત્યુ. ગ્યુઈથેએ વિદ્યાર્થીકાળમાં ઊર્મિકાવ્યો લખવા માંડયા અને પછી એમની અનેકવિધ પ્રતિભા (પ્રધાન, એલચી, વૈજ્ઞાનિક, પંડિત, નવલકથાકાર, નાટયકાર, વિવેચક) જર્મન જીવન અને સાહિત્ય પર મોકળા મને વરસી. આથી જ આપણે જેમ તાજમહાલ વિષે ગર્વ અનુભવીએ છીએ તેમ જર્મન પ્રજા ગ્યુઈથે વિષે અભિમાન સેવે છે. ગ્યુઈથે દુનિયાભરમાં જાણીતા થયા એમના અમર કાવ્યનાટક 'ફાઉસ્ટ'થી. એમણે દુન્યવી ડહાપણનાં જે કેટલાંક સૂત્રકાવ્યો (Sayings) લખ્યાં છે તે જર્મની બહાર બહુ જાણીતાં નથી પણ જર્મનીમાં એમનો આપણા ભર્તૃહરિના શ્લોકો જેટલો પ્રભાવ છે. થોડાં વર્ષો પહેલાં ધિ અમેરિકન ટ્રાન્સ્લેટર્સ એસોસિયેશને અંગ્રેજીભાષી દેશોમાં એવી જાહેરાત કરી કે કોઈ પણ વ્યકિત પોતાની પ્રિય જર્મન કવિતાનો અંગ્રેજી અનુવાદ મોકલાવશે તો તેને જર્મન કવિતાના એક સંગ્રહમાં સામેલ કરવા માટે વિચારાશે. આ અપીલના જવાબમાં સેંકડો કાવ્યો આવ્યાં. તેમાંથી પસંદ કરેલાં ઉત્તમ અનુવાદોનો સંગ્રહ–Anthology of german poetry. edited by Alexander Gode and Frederick Ungar. (Frederick Ungar, New York)–પ્રસિદ્ધ કરવામાં આવ્યો. આ ગ્રંથમાં એના સંપાદક શ્રી ગોડે અને બીજા એક અનુવાદકે ગ્યુઈથેનાં બાવીસ સૂત્રકાવ્યો આપ્યાં છે તેમાંથી મને ગમ્યાં તે અગિયારનો અનુવાદ અહીં આપ્યો છે.]

**મુખ કહી જતું**

પત્નીકેરું મુખ સદા અનાયાસે કહી જતું
જયારે એના ભાગ્યે પતિસુખ મનભાવતું.

•

**દાંપત્યકળા**

શાણો વર જયારે પોતાની પત્નીને આજ્ઞા કરે
માત્ર મોટી વાત પર બધું ધ્યાન દેવું ઘટે.
કિંતુ જયારે એ જ પત્ની વરને બે શબ્દ કહે
ઝીણામાં રહેલ મોટું પસંદ કરવું ઘટે.

**મુકિતદાતા ચાકડું**

તિરસ્કારી દૂર ફેંકી મુકિતદાતા ચાકડુ
પ્રતિભા ફોગટ મથે પૂર્ણતાના તાજ માટે.
જો નિશાન ઊંચું તાકયું લ્હેરે સ્હેવી લગામને.
આચાર્ય થવાય નહીં કદી નિયંત્રણ વિના.
નિયમ જ દઈ શકે મનુષ્યને સ્વતંત્રતા.

### દીધેલું જ પાછું આવે

ગજવાના બટનને બંધ નવ કર, ભાઈ,
પછી તારા માટે હૈયું નહીં કરે કૂણું કોઈ.
એક હાથ બીજા કેરી સહાયથી ધોવાયે;
દીધા વિના આરો નહીં, દીધેલું જ આવે પાછું.

●

### પ્રભુજીએ સોંપ્યાં તેમ

ગમા-અણગમા, હેતુ આપણા સૌ મન ધરી
ઘાટ બાળમાનસનો ઘડી ન શકાતો કદી.
પ્રભુજીએ સોંપ્યાં તેમ સાચવવાં, ચાહવાં,
ઉછેરવાં, કેળવવાં, પૂરેપૂરાં ખીલવવાં
પછી છોડી દેવાં જેવાં હોય તેવાં સંતાનને.

●

### તો ધર્મ વિના ના ચાલે

મન રમમાણ કળાવિજ્ઞાને
ધર્મ રમંતો એના ખોળે.
કળા નહીં વિજ્ઞાન નહીં જયાં
ધર્મ વિના ત્યારે ચાલે ના.

●

### શોધો કોને?

કુદરતમાંહીં ખાંખાંખોળા કરતાં કરતાં શોધો કોને?
આ અંતરમાં સાંભળતા તે રામ ગોતતા આઘે જઈને.

●

### ઉમર

સંસ્કારી ને સભ્ય ઉમર આ
વારે વારે દ્વારે મારે રોજ ટકોરા.
દ્વાર ખોલવા કેરી કોને તમા જરાયે?
બ્હાર ટાઢમાં થરથર ધ્રૂજે
ત્યારે જલદી મક્કમતાથી
તુજ આવાસે પેસી જાતી.
અને આપણે એમ જ કહેશું:
આ વય કેવી અસભ્ય પાશવી?

### સત્યના ઉંબરે

ભૂલ કદી ના છુટકારો દે
મહાપુરુષાર્થ પરંતુ સદાયે
ચીટકી રહેલા મનને દોરે
મૃદુતમ કરથી સત્ય-ઉંબરે.

●

### જાત-સ્વામી

ચાલાકી-જોરે જીવવા મથે તે
નીચે પડીને ધૂળ ચાટવાનો.
લગામ હાથે નહિ જાતની કદી
પડી રહે બંધનમાં સદાય તે.

●

### આભ તૂટે તોયે–

છોડી દે સૌ ચિંતા તુજની;
ઝંઝામાંયે બચી જિંદગી
આભ કદા આ તૂટી પડશે
એક કોકિલા નક્કી બચશે.

●

પ્રાકૃત કવિતા

વીતે
ધરતીનું
પયોધર-ઝળૂંબતું યૌવન –
દીસે
પ્રથમ કાશપુષ્પ :
પળિયા તણો ઉદ્‌ગમ

સંસ્કૃત કવિતા

અવિરત ધારારવ
(માતંગોના મદઘેરા ગર્જનડંબરે પુષ્ટ)
રગ રગ અભિસરે
સ્તિમિતતા ભીતરે
ચરાચરે ઢળે ......
વધુ શું?—આ ઉછંગે ઢબૂરી દિશ
નીંદરતું વ્યોમ
મેઘઘોષે ઘોરે—બીડી નેત્ર સૂર્ય-સોમ!

પુરુષોત્તમ રેગે
મરાઠી કવિતા

પહેલાં આ ધુમ્મસનું પહાડ થઈ જવું,
ઝાકળનાં અસંખ્ય અણીદાર કંકર,
પાતળી કાઠીના વાયુનો લાંબામાં લાંબો પોલાદી પટ્ટો—
જો પાર જોવાની મારી ઇચ્છા થાય તો પણ
આ રૂંધાયેલી થીજેલી આંખ.

આ રાનેરી જાઈનું પહેલું ફૂલ,
હવે હું તારે માટે શું કરું?

અમેરિકન કવિતા
આપલેના આ જગતમાં તો સુધારો એ મરણ:
રૂપ બદલે છે ધબકતો કોઈ પારો એ મરણ:
ઝંખનાના આ ભર્યા દરિયાવનો આરો મરણ:
પણ ઝંખના કોની?

## ઉપજાતિ પરિવાર

ગુજરાતી છંદોની વિચારણા કરતી વખતે સંસ્કૃત છંદો, ફારસી-અરબી છંદો અને અંગ્રેજી(free verse)ની અસરો આપણે લક્ષમાં રાખવી જોઈએ. આપણે ઉપજાતિ પરિવારમાં આવતા છંદોનો વિચાર કરીએ ત્યારે તેના આદિ સ્રોતને પામવા ઋગ્વેદ સુધી જવું પડશે.

વેદકાળના દ્વિપદા વિરાજ અને ત્રિષ્ટુભ છંદોની સ્પષ્ટ છાયા ઉપજાતિ છંદો પર પડી છે. આવી પ્રાક્ઐતિહાસિક પરંપરા ધરાવતો ઉપજાતિ ત્યાર પછી અનેક કવિઓની કલમે સમર્થ રીતે ખેડાયો છે.

ઉપજાતિ પરિવારમાં મુખ્યત્વે ઈન્દ્રવજ્રા, ઉપેન્દ્રવજ્રા, બન્નેના મિશ્રણ સમો ઉપજાતિ, સ્વાગતા, રથોદ્ધતા, ઈન્દ્રવંશા, વંશસ્થ અને વસંતતિલકા છે. પ્રમિતાક્ષરા અને મંજુભાષિણી છંદો પર ઉપજાતિ છંદોનો ઉપયોગ વર્તમાન કવિઓએ જવલ્લે જ કર્યો છે. આ છંદો કાવ્યના ભાવોને વહન કરવા સમર્થ નથી એમ તો ન કહી શકાય, પણ પરંપરાગત રીતે એમનો ઓછો ઉપયોગ થયો હોવાથી કવિના મનમાં એમનું ગણિત બેસતું હોય પણ લય ન બેસતો હોય એવું બને છે. એટલે આ છંદો અણવપરાશને લીધે કાવ્ય-સૃષ્ટિમાંથી પાંખો ફફડાવી ઊડી ગયા છે.

યતિવાળા સખંડ રૂપમેળ છંદો શાલિની, વૈશ્વદેવી, પ્રહર્ષિણી, માલિની, મન્દાક્રાન્તા અને હરિણી ઉપજાતિ છંદો સાથે કંઈક સામ્ય ધરાવે છે, પણ પછીના પ્રકરણોમાં આપણે તેનો વિચાર કરીશું.

વૈદિક છન્દોની આલોચના કરતાં શ્રી કે.હ. ધ્રુવે જણાવ્યું છે કે, વેદના છન્દોનાં બીજભૂત ચરણો ત્રણ છે: (૧) પાંચ અક્ષરનું, (૨) આઠ અક્ષરનું (૩) અગિયાર અક્ષરનું. પાંચ અક્ષરના એક પદને તેમણે વિરાજ અથવા કેવળા વિરાજ અને બે પદવાળાને દ્વિપદા વિરાજ એવાં નામ આપ્યાં છે. દ્વિપદા વિરાજનું પદ દસ અક્ષરોનું છે.

પાંચ અક્ષરના પદવાળા વિરાજમાં ક્રમે ક્રમે ગુરુ - ગુરુ - લઘુ - ગુરુ - ગુરુ એમ પાંચ વર્ણો સ્થિર થાય છે. ક્યાંક ક્યાંક પ્રથમ ગુરુને સ્થાને લઘુ જોવા મળે છે: લઘુ - ગુરુ - લઘુ - ગુરુ - ગુરુ. આમ ગાગા લગાગા અને લગા લગાગા એ લગાત્મક જૂથો છેક વેદકાળમાં જોવા મળે છે. આ જૂથો ઈન્દ્રવજ્રા અને ઉપેન્દ્રવજ્રાના જ શરૂઆતનાં જૂથો છે. પાઠકસાહેબ કહે છે કે, વેદની વિરાજ રચના ઈન્દ્રવજ્રાની બહુ જ નિકટ છે. ઈન્દ્રવજ્રામાં આદિમાં તો વિરાજનું પંચક જ આવે છે, અને તે પછી વિરાજના પંચકના પહેલા ગુરુને સ્થાને બે લઘુ આવે છે. પ્રથમ પંચકના શરૂઆતના ગુરુને સ્થાને બે લઘુ મૂકીને વિરાજ વપરાયો હોય એવાં ઉદાહરણો વેદમાં છે. એ રીતે જોઈએ

તો ગાગા લગાગા અને લલગા લગાગા એમ વિરાજનાં પ્રથમ પદ આવતાં કાળક્રમે આ બન્ને ભેગાં થઈ ગયાં હશે અને એમાંથી ઈન્દ્રવજ્રા છંદ અસ્તિત્વમાં આવ્યો હશે એમ લાગે છે.

ઋગ્વેદનું એક દષ્ટાન્ત લઈએ. ઋગ્વેદના બીજાં મંડળના બારમાં સૂક્તમાં આઠમા શ્લોકનો ઉત્તર ભાગ આ પ્રમાણે છે:

नाना हृवे ते स जनास इंद्र: ।

ગાગા લગાગા લલગા લગાગા

આ સૂક્તનો દેવતા ઈન્દ્ર છે અને છંદ ત્રિષ્ટુભ છે. ત્રિષ્ટુભ છંદ ૧૧ વર્ણનો છે. આપણે જે દષ્ટાન્ત લીધું છે તે ત્રિષ્ટુભનું છે, પણ એમાં અને ઈન્દ્રવજ્રાના સ્વરૂપમાં ઉપર્યુક્ત ઉદાહરણમાં કોઈ પણ તફાવત દેખાતો નથી.

ઉપજાતિ પરિવારનું પગેરું આ રીતે ઋગ્વેદ કાળમાં જોવા મળે છે. ત્યાર પછી ઉપનિષદ કાળમાં તો ઉપજાતિ પ્રચલિત થઈ ગયો લાગે છે. મુણ્ડક ઉપનિષદના પ્રથમ પ્રકરણના બીજા ખંડનો ચોથો શ્લોક ઉપજાતિનું નિર્ભેળ દષ્ટાંત છે:

काली कराली च मनोजवा च स्फुलिंगिनी विश्वरुची च देवी

सुलोहिता या च सुधूम्रवर्णा । ले लायमाना इति सप्त जिह्या : ।

અહીં યજ્ઞના અગ્નિનું વર્ણન છે. કાળ સમાન દેખાતી, ડરાવનારી, મનના જેવા વેગવાળી, અત્યંત લાલ વર્ણથી યુક્ત, અત્યંત ધુમાડાવાળી, ચિનગારીઓથી દિપ્તિમાન દેવી, સકળ સુન્દરતાઓથી યુક્ત, પ્રજ્વલિત સ્વભાવવાળી એ અગ્નિની સાત જીહ્વાઓ છે.

ઉપજાતિ વિશાળ ક્ષમતાવાળો છંદ છે. પ્રાચીન કાળથી વર્તમાન સુધી કવિઓએ ભિન્ન ભિન્ન ભાવો વ્યક્ત કરવામાં ઉપજાતિનો ઉપયોગ કર્યો છે.

જીવનના ગહન તત્ત્વજ્ઞાનને નિરૂપવા ભગવદ્‌ગીતાકારે ઉપજાતિ છંદ વાપર્યો છે.

ત્યજી દઈ જીર્ણ થયેલ વસ્રો,  
લે છે નવાં જેમ મનુષ્ય બીજાં;  
ત્યજી દઈ જીર્ણ શરીર તેમ,  
પામે નવાં અન્ય શરીર દેહી,

(અ. ૨, શ્લો. ૨૨ : અનુ. કિ. ધ. મશરૂવાળા)

અથવા તો ઈશ્વરનો મહિમા ગાતો લોકકંઠે વસી ગયેલો નીચેનો શ્લોક લો:

त्वमेव माता च पिता त्वमेव त्वमेव विद्या च द्रवीणं त्वमेव

त्वमेव वन्धु च सखा त्वमेव । त्वमेव सर्वं मम देव देव ॥

આપણે પ્રથમ ઉપજાતિ પરિવારના છંદોનું સ્થૂળ સ્વરૂપ સમજી લઈએ. પછી તેનાં ઉદાહરણો લઈશું. છંદનાં નામ પછી એના ગણ આપ્યાં છે અને ત્યાર બાદ તેનું લગાત્મક રૂપ અને અક્ષર સંખ્યામાં આપી છે.

| નામ | ગણ | લગાત્મક રૂપ | અક્ષર |
|---|---|---|---|
| ઈન્દ્રવજ્રા | : ત, ત, જ + ગાગા | : ગાગા લગાગા લલગા લગાગા : | ૧૧ |
| ઉપેન્દ્રવજ્રા | : જ, ત, જ, + ગાગા | : લગા લગાગા લલગા લગાગા : | ૧૧ |
| ઈન્દ્રવંશા | : ત, ત, જ, ર, | : ગાગા લગાગા લલગા લગાલગા : | ૧૨ |
| વંશસ્થ | : જ, ત, જ, ર | : લગા લગાગા લલગા લગાલગા : | ૧૨ |
| સ્વાગતા | : ર, ન, ભ, + ગાગા | : ગાલગા લલલગા લલગાગા : | ૧૧ |
| રથોદ્ધતા | : ર, ન ,ર + લગા | : ગાલગા લલલગા લાગાલગા : | ૧૧ |
| પ્રમિતાક્ષરા | : સ, જ, સ, સ | : લલ ગાલગા લલલગા લલગા : | ૧૨ |
| મંજુભાષિણી | : સ, જ, સ, જ +ગા | : લલગા લગા લલલગા લાગાલગા : | ૧૩ |
| સંવતતિલકા | : ત,ભ,જ,જ + ગાગા | : ગાગાલગા લલલગા લલગા લગાગા : | ૧૪ |

આમાંના પ્રથમ બન્ને છંદો અને ક્યારેક ચારે ય છંદો શ્લોકમાં વપરાય છે ત્યારે ઉપજાતિ છંદ કહેવાય છે. પણ ઉપરના બધા છંદો ઉપજાતિના પરિવારમાં મૂકી શકાય તેવા છે. ઉપર્યુક્ત છંદોનાં સ્વરૂપોનો અભ્યાસ કરીશું તો જણાશે કે એમાં વધારે કે ઓછું સામ્ય રહેલું છે. ઈન્દ્રવજ્રા તેમ જ ઉપેન્દ્રવજ્રા અને ઈન્દ્રવંશા તેમ જ વંશસ્થ તો લોહીની સગાઈ ધરાવે છે. એમાં શરૂઆતનો જ અક્ષર બદલાય છે. ઈન્દ્રવજ્રા અને ઈન્દ્રવંશામાં શરૂઆતનો અક્ષર ગુરુ છે તો ઉપેન્દ્રવજ્રા અને વંશસ્થમાં શરૂઆતનો અક્ષર લઘુ છે. બાકીનાં લગાત્મક જૂથો સમાન છે. આવો જ સંબંધ સ્વાગતા અને રથોદ્ધતા વચ્ચે તેમ જ પ્રમિતાક્ષરા અને મંજુભાષિણી વચ્ચે છે. સ્વાગતા અને રથોદ્ધતાના પ્રથમ બે લગાત્મક જૂથો ગાલગા અને લલલગા સમાન છે. માત્ર છેલ્લા જૂથમાં સ્વાગતામાં લલગાગા છે તો રથોદ્ધતામાં લગાલગા છે. સ્વાગતા છંદના લગાત્મક રૂપની શરૂઆતમાં બે લઘુ ઉમેરો અને ચરણના છેલ્લા ગુરુને કાઢી નાખો એટલે પ્રમિતાક્ષરા બને. મંજુભાષિણીનું લગાત્મક રૂપ બનાવવા માટે રથોદ્ધતાના સ્વરૂપની પૂર્વે બે લઘુ જ ઉમેરવાના હોય છે.

વસંતતિલકા છંદ ઈન્દ્રવજ્રા છંદનો જ વિસ્તાર છે. ઈન્દ્રવજ્રાનો પાંચમો અક્ષર ગુરુ છે. તેથી પહેલાં ત્રણ લઘુ અક્ષરો મૂકીએ એટલે વસંતતિલકા છંદ બને છે. આમ આ બધા છંદો ઓછેવત્તે અંશે સામ્ય ધરાવતા હોવાથી એક જ પરિવારમાં મૂક્યા છે.

હવે આ છંદોની વિશિષ્ટતાઓ સમજવા કેટલાંક ઉદાહરણો લઈએ :

માનવચિત્તમાં ઊઠતા અનેક ભાવોને વ્યકત કરવા માટે ઉપજાતિ કવિને હાથવગો રહ્યો છે:

અનંત ને શાશ્વત –

બેઉ પાંખે

ઊડયે રહો આત્મ-વિહંગ મારા! (સુન્દરમ્)

અહીં અનંત અને શાશ્વત એ બન્ને શબ્દો પાંખનું રૂપ ધારણ કરે છે અને કવિ પંકિત તોડે છે ત્યારે પાંખો ફેલાતી લાગે છે અને પછીની પંકિતમાં બે હાથ ઊંચા કરી કવિ આદેશ આપતા હોય તેમ એ અને ઓ સ્વરવાળા શબ્દો આવે છે.

ઈન્દ્રવજા જેવા ૧૧ અક્ષરના છંદમાં વેણીભાઈ પુરોહિતે નાના સંદર્ભ દ્વારા જબરી વાત કરી છે:

મીંચાય છો પાંપણ એક મારી
ખોલી જજો લાખ – કરોડ લોચનો.

(વેણીભાઈ પુરોહિત)

ભગવદ્ ગીતાના લેખકે આ જ છંદનો વિરાટનું રુદ્ર સ્વરૂપ વર્ણવવા ઉપયોગ કર્યો છે:

જોતાં જ સર્વે પ્રલયાગ્નિ જેવાં
મુખો તમારાં, વિકરાળ દાઢો
દિશા ન સૂઝે, નહિ શાંતિ લાગે,
પ્રસન્ન થાઓ, જગના નિવાસ!

(ભ. ગી. અ. ૧૧, શ્લો. ૨૫: અનુ. કિ. મશરૂવાળા)

આ જ ઉપજાતિનો હરીશ્ચન્દ્ર ભટ્ટ જુદી રીતે ઉપયોગ કરે છે:

છો કાળ આવે, શિશિરો ય આવે,
ને પુષ્પ કુંણાં દવમાં પ્રજાળે,
સુકોમળી દેહકળી અરે અરે
વસંતની ' ફૂંક મહીં ખરી પડી!

શ્લોકમાં આવતાં દીર્ઘ 'ઈ' નાં આવર્તનો વ્યથાને કેટલી ઘેરી બનાવે છે! 'અરે' શબ્દનું પુનરાવર્તન હૃદયને જબ્બર ધકકો મારે છે. ઊંડી વ્યથા વ્યકત કરવા માટે ઉપજાતિ પાસે કવિઓએ સુન્દર રીતે કામ લીધું છે:

સ્પર્શ પ્રિયાને કરવા જતો જ્યાં
નિહાળતો એ નિજમાં દુશાસન.

(ચૂનીલાલ મડિયા)

સહદેવની અસહ્ય વ્યથાને વ્યક્ત કરવા માટે કવિ વધારે વર્ણ ધરાવતા છંદને પસંદ નથી કરતા. આવી વેદનાઓ તો ઘૂંટાઈ ઘૂંટાઈને જ આવતી હોય છે ને?

કવિ ક્યારેક ઉપજાતિના સ્વરૂપ સાથે છૂટ પણ લે છે:

નભે બધા તારક થરથરે છે.
નિસર્ગ જાણે ડુસકું ભરે છે.
(પ્રહ્‌લાદ પારેખ)

અહીં પ્રથમ પંક્તિમાં કવિએ 'થરથરે' શબ્દમાં ગાલગા ને બદલે લલલગાનું લગાત્મક જૂથ મૂક્યું છે. એક ગુરુને સ્થાને બે લઘુ મૂકી કવિએ શ્રુતિભંગ કર્યો છે, પણ એ કાવ્યને કેટલો પોષક છે અને કાવ્યના આંતરસ્વરૂપ સાથે કેટલો એકરસ થઈને આવે છે તે કહેવાની જરૂર નથી.

ઉપજાતિના નવી રીતે પણ પ્રયોગો વર્તમાન કવિઓએ કર્યા છે:

જોવા મથું સ્હેજ હું નેણ તારે,
ત્યાં તો ઢળે શેં
(મારી જ ઘેલી)
લજ્જાળુ આ પાંપણ નેહ-ભારે? (ગીતા પરીખ)

અહીં બીજી અને ત્રીજી પંક્તિમાં ઈન્દ્રવજ્રાના ગાગા લગાગા જૂથને દોહરાવવામાં આવ્યું છે. માત્રામેળ છંદોમાં અમુક માત્રાઓનાં જૂથનાં આવર્તન થતા હોય છે તેટલી હદે તો નહીં, પણ લગાત્મક જૂથના આવાં મર્યાદિત આવર્તનો રૂપમેળ છંદોમાં પ્રયોજાયેલાં જોવા મળે છે.

સ્વાગતા અને રથોદ્ધતા છંદોનો ગુજરાતી કવિતામાં નોંધપાત્ર ઉપયોગ નથી થયો. આ છંદોમાં સળંગ કાવ્યો લખાયાં હોય એવું ક્વચિત જ બન્યું છે. સુન્દરમે એમનાં 'કર્ણ' કાવ્યમાં ક્યાંક ક્યાંક રથોદ્ધતા વાપર્યો છે:

રાજ્ય? રાજપદ તેં ક્ષણેકમાં
પક્વ આમ્રફળ શું ચૂંટી લીધું,
કૌરવની અસહાયતા તણા
ચાપમાં પણછ શે ચડી ગયો.

સ્વાગતાનો જવલ્લે જ ઉપયોગ થયો છે:

હૈયું આ મુજ હશે તું કહે છે
તેમ પથ્થર શું સખ્ત તથાપિ,

હેમરેખ સમ આ તું જ વાણી,
ધારશે નિકપ જેમ હમેશાં.
(રા૦ વિ૦ પાઠક)

આ બંને છંદોની સરખામણીમાં ઈન્દ્રવંશા અને વંશસ્થ ઠીક ઠીક પ્રમાણમાં વપરાયા છે. આપણે બન્નેના અનુક્રમે એક-એક ઉદાહરણ લઈએ:

પૃથ્વીતણાં કૈં તપ ઉગ્ર શાં ફળ્યાં!
મોઘાં અમોલાં વરદાન આ મળ્યાં!
(પ્રજારામ રાવળ)

તને ઘડયો તાજ! ન લોહ ટાંકણે
(વંશસ્થ: બાળમુકુન્દ દવે)

વસંતતિલકા આપણા કવિઓનો પ્રિય છંદ રહ્યો છે. ગુજરાતી કવિતામાં અનેકવિધ ભાવ પ્રકટ કરવા માટે કવિઓએ વસંતતિલકા પાસે કામ લીધું છે. એની અસીમ ક્ષમતા જોવા ઉદાહરણો ઓછાં પડે એમ છે.

તું જેનીતેની સહ કોટિ કરંત લાડ,
હો મંજરી અગર કંકર્ કે વિહંગ
(રાજેન્દ્ર શાહ)

કવિ નાટયાત્મક અભિવ્યક્તિ માટે પણ સહજ રીતે વસંતતિલકા પ્રયોજે છે:

રે પ્રીત, ભર્તૃહરિના ફલમાં તું મૂર્ત!
રે ધિક્ તને, છલમયી છટ, હા! તું ધૂર્ત!
(નિરંજન ભગત)

બહાર વરસાદ પડતો હતો
ન્હાના બાળકની જેમ
ઊભા ઊભા ન્હાવાનું મન થાય
એટલો બધો ધોધમાર
જાણે કે પ્લાસ્ટિકના રેઈનકૉટની અપેક્ષાએ
શહેરનાં મકાનો પણ
નાછૂટકે ન્હાતાં હતાં

વૃક્ષોને અંગે અંગે
લીલો રંગ ઊતરતો હતો
દેડકાંનો અવાજ પણ ભીનો થઈ ઊઠયો, –
ત્યારે
શહેરનો કવિ
ટેક્સીના સંરક્ષણ હેઠળ
"*The Poetry Review*"નાં
પાનાં ઊથલાવતો
કયાં જઈ રહ્યો હતો ???

# * INFERNO ● નીતિન મહેતા

પીળા બરફથી ઢંકાઈ ગયો છે ચહેરો
માત્ર સફેદ ઠંડુ દેખાય છે,અહીં.
થડ બની જમીનમાં
દટાઈ ગયાં છે ચરણો
પર્ણોમાં ખખડે છે મારી વાણી.
આંખોની પાછળ ઊડયા કરે કાળું રણ
આંગળા પર થીજેલા ગોળ રક્તમાં
ક્યારેક હલ્યા કરે આકાશનો ભૂરો રંગ
મારી નાડ ધબકતી મંદ મંદ મંદ
હું ક્લાંત.
હું નિર્ભ્રાન્ત.
સર્પની જીભની જેમ લપકાયા કરે
આ શરીરના અંગ-પ્રત્યંગ...
લીલા જંગલોમાં પીળો દવ બની ફેલાઈ ગયો છું (હું).
પંથહીન હું, હું શૂન્યપંથી.
( "I walk to Find Myself inadarkwood")
તામ્ર અંધકારે તપ્યા કરે આ શરીર
જેની ચારે બાજુ સળગે છે મારી આદિમ
વાસનાની નર્ક બિભિષિકા
(......"the old Fear in the blood")
મારી ચીસ વૃક્ષના પર્ણો પર ઝૂલ્યા કરે
ને હું શોધું ઠંડી અંધ આંખો એ
મારી પ્રેયસી બીએટ્રીસને.
જે ન ક્યાંય, તે હું શોધું અહીં.
ક્યારેક તો તે દોરશે મને
અને બોલશે "ચાલ અહીંથી દૂર..."!
હું કંપીશ......
ક્યાં ... ...? ક્યાં ... ... ક્યાં ... ...
પડઘાતું જંગલ મને ઘેરી વળશે.
અમે પંથહીન.

* પ્રબોધ પરીખનાં ચિત્રો જોયા બાદ

આપણી કથા, આપણી વ્યથા,
આપણો હરખ ઓર,

સૂના સૂના ગઢમાં બોલે
મેના, પોપટ, મોર.

ઊંચે ઊંચે માઢ-મેડીના દીવડા ઝોલા ખાય,
નીચે જોઉં તો નીર નદીનાં ઘાટ સાથે અફળાય.
રાતના કાજળ કાંગરે કાંગરે
આંધળું ભમે ભોર–

જીવ, હવે ગઠડી બાંધો, જીવ, ઉપાડો પાય,
ભણકારાનું પોટલું, ભેરુ, કેમ કરી બંધાય ?
હાય રે, કોરું ખાપણ ને આ
ભવની ભીની કોર–

કોઈ અધીરા લોકની હાકલ સાંભળે મારા પ્રાણ,
પલ ન થોભો તો તો તમને રામજી કેરી આણ,
બે'ક વાલેરા બોલને વીણું,
નજરું નેહવિભોર– [પ્રતાપ]

સૂનકાર શેરીઓમાં છલકાય.
ટોળે મળીને લાખ વાતે ચડે ને પછી ચૌટેથી ચૉગમ વિખરાય.
સૂનકાર મ્હોલ્લા વચ્ચે જ વસી જાય.

વનનાં એકાન્તોમાં શાન્તિના સરોવરે હંસ બની તરે તે અલગ.
શેરીનો શ્વાન બની આ તો આવે; ને કાટ, સૂકવણી લઈ જાય લગભગ
ઢેફું ફેંકો તો ઘરડીખખ બપોરને ચિત્કારે ચોંકાવી જાય.

હાથમાંનો આયનો બનાવીને આને કંઈ જોઈ શકાય નહીં તાકી.
જીવનની સાથોસાથ મૂકી દે છે આ ને જાય છે જે બેહદના થાકી.
–અંકાયો પગલાં થઈ બધ્ધે ને આપણા જ પગની નીચે એ ઢંકાય. (કવિલોક-૬૮)

## ઋતુ ઋતુના શબ્દો • ઉશનસ્

અહો, શબ્દો મારા ઋતુઋતુતણા જીવ! કુસુમો
નિરાળાં ફૉરી ર્‌હે રૂપથી, રસથી સૌરભ થકી!

પ્રભાતેથી સંધ્યા સમય સુધી કો સૂરજમુખી
ફૂલો શાં તાકી ર્‌હે રવિમુખ, બપોરે શીતળ કો
લપાઈ છાયામાં સરપ સમ ચાટંત તડકા,
નિશીથે ઊડે થૈ ઉડુ-ભમરીઓનો મધપૂડો,
અને નીચે ટીપું મધ ટપકતું ચશ્ ચશ્ ચૂસે.
ખરંતા પર્ણોમાં ફૂદડી ફરતા સ્હેજ ખખડી,

વસંતે તે પાછા શત કૂંપળ થૈ ડાળખી ચૂગે,
ઉનાળો બેસે ત્યાં થઈ જ કીડિયારું ખદખદે
અને જ્યાં ચોમાસુ-લહરી અડી કે પાંખ ફૂટતી;
તૃણો તીતીઘોડા થઈ પ્લવત, ડૂંખે લટકતા,
પતંગા, ફૂદાં થૈ ગૃહદીપની જ્યોતે મરણિયા,
થઈને ઝંપાવે ઘૂમરી ફરી તેજે તતડતા ...

સ્પંદ અને છંદ]

## રાજગીતા • વાડીલાલ ડગલી

ખુરશીના ચામડાની
અહીં બની ત્વચા;
આંખો કેરા ગોખે
કૅમેરાના લેન્સ બેઠા;
તાળીઓના ગડગડાટ
કાને ખીચોખીચ ભર્યા;
જીભને બહાર ફેંકી
માઈક્રોફોન મૂક્યું મોંમાં;
પ્રતિસ્પર્ધીના શબની
સુવાસ નાકમાં :
આવા ઈન્દ્રિયનિગ્રહ પછી
સ્ટેટ ફ્યુનરલ હાથવેંતમાં

વૈશાખી-૩]

વનમાં તે મેકી મને એકલી રે વણઝારા,
મેકી મા જાજે મને એકલી રે વણઝારા.

કોરા કાગળની નાવડી રે વણઝારા,
ડૂબતા નઈ લાગે એને વાર રે વણઝારા.

સોના - રૂપાની રૂડી કોટડી રે વણઝારા,
વેપારી મિલા સવા લાખ રે વણઝારા.

ઊંચે તે ડૂંગરે દેવડી રે વણઝારા,
ચઢી શકી નઈં નાગર–વેલ રે વણઝારા.

આંબો જાણીને મેં તો સેવિયો રે વણઝારા,
કરમમેં નીકળયો બમપોર રે વણઝારા

(મોકલનાર: ભરત નાયક)

## લોકગીત • વણઝારા

ફાગણની ઝાળઝાળ સુક્કી વેળામાં તારું પ્હેલા વરસાદ સમું આવવું.
હવે આંખોને કેમ રે ભુલાવવું.
બળતે બપ્પોર ભીનો પગરવ સુણીને
કાંઈ વાસ્યાં કમાડ અમે ખોલ્યાં
ચારે આંખોનાં એવાં અંધાર્યાં વાદળાં
કે શમણે આવેલ મોર બોલ્યા
ઓચિંતાં ધોધમાર સામસામે આપણે ઊભાં રહ્યાં-નું પૂર આવવું.
ફળિયે પલાશફૂલ નીતરતું ઝાડ
અને હું રે વેરાઈ જઉં રાનમાં
મારી હથેલીમાં ય એવી રેખાઓ
જેવી રેખા છે ખાખરાના પાનમાં
લીંબોળી વાવીને છાંયડા ઊછેરું પણ ચોમાસું કેમ કરી વાવવું
ફાગણની ઝાળઝાળ બળતી વેળામાં તારું પ્હેલા વરસાદ સમું આવવું.
હવે આંખોને કેમ રે ભુલાવવું.

સમર્પણ : જુલાઈ]

જાપાનીસ કવિતા

મૃત મિત્રના મૃદુ હાથ જેવો
આ પાનખર-તડકો
ઢળ્યો મારા ખભે.

વૈશાખી-૩]

(૧)
બપ્પોરી ક્ષણનું આકાશ
તમારી ટચલી આંગળ પર બેઠું
પીપળ પરની કૂંણી કૂંપળ સમ
મારી દષ્ટિમાં ફરકે.

સમયની સાથે સરકે ધૂળિયો દિવસ ઘડીક.
ઘડીક થંભી જાય
સમડીરી પાંખો પર.

તમારી આંખોમાં દરિયો
વળ ખાતો દેખાય.

અવતરણચિહ્ન સમા આ બે હોઠ વચ્ચે
તમે ટપકાવેલું મૌન
હું કઈ રીતે ઊકેલું
કહેશો મને?
કહેશો મને હું કઈ રીતે ...

તમે નથી જાણતા
આકાશે ઝૂલતાં ઝુમ્મર જેવાં
વાદળની ભીતર પૂરી રાખેલો

તમારા અહીં આવ્યા પૂર્વેનો
વર્ષો પૂરાણો અંધકાર
પૂર્વમાં પછડાતો;
સૂરજ થાવા મથતો –
– ને તમે તમારી હથેળીઓમાં
દીવા પ્રગટાવી
કયાં લગ, કયાં લગ, ઊભા રહેશો બહાર?

(૨)
હું પૂછું છું:
હિમાલયના ખડકાળ બરફ હેઠળ
દટાયેલો અવકાશ બહાર આવે તે પહેલાં
કે
રણ ઉપરથી પસાર થતાં વાદળ
રેતી વરસાવે તે પહેલાં
તમે મને કહેશો
કઈ દિશા તરફ જઈ રહ્યા છો તમે?
તમારું નામ?
(.........)
હું જાણું છું પણ ઉચ્ચારીશ નહીં.
કહેશો મને
કઈ દિશા તરફ જઈ રહ્યા છો તમે?
પશ્ચિમ દિશા તો પવનમાં ઓગળી જઈ
ધુમ્મસ બની ઊભી છે સામે
અને પૂર્વ -
—એ તરફ તો હજુ સૂરજ અંધાર-કૂખે વિકસે.
કઈ દિશા તરફ જશો તમે? ઉત્તર–દક્ષિણ
એ તો એકબીજાને ભુલવા માટે હોય છે.
( તમે એ જાણો છે; ખરું ને?)
હું તેથી તમને પૂછું છું
એ તરફ તો જવા નથી ઇચ્છતા ને તમે તો?
મારા શબ્દોની આસપાસ આકાશ પથરાય
કે મારા મૌનની ભીતર ઊતરી આવે
સ્વપ્નમાં દીઠેલાં જંગલનો અંધકાર
તે પહેલાં
તમે કહેશો કે
કઈ દિશા તરફ જઈ રહ્યા છો તમે?

## એકાંત ● ભીખુભાઈ કપોડિયા

ઝરડાઈને આવતું બપોરી એકાંત
ચરે મારી આસપાસ
આકાશને ચીતરી લઉં એવી વિશાળ
આ ભૂમિમાં બાવળની નીચે થાકેલ હું
પસાર થઈ ગયેલ કેડીઓને વાગોળતો
બેઠો છું શાન્ત.
દૂ ... ર દૂ ... ર કબૂતર જેમ ઝૂકતું આભ
ને આ પૃથ્વીનું મિલન ...!
— કે મૃગજળ પીએ મારી આંખ?

પાંખ તો ફફડે નહિ
લીલાં વન કેમ કરી સાંભળું?

સામે આ વળાંક લેતું વહેણ
ને ખળખળતો શબ્દ તો ઊડી ગયો
મૌનની વરાળ થઈ આભમાં ...
સૂર્યનું માછલું એકલું તરફડે રેતમાં ...

મારાં હાડકાંમાંના પોલાણમાં ક્યારેક
પ્રજ્વળી ઊઠતા એકલતાના સફેદ લૂણ જેવી
બે ય કિનારે જામી ગયેલ ઉસ ...

ઝાંખરામાં વીંટળાયેલ
સૂનકાર પણ સળવળે નહિ ક્યાંય ...

તૃણ તો ક્યાંથી ફરકે?
ફૂંક મારી જન્માવું પવન:
(જરી ફરકે જો રૂવાંટું)
ને ફાટુંફાટું થતી કપાસની કેરી જેવો
તડકો ય કેવો તંગ ...?

કદાચ ... દિશાઓની દીવાલો
દોડી આવીને ભીંસી દે અંગ
તે પહેલાં લાવ જરી
ખરેલ આ અસંખ્ય શૂળોમાંથી
એક લઈ પગતળિયે ભોંકી દઉં
ને ઠારી દઉં
આ પ્રજ્વળતા એકાંતને ...!

સ્પેનિશ કવિતા

અનાદિકાળથી
પૃથ્વી પર, હવામાં, આકાશમાં
હું શું શોધું છું?
હું નથી જાણતી
કે હું શું શોધું છું?
પણ એ એવું કશુંક છે
જેને મેં ગુમાવ્યું છે.

ક્યારે એ તો હું જાણતી નથી
અને નથી શોધી શકતી

અને છતાં ય સ્વપ્નામાં
હું જે કાંઈ જોઉં છું અને સ્પર્શું છું
એમાં એ અદૃશ્ય થઈને વસે છે.

રે, એવું તે શું નસીબ!
હું જાણું છું કે તું વાસ્તવ છે.
માત્ર નકામું શમણું નથી
છતાં ય
શું પૃથ્વી પર, હવામાં કે આકાશમાં
હું તને ક્યારેય મારી પકડમાં નહીં લઈ શકું!


## ખોજ ● રોઝાલિયા દ કાસ્ત્રો

મલયાલમ કવિતા

દોડીને આવતું સુવર્ણ-કિરણ–
કવિને કહે છે:
"આકાશનો આવાસ છોડીને
હું આટલા વેગથી
લાલચની સાથે છલાંગ ભરતું
જ્યારે અહીં આવું છું ત્યારે
મને પાંડુર બનાવે છે
મારી આંખોમાં અંધારું ભરી દે છે
ભૂમિના જીવનરૂપી
વ્રણનું વૈરુપ્ય!
આ ભૂમિ પર હું વિશેષ કશું નથી–
કેવળ મૂર્તિમાન સંતાપ!"

લ્હેરાઈને આવતો પ્રભાત-પવન -
કવિને કહે છે:
"આકાશની વનસ્થલી છોડીને
થાકયોપાકયો વળી આશાભર્યો
જ્યારે પહોંચ્યો છું ત્યારે
મને કંપાવી દે છે
અને ઘૃણા પેદા કરે છે
ભૂમિના જીવનરૂપી
વ્રણની દુર્ગન્ધ!
આ ભૂમિ પર વિશેષ કશું નથી-
કેવળ એક આકુલ ઉચ્છવાસ!"

ગીત ગુંજતી આવતી વર્ષાની બુંદ
કવિને કહે છે:
"આકાશનો અંક છોડીને
હું આટલા વેગથી
ઉન્મેષ સાથે, શીતળ હૃદયથી
જ્યારે પહોંચું છું ત્યારે
મારા હૃદયને સૂકવી દે છે
હોઠોમાં ઘૃણા ઢોળી દે છે
ભૂમિના જીવનરૂપી
વ્રણનું માલિન્ય!
ભૂમિમાં હું વિશેષ શું છું?
કેવળ ઝરતું એક અશ્રુબિન્દુ!"

કવિએ કહ્યું: "મિત્રો,
આ વનપુષ્પને જુઓ.
પોતાના સ્મિતથી એ
કિરણમાં પણ સૌન્દર્ય ભરી દે છે
ફેલાતી સૌરભથી એ
પવનમાં પણ પૂરે છે નવવીર્ય.
ભીતરના મધુથી
જલબિંદુમાં છલકાવે છે માધુર્ય."
જીવન-સૌભાગ્યના
દેવતા સમું આ ફૂલ જ્યાં લગી છે
ત્યાં લગી
શું દુસ્સહ છે આ વૈરુપ્ય,
આ દુર્ગન્ધ, આ માલિન્ય?

# ગીત • રમેશ પારેખ

કાચમાં રહે છે પારદર્શકતા એમ
તમે મારામાં આરપાર રહેતાં

ફૂટી ગયેલી આરપારતાને વળગીને
તાકતી સપાટીઓ તો અંધ
ડાળમાંથી પાન જેમ ઊગી નીકળે છે
એમ આપણને ઊગ્યો સંબંધ
પાન ને લીલાશ બેઉ વચ્ચેની દૂરતામાં
જોજનનાં પૂર હવે વહેતાં ...

આખ્ખા યે પૂરને હું બે કાંઠે ઘૂઘવતી
ઘુમ્મરીની જેમ રે વલોવું
ઘુમ્યા કરે છે એકધારી ભીનાશ : મને
લાગતું ન ક્યાંય મારું હોવું
હોવા વિનાની કોઈ શકયતામાં ઓગળીને
જળનો આકાર તમે લેતાં ...

કાચમાં રહે છે પારદર્શકતા એમ
તમે મારામાં આરપાર રહેતાં.

# કવિતા

શિશુઓનું હાસ્ય, મારી કવિતાનો શુભ્ર છંદ



૧૪૩૧૬

વર્ષ ૨ : અંક ૬ : ઑગસ્ટ ૧૯૬૯
સળંગ અંક ૧૨
મુખપૃષ્ઠ • સજાવટ • દિનેશ દલાલ

**સૂચનાઓ :**
વરસમાં છ અંકો દર બે મહિને, ઑક્ટોબર, ડિસેમ્બર, ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન અને ઑગસ્ટમાં વીસમી તારીખે પ્રકટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

**લવાજમ :**
દેશમાં રૂપિયા છ, પરદેશમાં રૂપિયા આઠ, ત્રૈવાર્ષિક રૂપિયા ૧૬, છૂટક નકલનો રૂપિયો એક. વરસથી ઓછું લવાજમ સ્વીકારવામાં આવશે નહિ.

**પત્રવ્યવહારનું સરનામું :**
જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧.

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, કોટ, મુંબઈ–૧.

